# મૃગલોચની

અથવા

## માયા-માહાત્મ્ય.

( અદ્ભુત ઘટનાયુક્ત નવલકથા. )

સોલ એજન્ટ

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ચણુકરવાળા-અમદાવાદ.

# મૃગલોચની

અથવા

## માયા-પ્રાબલ્ય.

---

### ભાગ ૧ લો.

( અદ્ભુત ઘટનાયુક્ત નવલકથા. )

---

સંપાદક,

**વ્રજલાલ જાદવજી ઠક્કર.**

તંત્રી 'લુહાણા-બંધુ'—અમદાવાદ.

---

પ્રકાશક,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

બુકસેલર અને પબ્લીશર,

ત્રણ દરવાજા—અમદાવાદ.

---

વિક્રમાબ્દ ૧૯૭૫. * આવૃત્તિ બીજી.

ખ્રિસ્તાબ્દ ૧૯૧૯. * પ્રત ૨૦૦૦.

---

મૂલ્ય રૂ. ૧-૮-૦.

# પ્રસ્તાવના.

આવા પ્રકારની નવલકથા ગુજરાતી સાહિત્યમાં કાંઇ તદ્દન નવીન નથી. હમણાં જે નવલકથાઓને આપણે અદ્દભુત, ભેદભરમવાળી, ઘટનાઓ ઘાત પ્રતિઘાતવાળી અને જીજ્ઞાસારસનું પૂર્ણ પોષણ કરવાવાળી ગણીએ છીએ એવી નવલકથાઓના વર્ગમાં જ આ નવલકથાને મૂકી શકાય છે.

વિશ્વવિખ્યાત શ્રી વીરવિક્રમના સમયમાં અંધકારપટ ધારણ કરી પોતાના દેહને અદ્રશ્ય કરવાની—છુપાવવાની એક અદ્દભુત વિદ્યા અસ્તિત્વ ધરાવતી હતી. જેમ જેમ એ વિદ્યાનો પ્રચાર વૃદ્ધિંગત થતો ગયો તેમ તેમ તેમાં ઘણો સુધારો વધારો થયો તથા અંતે સુપ્રસિદ્ધ ગણાતા રસાયનશાસ્ત્રીઓ પણ એ વિદ્યામાં અપૂર્વ રસપૂર્વક ભાગ લેવા લાગ્યા.

આ નવીન વિદ્યા—રંગવિદ્યાના આશ્રયથી તેના ઉપાસકો પોતાનો દેહ અદ્રસ્ય રાખવા ઉપરાંત ઇચ્છિત વેશ ધારણ કરી દુનિયાની આંખોમાં ધૂળ નાખી અર્થસિદ્ધિ પ્રાપ્ત કરવાની અમોઘશક્તિને મેળવી શક્યા. અભ્યાસથી અને તીક્ષ્ણ બુદ્ધિથી તેમણે પોતાના વ્યવસાયને એટલી સીમા સુધી કેળવ્યો કે, અમુક મનુષ્યનો ક્ષણ કાળનો સહવાસ થતાં જ તેઓ તેની આબેહુબ નકલ કરી શકવા લાગ્યા. આવી નકલ કરી તેઓ પોતાનાં નિત્યનાં પરિચિત મનુષ્યોને પણ પ્રસંગાનુસાર ભૂલથાપ ખવડાવવા લાગ્યા. આ વિદ્યાનાં પ્રમાણો હજી સુધી ઇતિહાસમાં પણ કોઇ કોઈ સ્થળે નજરે પડે છે.

આવા રંગવિદ્યાપ્રવીણ રસાયનશાસ્ત્રીઓનું માન પૂર્વકાળમાં એટલું બધું હતું કે તેઓને ગમે તે રાજ્યમાં સંમાનસહ આશ્રય

મળતો હતો. એ લોકો પોતાની અદ્‌ભુત શક્તિથી પ્રતિસ્પર્ધી રાજ્યોને જોતજોતાંમાં પોતાના બુદ્ધિબળથી અને માયા–પ્રાબલ્યથી સ્વાધીન કરતા હતા. આમ હોવા છતાં એ રંગવિદ્યાચતુર બહુરૂપીઓ એટલા બધા પ્રમાણિક, નિમકહલાલ અને વફાદાર હતા કે, જ્યાં સૂધી તેમનો આશ્રયદાતા સ્વધર્મને અનુસરતા પોતાના આચાર વ્યવહાર રાખતો ત્યાં સૂધી તેઓ વિપુલ દ્રવ્ય રત્નાદિની પ્રાપ્તિ થતી હોવા છતાં એ તરફ સહજ પણ લોભ નહિ દર્શાવતાં પોતાના આશ્રયદાતાને જ તેઓ હમ્મેશાં વફાદાર રહેતા હતા. વળી પોતાના જ વ્યવસાયવાળો કોઈ બહુરૂપી જો તેમના પંઝામાં ફસાઇ પડતો તથા તે કદાચ ગંભીર ગુન્હેગાર ઠરતો તો પણ તેઓ તેને પ્રાણદંડની ભયંકર સજા કરતા નહિ. આ કાંઈ તેમના ઉદાર હૃદયનું સામાન્ય મહત્વ નથી. પ્રસ્તુત નવલકથામાં એવા વેશધારી–બહુરૂપીઓની ચતુરાઇ, બહાદુરી, પ્રમાણિકતા, વફાદારી આદિ વિષયોનું રસિક, મનોરંજક, જ્ઞાનદાયક અને નીતિતત્વસૂચક વર્ણન કરવામાં આવ્યું છે; એટલુંજ નહિ પરંતુ સતી સાધ્વી સન્નારીઓ પોતાનાપર મહાભારત સંકટો આવી પડવા છતાં સ્વધર્મનું કેવી રીતે સંરક્ષણ કરી શકે છે, પ્રણયપ્રાપ્તિમાં નિરાશ થયેલી–ઇંદ્રિયદમન કરવાને અસમર્થ એવી પાપિષ્ઠા પ્રબળાઓ પોતાની પાપવાસના પરિતૃપ્ત કરવા માટે કેવાં ભીષણ કારસ્થાનો કરે છે, સ્ત્રીજાતિ પણ વેશધારીઓના વ્યવસાયમાં કેટલી સીમા સૂધી નિપુણા હોઈ શકે છે, યુદ્ધમાં વિજય મેળવવા માટે બહાદુર અને રણચતુર વીરપુરુષો કેવા ચક્રવ્યૂહની યોજના કરે છે એ સઘળા મનોરંજક વિષયોનું શાબ્દિક ચિત્ર આ નવલકથામાં અંકિત કરવામાં આવ્યું છે, અને જો ગુજરાતી વાચનપ્રિય સમાજ તરફથી આ નવલકથાનો યથોચિત સત્કાર થશે તો અમે અમારા સફળ શ્રમની સાર્થકતા થયેલી સમજીશું.

---

# વિષયાનુક્રમણિકા.


| પ્રકરણ. | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ લું. | પ્રેમિકની હૃદયવ્યવસ્થા ... ... ... | ૧ |
| ૨ જું | ક્રૂરસિંહના કપટનો આરંભ ... ... | ૧૧ |
| ૩ જું. | કિશોરીની કાર્યકુશળતા... ... ... | ૧૫ |
| ૪ થું. | પ્રેમિકનો પત્ર. ... ... ... | ૨૩ |
| ૫ મું. | શિકાર સપડાયે... ... ... ... | ૩૨ |
| ૬ ઠું. | અરણ્યમાં આવેલી ગુપ્ત ગુફા ... ... | ૩૮ |
| ૭ મું. | પુત્રાના હાથે પિતાનું ખૂન. ... ... | ૪૭ |
| ૮ મું. | પ્રણયી યુગ્મનું મિલન અને આકસ્મિક સંકટ. | ૫૨ |
| ૯ મું. | પલાયન ... ... ... ... | ૬૩ |
| ૧૦ મું. | પ્રપંચનું પરિણામ ... ... ... | ૬૭ |
| ૧૧ મું. | મહારાણા કનકસિંહના આશ્રયમાં... ... | ૭૨ |
| ૧૨ મું. | બનાવટી દીવાન. ... ... ... | ૭૫ |
| ૧૩ મું. | કૃત્રિમ કિશોરી કેદમાં. ... ... ... | ૮૭ |
| ૧૪ મું. | ચક્રમચંદ્રના દોસ્તોની ચાલાકી. ... ... | ૯૫ |
| ૧૫ મું. | પ્રિયતમની શોધમાં કિશોરી. ... ... | ૧૦૨ |
| ૧૬ મું. | મજલિસની મોહિની !... ... ... | ૧૧૩ |
| ૧૭ મું. | કેદમાંથી છુટકારો ... ... ... | ૧૨૬ |
| ૧૮ મું. | પુષ્પાવતીની કાર્યપ્રવીણતા ... ... | ૧૨૮ |
| ૧૯ મું. | શત્રુતાની શરુઆત ... ... ... | ૧૩૪ |
| ૨૦ મું. | યુદ્ધની તૈયારી... ... ... ... | ૧૩૮ |

| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ |
|---|---|---|
| ૨૧ મું. | યુવરાજનું સ્વાગત ... ... ... | ૧૪૭ |
| ૨૨ મું. | હૃદયવિદારક ઘટના ... ... ... | ૧૫૫ |
| ૨૩ મું. | રણમાં ભંગ ... ... ... ... | ૧૭૦ |
| ૨૪ મું. | ભીષણ સંગ્રામ અને વિજય પ્રાપ્તિ. ... | ૧૭૮ |
| ૨૫ મું. | આશા નિરાશા. ... ... ... | ૧૮૮ |
| ૨૬ મું. | શત્રુના સપાટામાં વીરસિંહ ... ... | ૨૦૭ |
| ૨૭ મું. | સુધામાં હલાહલ ... ... ... | ૨૧૧ |
| ૨૮ મું. | પાપનું પ્રતિફળ ... ... | ૨૨૬ થી ૨૩૭ |


---

ॐ तत्सत्परमात्मने नमः ।

# મૃગલોચની

અથવા

## માયા-માબલ્ય.

( અદ્ભુત ઘટનાયુક્ત નવલકથા. )

## ભાગ ૧ લો.

---

### પ્રકરણ ૧ લું. પ્રેમિકની હૃદયવ્યથા.

---

સંધ્યાકાળ થયો હતો. સૂર્યભગવાન્ પશ્ચિમ દિગ્વધૂને આલિંગન કરતા અસ્તાચળમાં ઉતરી પડયા હતા. શીતળ સુગંધિત સમીર મૃદુ-મંદગતિથી વિહરતો હતો. પંખીઓ કર્ણપ્રિય કલરવ કરતાં સ્વસ્થાન પ્રત્યે જતાં જોવામાં આવતાં હતાં. આવા રમણીય સમયે બે યુવકો એક પાષાણશિલાપર બેસી એકબીજાની સાથે વાતચીત કરતા હતા. એ બે યુવકો પૈકી એકનું નામ વીરસિંહ અને બીજાનું નામ જ્યોતિસિંહ હતું.

જ્યોતિસિંહ રાજા દેવીસિંહના દીવાન અજીતસિંહનો પુત્ર અને

રાજકુમાર વીરસિંહનો જાનોજીગર દોસ્ત હોઈ તે ઘણો ચાલાક, બહાદુર અને કળાબાજ હતો. તેણે પોતાના કમરપટ્ટામાં એક તિક્ષ્ણ ખંજર ખોસી રાખેલું હતું. એ સિવાય તેણે પોતાના ખભા ઉપર એક કોથળી લટકાવી હતી. જ્યોતિસિંહ વારંવાર ચોતરફ તિક્ષ્ણદૃષ્ટિથી જોતો વીરસિંહ સાથે વાતચિત કરતો હતો.

થોડે દૂર એક રમણીય ઝરો આવેલો હોઇ તેની પાસે એક ઉચ્ચ વટવૃક્ષ હતું. એ વૃક્ષના મજબુત થડ સાથે એક સુચતુર અશ્વને બાંધી રાખેલો હતો.

રાજકુમાર વીરસિંહે જ્યોતિસિંહને ઉદ્દેશીને કહ્યું:—" ભાઈ ! ઇશ્કના અગ્નિથી મ્હારૂં તનબદન બળીને ખાકસાર થઈ જાય છે. મહબ્બત એ કેવી બુરી બલા છે કે જેથી હું આટલો બધો દુઃખી થાઉં છું. એ મૃગલોચનીની મનહર સુરતનું રાત્રિ દિવસ હું સ્મરણ કર્યા કરૂં છું. એ દિલદાર દિલારાનાં દર્શન કરવા માટે મ્હારો જીવ ક્ષણે ક્ષણે આકુળ વ્યાકુળ બની જાય છે. જ્યોતિસિંહ ! તમે ઘણી વખત રત્નગઢ જઇને રાજનન્દિની મૃગલોચનીને મ્હારા પ્રેમપત્રો આપી આવ્યા છો તથા તેના ઉત્તરો લઇ આવ્યા છો. આપણા રાજ્ય અને રત્નગઢ વચ્ચે માત્ર પાંચ જ ગાઉનું અંતર છે; છતાં હું એ પ્રાણાધિકા પ્રિયતમાના વિરહશોકથી રાત્રિ દિવસ દુઃખિત થાઉં છું એ કાંઇ મારૂં સામાન્ય દુર્ભાગ્ય નથી. જુઓ, આ પત્રમાં પણ મ્હારી મૃગલોચનીએ તેની વિરહવ્યથાનું વર્ણન કર્યું છે. આ પ્રેમપત્રમાં તેણે પોતાનું હૃદય જ ચીતર્યું છે. તમે આ પત્ર વાંચી જુઓ એટલે તમે અમારા અરસ્પરસના સ્નેહાકર્ષણની કાંઇક કલ્પના કરી શકશો."

પાઠક ! આ બન્ને યુવકો જ હતા એ તમે એમના ઉપર્યુક્ત ઉદ્ગારો ઉપરથી સમજી શકયા હશોજ. આપણી આ વાર્તાના આરંભકાળ

પ્રસંગે વીરસિંહની ઉમ્મર એકવીસ બાવીસ વર્ષની હોઇ જ્યોતિસિંહની ઉમ્મર સુમારે પચીસ વર્ષની હતી. વીરસિંહ વિજયગઢના રાજેન્દ્ર દેવીસિંહનો એકનો એક પુત્ર હતો.

વીરસિંહે આપેલો પત્ર જ્યોતિસિંહે હાથમાં લઇ વાંચવા માંડ્યો તેમાં નીચે પ્રમાણે હકીકત લખેલી હતી:—

" પ્રાણાધિક પ્રિયતમ !

તમારા વિયોગશોકની વ્યથા હવે હું વેઠી શકતી નથી. આ હૃદય-મંદિરમાં તમારી જ પ્રેમમૂર્તિની સ્થાપના કરી હું નિરંતર તેનું સ્મરણ કર્યા કરૂં છું. તમારા સિવાય હું સર્વત્ર નિરાનંદ જ અનુભવું છું. જીવનાધિક ! આ રજનીના તમે ચંદ્ર છો, આ કમલિનીના આપ સૂર્ય છો. આપના વિયોગે મ્હને સમસ્ત પ્રકૃતિ સૌન્દર્યશૂન્ય જણાય છે. ચંદ્રના સુવિમળ પ્રકાશથી મ્હારી અંતરવ્યથા ઓછી થવાના બદલે વૃદ્ધિંગત થાય છે—રાજવૈભવ તુચ્છવત્ ભાસે છે; માટે સત્વર આ દાસીને દર્શનનો લાભ આપી દુ:ખમુક્ત કરો એટલી જ આ અબળાની અનન્યભાવથી પ્રાર્થના છે. વિશેષ શું લખું ? મ્હારી અસાધારણ હૃદયવ્યથાનું વર્ણન હું નિર્જીવ શબ્દોદ્વારા કરી શકું તેમ નથી.

લી. દર્શનાભિલાષીની

મૃગલોચની. "

જ્યોતિસિંહ આ પત્ર વાંચી વિચારમાં પડી ગયો. વીરસિંહે કહ્યું:—" ભાઇ ! શું આ પત્રની હકીકતપરથી એમ સાબીત નથી થતું કે, મૃગલોચનીનો પણ મ્હારાપર અપાર પ્રેમ છે. મ્હારી તમને એટલી જ વિનંતિ છે કે, તેની સાથે સત્વર મ્હારી મુલાકાત થાય એવી વ્યવસ્થા તમે કરો.

વીરસિંહનાં આ વચનો સાંભળી જ્યોતિર્સિંહે કહ્યું:—“ હું હરેક પ્રકારે તમને ત્યાં લઇ જઇ શકું તેમ છું; પરંતુ આજકાલ મૃગલોચનીના પિતા જયસિંહે રાજમહેલની ચોતરફ સખ્ત પહેરો રાખેલો છે. તે ઉપરાંત રાણા જયસિંહના મંત્રીનો પુત્ર કૂરસિંહ મૃગલોચનીપર આશક થયેલો છે. એણે પોતાના બે બહુરૂપી દોસ્તો કે જેમનાં નામ અકબરઅલ્લી અને યુસફખાન છે તેમને એવી તાકીદ કરેલી છે કે તેમણે મહેલની ચોતરફ બરાબર તપાસ રાખવી. તેણે તેમને આવી સૂચના કરી છે તેનું કારણ એ છે કે, આપ રાજકુમારી મૃગલોચનીને ચ્હાઓ છો અને રાજકુમારી આપને ચ્હાય છે એ હકીકત કપટી કૂરસિંહના જાણવામાં આવી છે. વળી દ્વેષબુદ્ધિને વશ થઈ એ હકીકત તેણે રાણા જયસિંહને જણાવી દીધેલી હોવાથી જ રાણાએ રાજમહાલયની આસપાસ સખ્ત પહેરાનો બંદોબસ્ત કર્યો છે. જ્યાં સુધી ત્યાં જઇને હું એ લુચ્ચાઓને મ્હારી જાળમાં નહિ ફસાવું ત્યાં સૂધી આપને એ સ્થળે લઇ જવા હું નારાજ છું. આ પ્રસંગે હું રત્નગઢ જઇ મૃગલોચની તથા તેની સખી કિશોરી સાથે ગુપ્ત મુલાકાત કરીશ; કેમ કે કિશોરી પણ બહુરૂપીની વિદ્યા જાણતી હોઇ તે મૃગલોચનીની પ્યારી સખી છે. તે રાજનન્દિનીને પોતાના પ્રાણ કરતાં પણ વિશેષ ચ્હાય છે. આપણા શત્રુઓની હિલચાલનું સંપૂર્ણ અવલોકન કરી આવ્યા સિવાય હું આપને ત્યાં લઇ જઇ શકું તેમ નથી. વગર વિચાર્યે ઉતાવળથી કાર્ય કરવા જતાં સંકટ સહન કરવું પડે છે એ આપ સારી રીતે જાણો છો.”

“ત્યારે તમને જેમ ઠીક લાગે તેમ કરો. મ્હારે માત્ર મ્હારી તાકતનો જ વિશ્વાસ છે; પરંતુ તમને તો તમારી તાકાત અને બહુરૂપીની વિદ્યા—બન્નેનો વિશ્વાસ છે.” રાજકુમાર વીરસિંહે જ્યોતિર્સિંહના વિચારોને સંમત થતાં કહ્યું.

"મ્હને એવો પણ પત્તો મળ્યો છે કે, હમણાં જ ક્રૂરસિંહના બન્ને બહુરૂપી મિત્રો અકબરઅલ્લી અને યુસફખાન પુનઃ અહીં આવીને આપણા મહારાજનાં દર્શન કરી ગયા છે. તેઓ શા વિચારથી આવ્યા હતા તેની કલ્પના હું કરી શકતો નથી. અફસોસ કે એ સમયે હું અહીં હાજર નહોતો; નહિ તો મ્હેં તેમને ક્યારનાય મ્હારા પંઝામાં ફસાવ્યા હોત." જ્યોતિસિંહે અફસોસ દર્શાવ્યો.

"તમે જેવી રીતે ક્રૂરસિંહના બન્ને મિત્રોને ફસાવવાના પ્રયત્નો કરો છો તેવી રીતે તેઓ તમને ફસાવવાના પ્રયત્નો કરે છે. ઠીક, હવે તમે ત્વરાથી રત્નગઢ જાઓ અને મૃગલોચની સાથે મ્હારી મુલાકાત થાય એવો બંદોબસ્ત કરો." વીરસિંહે પોતાની ઇચ્છા દર્શાવી. તરતજ જ્યોતિસિંહ ઉઠી ઉભો થયો અને વીરસિંહનો ત્યાગ કરી રત્નગઢ તરફ રવાના થયો. વીરસિંહ પણ વૃક્ષના થડ સાથે બાંધેલા સુચતુર અશ્વને છૂટો કરી, તેના પર સ્વાર થઈ પોતાના કિલ્લા તરફ વિદાય થયો.

---

## પ્રકરણ ૨ જું. ક્રૂરસિંહના કપટનો આરંભ.

"મૃગલોચની! ત્યારે શું મ્હારી વિનંતિ તું માન્ય નહિ જ કરે? મ્હારા હૃદયને હરી લઇને અંતે તું મ્હને નિરાશ જ કરીશ કે? મ્હાયલા વીરસિંહને રાજકુમાર સમજી તું ત્હારા ખરા જીગરથી તેને ચ્હાય છે? ના ના, હું ત્હારી આ ગંભીર ભૂલ અલ્પકાળમાં જ સુધારીશ. મ્હારા જેવો ભોગી ભ્રમર ત્હારા જેવી કુસુમકલિકાને બીજાના હાથમાં કાળાંતરે પણ નહિ જવા દે. જ્યાં સુધી મ્હારા જીવમાં જીવ

છે, મ્હારી નસોમાં ઉષ્ણ શોણિત વહે છે ત્યાં સૂધી તો હું વીરસિંહને મ્હારા પ્રણયમંદિરનો પૂજારી નહિ જ થવા દઉં. ક્યાં તું અને ક્યાં વીરસિંહ ? મ્હારી ખાત્રી છે કે, પ્રસન્નતાથી તું મ્હારી ઇચ્છાને આધીન નહિ થાય તો હું છળકપટનો આશ્રય સ્વીકારીને પણ તને મ્હારા પંઝામાં ફસાવીશ અને મ્હારી ઉમ્મીદ બર લાવીશ."

સ્વગત આવા વિચારો કરતો ક્રૂરસિંહ રત્નગઢમાં આવેલા એક બગીચામાં બેઠો હતો. આ કથાનક પ્રસંગે ક્રૂરસિંહ ઉમ્મર ત્રીસેક વર્ષની હોઇ તેના ઉપર્યુક્ત ઉદ્દગારોના વાંચનથી જ વાંચકબંધુઓ તેના સ્વભાવ અને ચરિત્ર સંબંધીની કલ્પના કરી શકશે; એટલું જ નહિ પરંતુ ક્રૂરસિંહનાં વિશેષ નિષ્ઠુર અને પૈશાચિક કાર્યોનો આ નવલકથામાં વાંચકોને વારંવાર સાક્ષાત્કાર થવાનો હોવાથી એ સંબંધી અહીં વિશેષ ઉલ્લેખ કરવાની આવશ્યકતા નથી.

ક્રૂરસિંહ સ્વગત આવા વિચારો કરતો હતો એવામાં તેના બન્ને યુવાન્ મિત્રો અકબરઅલ્લી અને યુસફખાન ત્યાં આવી પહોંચ્યા અને ક્રૂરસિંહ તેમને જોઇ શકે નહિ એવી રીતે તેઓ તેની પાછળ ઉભા રહ્યા. આ બન્ને યુવકો મુસલ્માન હોઇ તેમણે મુસલ્માની વેશ ધારણ કરેલો હતો. તેમની બન્નેની મુખમુદ્રાનું અવલોકન કરતાં તેઓ ચતુર, પ્રપંચી અને કુળાબાજ હોય એવો તત્કાળ ભાસ થતો હતો. થોડા સમય સૂધી મૌન ધારણ કર્યા પછી તેઓમાંના એકે ક્રૂરસિંહના ખભા-પર હાથ મૂકતાં હસીને કહ્યું:—" દોસ્ત ! શી ચિંતા કરો છો ?"

" મ્હારા દિલાવર દોસ્તો ! મ્હારી ચિંતાનું કારણ તમારાથી ક્યાં અજાણ્યું છે ? હું મંત્રીનો પુત્ર હોવાથી રાજા જયસિંહ તેમની કન્યાનો મ્હારી સાથે વિવાહ સંબંધ સાંધતાં સંકોચાય છે, ત્યારે બીજી તરફથી રાજકુમારી મૃગલોચની વીરસિંહને ચ્હાય છે. આમ હોવાથી રાત્રિ

દિવસ મ્હારા અંતરમાં અસંખ્ય વિચારો ઉત્પન્ન થાય છે. ધારો કે, કદાચ હું મૃગલોચનીને મ્હારી પ્રપંચજાળમાં ફસાવીને ઉપાડી જાઉં તો તેની સાથે ક્યાં જઇને રહું? એવું બને તો મ્હારાં વૃદ્ધ માતાપિતાની મહારાણા જયસિંહ કેવી દુર્દશા કરે? જ્યાં સૂધી આ જગત્માં વીરસિંહ હયાત હશે ત્યાં સૂધી મ્હારી મુરાદ બર આવનાર નથી. માટે વીરસિંહ અને તેના બહુરૂપી દોસ્ત જયોતિસિંહને ગિરફતાર કરી કોઇ એવા સ્થળે કેદ પૂરી રાખવા જોઇએ કે તેમનું મૃત્યુ થતાં સૂધી કોઇ તેમનો પત્તો મેળવી શકે નહિ, એ કાર્ય કર્યા પછી મહારાણા જયસિંહને મારી નાખવાનો પ્રયત્ન આપણે કરવો જોઇએ, જો એ બન્ને કાર્ય પાર ઉતરી જાય તો સત્વર તમારો આ દિલાવર દોસ્ત ગાદીનશીન થાય અને આપણાં સર્વનાં સકળ સંકટો અને ચિંતાનો અંત આવી જાય. હું રત્નગઢ રાજ્યનો મહાણો થઇશ એટલે રાજકુમારી મૃગલોચની નિરૂપાયે પણ મ્હારી ઇચ્છાને આધીન થશે અને હું તેના સહવાસસુખમાં મ્હારા આયુષ્યને પસાર કરી શકીશ; પરંતુ યુસફખાન! રાજાનું કાસળ કાઢી નાખ્યા પછી હું રત્નગઢના રાજસિંહાસન પર બિરાજી શકીશને?" ક્રૂરસિંહે પોતની મહત્વકાંક્ષાનું વર્ણન કર્યું.

"આપ એ માટે નિશ્ચિંત રહો. આ રાજ્યમાં મુસલ્માનોની સંખ્યા વિશેષ છે. એ સર્વને હું આપની મદદાર્થે તૈયાર કરી શકું તેમ છું, તથા તેમની પાસે એવા કસમ ખવડાવું છું કે, જયસિંહના મૃત્યુ પછી તેઓ આપને જ મહારાજા માને; પરંતુ આપને અમારી એક શર્ત સ્વીકારવી પડશે. તે એ છે કે, રાજા થયા પછી આપે અમારા મુસલ્માની મજહબને સ્વીકારવો," મુસફખાને કહ્યું.

"દોસ્તો! તમારી આ શર્તને હું દિલોજાનથી કબૂલ કરું છું." ક્રૂરસિંહે રાજ્યલોભને વશ થઇ યુસફખાનની શર્ત સ્વીકારવા કહ્યું.

" આ વાતનું એક એકરારનામું (પ્રતિજ્ઞાપત્ર) લખીને આપ મ્હારા હાથમાં આપો; જેથી સર્વે મુસલ્માન ભાઇઓને અમે એ એકરારનામું બતાવી આપણા પક્ષમાં લઇ શકીએ, " અકબરઅલ્લીએ પોતાના પ્રસ્તાવને સુદૃઢ કરવાની કલ્પનાથી કહ્યું.

ક્રૂરસિંહે કાર્ય થઇ ગયા પશ્ચાત્ મુસલ્માની મજહબ સ્વીકારવાને માટે એક એકરારનામું લખી સત્વર અકબરઅલ્લી અને યુસફખાનને સ્વાધીન કર્યું, પછીથી યુસફખાનને ક્રૂરસિંહને કહ્યું:-"હવે આપના નામનો વિજયડંકો વાગી ચુકયોછે એમજ આપ સમજજો. સઘળા મુસલ્માનોને જેમ બને તેમ જલદીથી અમે આપણા પક્ષમાં મેળવી લઇશું; પરંતુ હજી એક વાત રહી જાય છે."

"શી વાત રહી જાય છે તે જણાવો એટલે તેનો નિકાલ કરવામાં આવશે. ક્રૂરસિંહે આશાજનક સ્વરે પૂછ્યું.

"એજ કે, અમારા મહાન્ પ્રયત્નોના પરિણામથી જ આપ આ વિશાળ રાજ્યના મહારાણા થઇ શકો તેમછો; તેથી અમારા શ્રમનો અમને પણ યોગ્ય બદલો મળવો જ જોઇએ, " યુસફખાને સ્વાર્થની વાત દર્શાવી.

"દોસ્તો ! હું જાણુંછું કે, તમારી બન્નેની સહાયતાથી જ મ્હારી સર્વ મહત્વાકાંક્ષાઓ સફળ થાય તેમ છે. તમારા શ્રમનો તમે જે બદલો માગશો તે હું તમને અવશ્ય આપીશ." ક્રૂરસિંહે કહ્યું.

"અમારી માગણી માત્ર એજછે કે, આપ રાજા થાઓ એટલે અમને બન્નેને વજીરનો અધિકાર આપવામાં આવે, પછીથી આપ અમારી ચાલાકીનો તમાશો જો જો કે, વાતમાં ને વાતમાં અમે જમાનાને કેવી રીતે ઉલટાવી નાખીએ છીએ ! "

ક્રૂરસિંહે પોતાના દોસ્તોની માગણી પ્રમાણે, પોતાને રાજસિ-

હાસલ પ્રાપ્ત થયા પછી તેમને વજીરનો અધિકાર આપવાનું બીજું એક એકરારનામું પણ લખી આપ્યું. એથી અકબરઅલી અને યુસફ્-ખાન પણ ઘણા આનંદિત થયા.

થોડા સમય પછી યુસફ્ખાને કહ્યું:–"હવે અમે રાજકુમારી મૃગલોચનીની ખબર લેવા જઇએ છીએ; કેમ કે આ સંધ્યાનો સમય ઘણો ઉત્તમ છે. આ સમયે મૃગલોચની બગીચામાં બેસી તેની સખી કિશોરીને પોતાની વિરહવાર્તા કહેતી હશે; તેથી એનો પત્તો ઘણી સહેલાઇથી લાગી શકશે, અને આજકાલ વીરસિંહ અને મૃગલોચની વચ્ચે શી ખટપટ ચાલી રહી છે એ પણ જાણી શકાશે?"

આ પ્રમાણે કહી યુસફ્ખાન અકબરઅલીની સાથે ત્યાંથી વિદાય થઇ ગયો.

---

## પ્રકરણ ૩ જું. કિશોરીની કાર્યકુશળતા.

---

અદ્યાપિ સૂર્યાસ્ત થવાને થોડા સમયનો વિલંબ હતો. મૃગલોચની કિશોરી અને પુષ્પા બગીચામાં ફરતાં હતાં. વિવિધ પુષ્પલતાઓ એક બીજીને આલિંગન કરી સ્વછંદ વાયુમાં વિહાર કરતી હતી. મૃદુમંદ શીતળ વાયુ પુષ્પોની સુગંધિ હરી લઇને ચારે દિશાએ ફુંકાતો હતો. પશ્ચિમાકાશે મનહર સૌન્દર્ય ધારણ કર્યું હતું. ઉચ્ચ વૃક્ષોની ડાળીઓને ભેદી, અસ્ત થવાની તૈયારી કરતા સૂર્યભગવાન્ પોતાનાં રંગબેરંગી તેજોમય કિરણો ફેંકતા હતા. બગીચામાં ઉગેલી લીલી હરિયાળીને વ્યવસ્થાપૂર્વક કાપી લીધેલી હતી. ગુલાબ, જાઇ, જુઇ, ચંપો, ચમેલી આદિ પુષ્પો પૂર્ણવિકસિત થયેલાં હતાં. બગીચાની એક બાજુએ સુંદર

ભવ્ય રાજમહાલય અને બીજી બાજુએ બે ઊંચા બુરજો આવેલા હતા. મૃગલોચનીની પ્રાણપ્રિય સખી કિશોરી વિવિધ પુષ્પો ચુંટીને મૃગલોચનીના કોમળ હાથમાં આપતી હતી, તથા રાજનન્દિનીની હૃદયવ્યથા ઓછી કરવાનો પ્રયત્ન કરતી હતી; પરંતુ આથી રાજકુમારીની હૃદયવ્યથા શાન્ત થતી નહોતી. બગીચામાં ફરવાથી મૃગલોચનીનું મન થોડા સમયના માટે વિરહની વ્યથા ભૂલી જશે એમ વિચારી તેની સખીઓ બળાત્કારપૂર્વક તેને રાજમહાલમાંથી બગીચામાં તેડી લાવી હતી.

પુષ્પ વેણિ બનાવવા માટે પુષ્પો તોડતી તોડતી માલતીલતા તરફ ચાલી ગઇ; પરંતુ મૃગલોચની અને ચપળા ફરતી ફરતી બગીચાના મધ્યભાગમાં આવેલા ફુવ્વારા પાસે જઇ જળક્રીડા જોવા લાગી.

"કોણ જાણે કે, પુષ્પા ક્યાં પલાયન કરી ગઇ ?!" કિશોરીએ કહ્યું.

"આટલામાં જ કોઇ સ્થળે ફરતી હશે." મૃગલોચનીએ ઉત્તર આપ્યો.

"તેને ગયાને ઘણો સમય થઇ ગયો: છતાં તે આપણી પાસે આવી કેમ નહિ ?"

"જો, એ આ તરફ જ આવે છે."

"આ સમયે તો એની ચાલમાં ફર્ક જણાય છે !" કિશોરીએ સંશયાધીન થઇને કહ્યું.

એટલામાં પુષ્પાવતીએ આવી પુષ્પોનો એક ગજરો મૃગલોચનીના હાથમાં આપીને કહ્યું:—"જુઓ, હું કેવો ગજરો બનાવી લાવી છું. જો મ્હારા સદ્ભાગ્યે આ સમયે રાજકુમાર વીરસિંહ અહીં હાજર હોત તો તેઓ મ્હારી કારીગરીની પ્રશંસા કરત અને મ્હને ઘણું સારું ઇનામ આપત."

એકાએક વીરસિંહનું નામ સાંભળવામાં આવતાં જ રાજકુમારીની સ્થિતિ આશ્ચર્યજનક થઈ ગઈ. ભૂલી જવામાં આવેલી વિરહ-વાર્તાનું પુનઃ સ્મરણ થયું. કમળ સમાન મુખમંડળ મલિન થઈ ગયું. તે ઉતાવળથી શ્વાસ લેવા લાગી. નયનયુગલમાંથી અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યાં. સજળનયને તે કહેવા લાગી:—“મ્હારા કમનસીબ કિસ્મતમાં વિધાતાએ કેટલું બધું કષ્ટ ભોગવવાનું નિર્માણ કર્યું છે તેનો કશો નિર્ણય હું કરી શકતી નથી. પિતાજીના અંતરમાં વળી કાંઈ વિચિત્ર ધુન ભરાઈ છે. તેઓ મ્હને જીવનપર્યન્ત કુમારિકા રાખવાને કહે છે. મ્હને મેળવવાને માટે રાજકુમાર વીરસિંહે મ્હારા પિતાની ઘણી ખુશામદ કરી; પરંતુ નિષ્ઠુર ક્રુરસિંહના પિતા દુર્જનસિંહે પિતાજીને એવા તો વશ કરી દીધા છે તેઓ દુર્જનસિંહની સલાહ પ્રમાણે જ પ્રત્યેક કાર્ય કરે છે. વળી ક્રૂરસિંહ કોઈ પણ રીતે મ્હને તેની જાળમાં ફસાવવાને ઇચ્છે છે. આવી વિચિત્ર પરિસ્થિતિ હોવાથી શું કરવું તે હું સમજી શકતી નથી.”

આ સમયે કિશોરીએ મૃગલોચનીનો હાથ દબાવી તેને ચૂપ રહેવાનો સંકેત કર્યો. કિશોરીના સંકેતને સમજી જઈ મૃગલોચનીએ મૌન ધારણ કર્યું, અને કિશોરીનો હાથ પકડી તે પાછી બાગમાં ફરવા લાગી; પરંતુ જાણી જોઈને તે પોતાનો રૂમાલ ત્યાં નાખતી ગઈ. થોડે દૂર ગયા પછી તેણે પુષ્પાવતીને ઉદ્દેશીને કહ્યું:—“સખિ! જો તો ખરી, ફુવ્વારા પાસે મ્હારો રૂમાલ પડી ગયો છે!”

પુષ્પા રૂમાલ લેવાને ફુવ્વારા પાસે ચાલી ગઈ એટલે મૃગલોચનીએ કિશોરીને પૂછ્યું:—“સખિ! ત્હેં મ્હને વાત કરતાં એકાએક અટકાવી કેમ દીધી?”

“બ્હેન! મ્હને પુષ્પપર સંશય ઉપજ્યો છે. તેની વાતચિત

તેમજ ચાલ ઉપરથી મ્હને એમ લાગે છે કે એ પુષ્પા નથી." કિશોરીએ ઉત્તર આપ્યો.

આ સમયે પુષ્પાએ રૂમાલ લાવી મૃગલોચનીના હાથમાં આપ્યો. કિશોરીએ પુષ્પાને પૂછ્યું:–"સખિ! કાલે રાત્રે મ્હેં તને જે કામ કરવાનું કહ્યું હતું તે ત્હેં કર્યું કે?"

"ના ના–એ કામ કરવાની વાતને તો હું ભૂલી ગઇ છું!" પુષ્પાએ ઉત્તર આપ્યો.

"ઠીક, એ વાત પણ તને યાદ છે કે ભૂલી ગઈ છે?" કિશોરીએ વિશેષ તપાસ કરવાની ઇચ્છાથી પૂછ્યું.

"એ વાત તો મ્હને યાદ છે."

"ત્યારે એ વાત તું મ્હને કહે તો જ હું જાણું કે એ વાત તને યાદ છે!"

કિશોરીની આ વાતનો ઉત્તર નહિ આપતાં પુષ્પાએ બીજી વાત તને યાદ છે!"

કિશોરીની આ વાતનો ઉત્તર નહિ આપતાં પુષ્પાએ બીજી વાત કાઢી. એથી સંશયના સ્થાને એવો દૃઢ વિશ્વાસ થઈ ગયો કે, એ પુષ્પા પોતે નથી. પછીથી કિશોરી પુષ્પાવતીને એક કહેવાનું જણાવી બગીચાની એક બાજુએ લઈ ગઈ, તથા કેટલીક નિરુપયોગી વાતો કર્યા પછી તેણે કહ્યું:—"જો જોઇએ, મ્હારા કાનમાંથી કાંઇ દુર્ગંધ તો નથી આવતી ને? ગઇ કાલથી મ્હારા કાનમાં દર્દ થયા કરે છે!"

બનાવટી પુષ્પા કિશોરીની ચતુરાઇમાં ફસાઈ પડી, અને તેણે કિશોરીનો કાન સુંઘ્યો. પ્રથમથી જ કિશોરીએ છુપી રીતે પોતાના કાનમાં બેશુદ્ધ બની જવાય એવી ભુકી રાખી હતી. ચાલાકીથી તેણે એ પુષ્પાને સુંઘાડી. પુષ્પા અલ્પકાળમાં જ બેશુદ્ધ બની જઈ પૃથિવી પર ઢળી પડી.

આસમયે કિશોરીએ મૃગલોચનીને હાંક મારતાં કહ્યું:—"બ્હેન! તમે અહીં આવીને આપણી પુષ્પાની સ્થિતિ જુઓ."

મૃગલોચની પાસે આવી પહોંચી એટલે તેણે પુષ્પાને બેશુદ્ધાવસ્થામાં પૃથ્વિપર પડી રહેલી જોઇ. મૃગલોચનીએ કિશોરીને કહ્યું:— "સખિ! કદાચ એમ ન થાય કે આ પુષ્પા જ હોય અને પછી ત્હારે તેના સમક્ષ શરમાવું પડે."

"ના ના—એમ થવાનું નથી." આમ કહીને કિશોરી પુષ્પાને પોતાની પીઠ પર નાખી ફૂવ્વારાની પાસે લઇ, તથા તેણે મૃગલોચનીને કહ્યું:—"બહેન! તમે ફુવ્વારામાંથી પાણી લાવી આના મ્હોં પર છાંટો—હું એનુ મ્હોં ધોઉં છું."

મૃગલોચની બનાવટી પુષ્પાના મ્હોં પર પાણી છાંટવા લાગી અને કિશોરી તેને ધોવા લાગી. થોડા જ સમયમાં પુષ્પાવતીની સુરત બદલાઇ ગઇ એટલે પુષ્પાના વેશમાં અકબરઅલ્લી ઓળખાઇ ગયો. આવો પ્રકાર જોવામાં આવતાં જ મૃગલોચનીનું મ્હોં ક્રોધથી લાલચોળ બની ગયું. તેના મુખમાંથી માત્ર એટલાજ શબ્દો નીકળ્યા કે:— "આ બદમાશે આજે ઘણી બેઅદબી કરી છે!"

"તમે જુઓ તો ખરાં કે, હું હવે શું કરું છું?!" આમ કહી કિશોરી પુનઃ અકબરઅલ્લીને પોતાની પીઠપર નાખી બગીચાના એક ખુણામાં લઇ ગઇ. ત્યાં આગળ બુરજ નીચે એક ભોયરું હતું. કિશોરીએ બેશુદ્ધ અકબરઅલ્લીને એ ભોંયરામાં લઇ જઇને સુવાડ્યો તથા પોતાના બહુરૂપીના વાટવામાંથી એક મીણબત્તી બ્હાર કાઢીને સળગાવી. મીણબત્તી સળગાવ્યા પછી તેણે એક દોરડાથી અકબરઅલ્લીના પગ અને હાથ તેની પીઠ તરફ વાળી મજબુતાઇથી બાંધી દીધા, તથા એક ડબ્બીમાંની ભૂકી તેણે તેને સુંઘાડી, આથી

અકબરઅલ્લીને છીંક આવી તથા તે શુદ્ધિમાં આવ્યો એટલે પોતે ફસાઇ પડયો છે એમ તેને માલૂમ પડયું. કિશોરી પોતાના હાથમાં એક ચાબુક લઇ ઉભી થઇ તથા તેણે અકબરઅલ્લીના અંગપર ફટકા મારવા માંડયા.

પ્રહારની વેદના વેઠી નહિ શકાયાથી અકબરઅલ્લી બોલ્યો:— “ મ્હને ક્ષમા આપો. મ્હારાથી મહાન્ ગુન્હો થયો છે. હવેથી હું આવું કાર્ય કદાપિ નહિ કરૂં તેમજ આવા કાર્યમાં કોઇને સહાયતા પણ નહિ કરૂં.” આમ કહી તે પ્રહારના દારુણ દુઃખથી દયાજનક બૂમો પાડવા લાગ્યો.

કિશોરીએ અકબરઅલ્લીનાં વચનો તરફ દુર્લક્ષ્ય કરીને કહ્યું:— “ સબુર કર. એક વખત માર ખાઇને નહોતો તૃપ્ત થયો કે પાછો આ રાક્ષસી સાથે બાથ ભીડવા આવ્યો ? શું આ બગીચામાં હવા ખાવાની ત્હારી ઇચ્છા હતી ? હું બગીચામાં છું એ તું નહોતો જાણતો કે ? શયતાનના બચ્ચા ! ત્હારા એઇસાના બાપના કહેવાથી ત્હેં આવું કામ કર્યું હતું કે ? હું એના પણ કેવા હાલહવાલ કરૂં છું એ તું થોડા સમયમાં જ જાણી શકીશ.” આમ કહીને તે પાછી અકબર-અલ્લીના સર્વાંગપર ફટકા મારવા લાગી. થોડા સમય પછી તેણે પુછ્યું:—“ શયતાન ! તું શા હેતુથી બગીચામાં આવ્યો હતો એ મ્હને કહે ? પુષ્પાવતી ક્યાં છે તેનો સત્વર ઉત્તર આપ ?”

પ્રહારનું દુઃખ વેઠી નહિ શકાયાથી અકબરઅલ્લીને સત્ય વાત કહેવી પડી કે, પુષ્પાને તેણે બેહોશ બનાવી દીધી હતી. રસ્તામાં તેણે પુષ્પોનો ગુચ્છ ફેંક્યો હતો. એ સુંઘીને પુષ્પા બેશુદ્ધ બની ગઇ હતી. પછીથી તેણે તેને એક કુંજમાં સૂવાડી તેનો વેશ ધારણ કર્યો હતો. આ સઘળી હકીકત કહી મજબીનયને તેણે પોતાને મુક્ત કર-વાની કિશોરીને વિનંતી કરી.

"ઉભો રહે, હું તને મુક્ત કરૂં છું." આમ કહીને કિશોરીએ બીજા દશબાર ફટકા તેને માર્યા એટલે તે ઉચ્ચ સ્વરે રડવા લાગ્યો. આ સમયે કિશોરીએ મૃગલોચનીને કહ્યું:–"તમે આ બદમાશ પાસે ઉભાં રહી તેની દેખરેખ રાખો. હું પુષ્પાવતીને શોધી લાવું. કદાચ આ બદમાશ અસત્ય વચનો ઉચ્ચારતો હોય માટે પુષ્પાવતીને શોધી કાઢવાની પ્રથમ અગત્ય છે."

પુષ્પાને શોધતી શોધતી કિશોરી માલતીલતા પાસે જઇ પહોંચી. ત્યાં જઇ બત્તી સળગાવી તપાસ કરતાં તેને માલૂમ પડયું કે, પુષ્પાવતી એ સ્થળે આવેલી ઝાડીમાં બેશુદ્ધાવસ્થામાં પડી રહેલી હતી. કિશોરી તેને શુદ્ધિમાં લાવવાનું ઔષધ સુંઘાડી સહજ દૂર ઉભી રહી. અલ્પકાળમાં જ પુષ્પાવતી શુદ્ધિમાં આવી. કિશોરીએ સ્મિતવદને તેને કહ્યું:–"ત્હારી તબીયત કેવી છે? અંતે પિશાચની પ્રપંચજાળમાં ફસાઇ પડી ને?"

"હું કયાં જાણુતી હતી કે, આ સમયે બગીચામાં આમ બનશે! માર્ગમાં એક પુષ્પગુચ્છ નજરે પડયાથી મ્હેં તે ઉપાડીને સુંઘ્યો તેથી વિના વિલંબે હું બેશુદ્ધ બની ગઇ. ત્યાર પછી શું બન્યું તેની મ્હને માહિતી નથી. અરેરે! કોણે મ્હને બેહોશ બનાવી દીધી હતી?! એ માણુસ મ્હારાં વસ્ત્રો પણ લઇ ગયો હોય એમ લાગે છે; વસ્ત્રો ઘણાં મૂલ્યવાન્ હતાં!!" પુષ્પાએ દિલગીરી દર્શાવી.

ત્યાં આગળ અકબરઅલ્લીનાં કપડાં પડયાં રહ્યાં હતાં. કિશોરીએ એક બે વસ્ત્રો લાવી પુષ્પાવતીનું મોહક અંગ ઢાંકી દીધું. પછીથી તેણે કહ્યું:–"પુષ્પા! તું બિલકુલ ચિંતા કરીશ નહિ. જે નરાધમે ત્હારી આવી સ્થિતિ કરી છે તેને મ્હેં કેવી શિક્ષા કરી છે એ ચાલ, હું તને બતાવું."

આમ કહી કિશોરી પુષ્પાને જ્યાં આગળ અકબરઅલ્લી અને મૃગલોચની હતાં ત્યાં લઇ ગઇ. અકબરઅલ્લી તરફ ઇશારો કરીને કિશોરીએ પુષ્પાને કહ્યું:–" જો આ દુષ્ટાત્માએ જ તને બેહોશ બનાવી દીધી હતી. "

અકબરઅલ્લી નજર પડતાં જ પુષ્પાવતીના અંતરમાં અપાર ક્રોધ ઉપજ્યો. તેણે કિશોરીને કહ્યું:–" બ્હેન! જો તું મ્હને રજા આપતી હોય તો હું પણ આ નિમકહરામને પાંચ સાત ફટકા મારી મ્હારા ક્રોધને શાન્ત કરૂં. "

" એ માટે રજા મેળવવાની બીલકુલ જરૂર નથી. તું આ બદમાશને ત્હારી ઇચ્છા હોય એટલા ફટકા માર. " કિશોરીએ સંમતિ આપી. પુષ્પાવતીએ ક્રોધાવેશમાં જ અકબરઅલ્લીને ઘણાં ફટકા માર્યા. અકબરઅલ્લી ગભરાઈ ગયો તથા તે પોતાના મનમાં ને મનમાં કહેવા લાગ્યો:–" હે ખુદા! ક્રૂરસિંહના લીધે જ મ્હારી આવી દુર્દશા થઈ છે માટે આપ મ્હારાપર દયા કરો. "

પછીથી અકબરઅલ્લીને આ ભોંયરામાં કેદ કરી ત્રણે જણીઓ રાજમહાલય તરફ રવાના થઈ.

આ ન્હાનો બગીચો કે જેમાં ઉપર્યુક્ત સઘળા બનાવો બન્યા તે રાજમહાલયના પાછળના ભાગમાં આવેલો હતો. આ બગીચો મૃગલોચની માટે તૈયાર કરાવવામાં આવ્યો હતો. એની ચોતરફ મુસલમાનોનો પહેરો હોવાથી અકબરઅલ્લી અને યુસફખાનને પોતાનું કાર્ય કરવાનો સુયોગ સહેલાઈથી મળ્યો હતો.

---

## પ્રકરણ ૪ થું. પ્રેમિકનો પ્રેમપત્ર.

" આ સંસારે પ્રથમ પ્રીતિએ કોણ જાણી શક્યું છે,
કે પ્રીતિનું રૂધિર સઘળું ઉષ્ણ અશ્રુતણું છે ? "
—કલાપી.

વીરસિંહ પાસેથી વિદાય લઇ જ્યોતિર્સિંહ રત્નસિંહ જઇ પહોંચ્યો, અને મૃગલોચનીને મળવાની ખટપટ કરવા લાગ્યો; કિન્તુ તેનો એક પણ પ્રયત્ન સફળ થયો નહિ; કેમકે પહેરેગીરો ઘણી સાવધાનતાથી પહેરો ભરતા હતા. જ્યોતિર્સિંહ હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. આકાશમાં જ્યોતિર્મયી ચાંદની ખીલેલી હોવાથી વસુંધરાપર પ્રકાશનો વિસ્તાર થયો હતો. જો અંધકારમયી રાત્રી હોત તો જ્યોતિર્સિંહ કોઇ પણ પ્રયત્નથી પોતાનો હેતુ સહેલાઇથી સફળ કરી શકત.

અંતે જ્યોતિર્સિંહ એકાન્તમાં જઈ એક ચોપદારનું સ્વરૂપ ધારણ કરી બગીચાના પ્રવેશદ્વાર પાસે ગયો. ત્યાં ઘણા સિપાહીઓ પહેરો ભરતા હતા. જ્યોતિર્સિંહે સિપાઇઓ પાસે જઇને કહ્યું:—" દોસ્તો ! હું પણ મહારાજાનો આજ્ઞાધારક ગુલામ છું. લગભગ ચાર માસથી મહારાજાએ કૃપા કરી મ્હને પોતાના મહેલમાં નોકરીપર રાખ્યો છે."

" ભલે ભલે આવો બેસો, અને હુક્કાપાણીની લહજ્જત ઉડાવો. "

આમ કહીને સિપાહીઓએ હુક્કો જ્યોતિર્સિંહ પાસે મૂક્યો. જ્યોતિર્સિંહે કહ્યું:—" ભાઇઓ ! હું હિન્દુ છું તેથી મુસલ્માની હુક્કો પી શકું તેમ નથી. માત્ર ચલમ પીશ એટલે મ્હને તૃપ્તિ થશે. "

આમ કહીને તેણે ચલમ ઉતારી લીધી અને તે પીવા લાગ્યો. તેણે બે દમ પણ નહિ માર્યા હોય એવામાં ખાંસવા માંડયું; તેને એટલી બધી ખાંસી આવી કે તેના મ્હોંથી થોડું પાણી પણ નીકળી પડયું. આમ થવાથી તેણે કહ્યું:—"મીયાં સાહેબ! તમે ઘણી કડક તમાકુ વાપરો છો. હું તો હમ્મેશાં સરકારી તમાકું પીઉં છું. જે નોકર મહારાજાનો હુક્કો ભરે છે તેની સાથે મ્હારી દોસ્તી થઈ ગઇ છે; તેથી મહારાજા જે તમાકુ પીએ છે તેજ તમાકુ તે મ્હને આપે છે. મ્હને હવે એવી આદત પડી ગઈ છે કે, એ તમાકુ સિવાય બીજી કોઇ પણ તમાકુ મ્હને પસંદ આવતી નથી."

અંતે ચોપદારના વેશમાં જ્યોતિસિંહે પોતાના વાટવામાંથી એક ચલમ તમાકુ બહાર કાઢીને કહ્યું:—"લ્યો, આજે તમે પણ પી જુઓ કે, મહારાજની તમાકુ કેવી લહજ્જતદાર છે?"

સઘળા પહેરેગીર સિપાઇઓ મહારાજાની તમાકુ પીવાને ઉત્કંઠિત બની ગયા. જ્યોતિસિંહે આપેલી તમાકુને હુક્કામાં ગોઠવતાં ગોઠવતાં એક જણે કહ્યું:—"દોસ્ત! તમે ઘણા ભાગ્યશાળી છો કે, રોજ મહારાજાની તમાકુ પા શકો છો. તમારી મુલાકાત થયાથી આજે અમને ઘણો આનંદ ઉપજ્યો છે."

પછીથી જ્યોતિસિંહવાળી તમાકુ હુક્કામાં ગોઠવી એ લોકોએ ચલમ જ્યોતિસિંહે આગળ ધરી. જ્યોતિસિંહે કહ્યું:—"ના ના, હું તો હમ્મેશાં આ તમાકુ પીઉં છું; માટે પ્રથમ તમે સર્વ આ અજબ તમાકુની લહજ્જત ઉડાવો; પછીથી હું પણ એક બે દમ મારીશ."

પછીથી હુક્કો ગડગડવા લાગ્યો, અને તે સાથે ગપ્પાંગોષ્ટિ પણ ચાલવા લાગી.

અલ્પકાળમાંજ સઘળા પહેરેગીરોનાં મસ્તક ભમવા લાગ્યાં, તથા

વિના વિલંબે તેઓ સર્વ બેહોશ બની જઇ પૃથિવીપર ઢળી પડ્યા.

હવે જ્યોતિસિંહને કોઇનો ભય રહ્યો નહિ. તેણે બગીચામાં પ્રવેશ કર્યો એટલે સ્હામેથી એક દાસીને હાથમાં ફાનસ લઇ પોતાના તરફ આવતી તેણે જોઇ. જ્યોતિસિંહે ત્વરિતગતિથી, અવળા માર્ગેથી તેની પાછળ જઇ તેને જમીનદોસ્ત કરી નાખી. આથી તે ચું કે ચાં પણ કરી શકી નહિ. જ્યોતિસિંહે જબરદસ્તીથી તેના નાકપર થોડી દવા મૂકી તેને બેહોશ બનાવી દીધી. પછીથી જ્યોતિસિંહ એ દાસીને ઉપાડી એક એકાન્ત સ્થળે લઇ ગયો. ત્યાં જઇ વાટમાંથી મીણબત્તી કાઢીને તેણે સળગાવી, તથા પોતાની સ્હામે આયનો રાખીને તેણે એ દાસીનો વેશ ધારણ કર્યો, એ દાસીને ત્યાં જ પડી રહેવા દઇ જ્યોતિસિંહ રાજમહાલય તરફ રવાના થયો, તથા મૃગલોચની, કિશોરી, પુષ્પા અને બીજી પાંચદશ દાસીઓ સાથે જે સ્થળે બેઠી હતી તે સ્થળે જઇ પહોંચ્યો.

જ્યોતિસિંહને જોતાંની સાથે જ કિશોરીએ કહ્યું:—“કેમ કેતકી, જે કાર્યાર્થે મ્હેં તને અહીંથી મોકલી હતી તે કાર્ય તું કરી આવી કે ?”

કિશોરીના આ પ્રશ્ન ઉપરથી જ્યોતિસિંહ સમજી ગયો કે, જે દાસીને તેણે બેહોશ બનાવી દીધી હતી તથા જેનું સ્વરૂપ ધારણ કરી તે આ સ્થળે આવ્યો હતો એ દાસીનું નામ કેતકી હતું.

“હા, એ કાર્ય કરવાને તો હું ગઇ હતી; કિન્તુ રસ્તામાં એક નવીન તમાશો જોઇ તમને એ હકીકત કહેવાને હું પાછી આવી છું.” બનાવટી કેતકીએ ઉત્તર આપ્યો.

“મ્હેં શો તમાશો જોયો છો તે કહે જોઇએ ?” કિશોરીએ ઉત્સુકતાથી પૂછ્યું.

“જો સર્વને તમે અહીંથી વિદાય કરી દ્યો તો હું તમને તેમજ રાજકુમારીને એ હકીકત કહી સંભળાવું.”

સર્વ દાસીઓને તરતજ ત્યાંથી વિદાય કરી દેવામાં આવી. માત્ર મૃગલોચની. કિશોરી અને પુષ્પાવતી ત્યાં રહી એટલે જ્યોતિસિંહે કહ્યું:– "મ્હને જો કાંઇ ઇનામ આપો તો હું ખુશખબર કહી સંભળાવું."

મૃગલોચનીએ એવો વિચાર કર્યો કે, "કેતકી વીરસિંહ સંબંધીના જ કાંઇ સમાચાર લાવેલી હોવી જોઇએ; પરંતુ હજી સૂધી કેતકીએ મ્હારા મુખે વીરસિંહનું નામ સુદ્ધાં સાંભળ્યું નથી. કોણ જાણે કે એ શા ખુશીના સમાચાર લઇ આવી છે!" આવો વિચાર કરી તેણે કેતકીને ઉદ્દેશીને કહ્યું:–"હા હા–તને અવશ્ય ઇનામ આપીશ. તું જે ખુશખબર લાવી હોય તે સત્વર કહી સંભળાવ અને મ્હારી અધીરતાનો અંત લાવ."

"મ્હને પહેલાં ઈનામ આપો તો જ હું કહું, નહિ તો હું તો આ સ્થળનો ત્યાગ કરીને ચાલી જાઉં છું!" આમ કહીને બનાવટી કેતકી ઉઠી ઉભી થઇ. કેતકીનાં નખરાં જોઈ કિશોરીથી રહી શકાયું નહિ. તેણે કૃત્રિમ રોષ દર્શાવતાં કહ્યું:–"કેમકે કેતકી, આજે તને શું થઇ ગયું છે કે, આમ મિજાજમાં જ વાત કરે છે? જો બહુ મિજાજ કરીશ તો બે ચાર લાત ઠોકી દઈશ!"

"હું ક્યાં ત્હારાથી કમજોર છું કે ત્હારી લાતો ખાઉં!"

હવે કિશોરીના ધૈર્યનો અંત આવ્યો. તે બનાવટી કેતકીના અંગપર ધસી. આ સમયે કિશોરીનો હાથ જ્યોતિસિંહની છાતીપર પડયો છાતીની સફાઇનો અનુભવ થતાં જ તે ગભરાઈ જઇ સત્વર દૂર ખસીને ઉભી રહી!

જ્યોતિસિંહે હસીને કહ્યું:–"શા માટે મ્હને અડકતાંની સાથે જ દૂર ખસી ગઇ? અહીં આવી મ્હારી સાથે લઢને!"

કિશોરીએ પોતાનાં વસ્ત્રોમાં છુપાવી રાખેલી એક તીક્ષ્ણ કટાર

બ્હાર કાઢીને કહ્યું:—"હે બહુરૂપી, સાચું કહે કે તું કોણ છે? નહિ તો ક્ષણ માત્રમાં જ હું ત્હારો જીવ લઈશ."

કિશોરીના આ પ્રશ્નનો કશો ઉત્તર નહિ આપતાં જ્યોતિસિંહે વીરસિંહનો પત્ર રાજનન્દિની મૃગલોચની પાસે મૂકી દીધો. કિશોરી પણ એ પત્ર ઉપરના વીરસિંહના હસ્તાક્ષર જોઇ સમજી શકી કે, આવનાર બહુરૂપી બીજો કોઇ નહિ; કિન્તુ વીરસિંહનો દિલોજાન દોસ્ત જ્યોતિસિંહ જ હોવો જોઇએ. આ હકીકત જાણવામાં આવતાં તે ઘણી શરમાઇ ગઈ તથા નીચી ગરદન કરી ચૂપકીદીથી ઉભી રહી. મનમાં ને મનમાં તે જ્યોતિસિંહની સફાઇ તથા ચાલાકીની તારીફ કરવા લાગી. જ્યોતિસિંહની મહબ્બતે તેના કોમળ અંતઃકરણમાં દૃઢ સ્થાન મેળવ્યું.

મૃગલોચનીએ ઘણા પ્રેમપુર્વક વીરસિંહનો પત્ર વાંચ્યો. એ પ્રેમપત્રમાં વીરસિંહે પોતાની હૃદયવ્યથાનું વર્ણન કરી એક ગઝલ લખી હતી.

"લગાડી પ્રેમની લગની, પ્રિયા શું દૂર થાયે છે?
હૃદય સાથે હૃદય જોડી, પ્રિયા શું દૂર થાયે છે?
કરીને યાદ હે પ્રમદા! દિવસને રાત હું રોતો;
નથી કંઇ ચેન દુનિયામાં, હૃદય બળી ખાક થાયે છે.
રસિકા ને નવેલી તું, હૃદયનો હાર મ્હારો છે;
પ્રિયા દિલજાન ઓ પ્યારી, હવે આ પ્રાણ ત્હારો છે.
બનાવ્યો ઈશ્કનો બંદો, બીજો સૂઝે નહિ ધંધો;
છતી આંખે થયો અંધો, અજબ વ્યવહાર ત્હારો છે!
સૂતાં કે બેસતાં ઉઠતાં, સૂરત ત્હારી ન ભૂલાતી;
સ્મરણમાં સ્નેહમૂર્ત્તિનો, અમારો તો ઇજારો છે.
થયા પ્રેમી થયા દિલબર, અમે આશક બન્યા ત્હારા;

અજબ છે ડંખ પ્રીતિના, પ્રીતિનો માર્ગ ન્યારો છે.
કરું મદમસ્ત થઇને હું, કરું પોકાર આલમમાં;
ડૂબું છું હાય દરિયામાં, કહોને ક્યાં કિનારો છે !
જીગરને રોજ મળવા દે, સૂરત દીદાર જોવા દે;
હૃદયનું દુઃખ ધોવા દે, ચકોરી ચંદ્ર ત્હારો છે.
ભૂલાશે ના કદાપિ એ, પ્રીતિ ને વ્હાલની વાતો;
રડીને કાઢવી રાતો, હવે આ દર્દી ત્હારો છે."

પત્રની સઘળી હકીકત બે ત્રણ વખત વાંચીને મૃગલોચનીએ જ્યોતિસિંહને પૂછ્યું:–"એમની તબિયત તો ઠીક છે ને ?"

"રાજનન્દિનિ ! એમની તબિયતની વાત તો દૂર રહી; પરંતુ તેઓ બરાબર ખાતા પીતા પણ નથી. વારંવાર રૂદન કરવાથી તેમની બન્ને આંખો સુઝી ગઇ છે. રાત્રિ દિવસ તેઓ માત્ર તમારું જ સ્મરણ અને ચિંત્વન કર્યા કરે છે. હું તેમને અનેક પ્રકારે સમજાવું છું; પરંતુ તેઓ સમજતા જ નથી. ગઇ કાલે જ હું તમારો પત્ર લઇ તેમની પાસે ગયો હતો; પરંતુ આજે તેમની દયાજનક હાલતનું દર્શન કરી મ્હારે અહીં આવવું પડયું છે. તેમની પોતાની અહીં આવવાની પ્રબળ ઇચ્છા હતી; પરંતુ હું પૂરતો બંદોબસ્ત કરી આપને લઈ જઈશ એમ કહી મ્હેં તેમને અહીં આવતા રોકયા છે." જ્યોતિસિંહે મિત્રની વ્યાકુળતાનું વર્ણન કર્યું.

"અફસોસ, કે તમે તેમને તમારી સાથે ન લાવ્યા ! જો એ આવ્યા હોત તો હું તેમના દર્શનસુખને તો પ્રાપ્ત કરી શકત, જુઓ, ક્રૂરસિંહના બહુરૂપી દોસ્તોએ અહીં એટલી બધી ધાંધળ મચાવી છે કે, હું તેનું યથાસ્થિત વર્ણન કરી શકું તેમ નથી, પિતાજીને હું ઘણા રોકું છું તથા સમજાવું છું કે, ક્રૂરસિંહના બન્ને બહુરૂપી મિત્રો

મ્હારા શત્રુઓ છે; પરંતુ તેઓ કાંઇ સમજતા નથી. ક્રૂરસિંહે તેમને વશ કરી લીધા છે. વળી મ્હારી અને રાજકુમારની વાતને વધારીને એ નિષ્ઠુર નરરાક્ષસે પિતાશ્રીને કહી દીધી છે તેથી તેઓ તેને સત્યવાદી હરિશ્ચંદ્ર જ સમજે છે. એ હમ્મેશાં મહારાજાના કાન ભંભેરે છે, પિતાશ્રી હવે મ્હારી એક પણ વાત સાંભળતા નથી. આજે તમને સઘળી હકીકત કહેવાનો યોગ્ય પ્રસંગ મ્હને પ્રાપ્ત થયો છે; કેમ કે મ્હારી ચાલાક સખી કિશોરીએ અકબ્બરઅલીને બાગની પાછળના ભાગમાં આવેલા બુરજ નીચેના ભોંયરામાં ચતુરાઇથી કેદ કર્યો છે. તેને આવતી કાલે પિતાશ્રી પાસે હાજર કરીને હું કહીશ કે, "આપ આપના ક્રુરસિંહની સત્યતાનું દર્શન કરો! જ્યારે આપે બગીચાની આસપાસ સખ્ત પહેરાનો બંદોબસ્ત કર્યો હતો ત્યારે પછી આ લુચ્ચાને બગીચામાં કોણે આવવા દીધો?"

આમ કહીને મૃગલોચનીએ અકબરઅલી સંબંધીની સઘળી હકીકત જ્યોતિસિંહને કહી સંભળાવી,

કિશોરીની ચાલાકીની વાર્તા સાંભળી જ્યોતિસિંહ અતિ આનંદ પામ્યો અને મનમાં ને મનમાં તે કિશોરીપર પ્રેમ કરવા લાગ્યો. થોડા સમય સુધી કાંઇ વિચાર કર્યા પછી તેણે કહ્યું:—"કિશોરીએ ચતુરાઇ તો ઘણી વાપરી; પરંતુ અંતે બિચારી છેતરાઇ ગઇ!"

આ સમયે પોતે કેવી રીતે છેતરાઇ ગઇ છે તેનો નિર્ણય કિશોરી કરી શકી નહિ. તેણે જ્યોતિસિંહને પૂછ્યું:—"જલદી કહો, કે, હું કેવી રીતે છેતરાઇ છું?"

"તું એટલું પણ નહોતી જાણતી કે, જ્યારે અકબ્બરઅલ્લી બગીચામાં આવ્યો હતો ત્યારે તેની સાથે યુસફખાન પણ આવેલો હોવો જોઇએ; છતાં તમે અકબ્બરઅલીને બગીચામાં જ કેમ રાખ્યો?

એને મહેલમાં લઇ જઇને જ કેદ કરી રાખવાની જરૂર હતી. મ્હને એમ લાગે છે કે, આટલા સમયમાં યુસફખાન અકબરઅલ્લીને અવશ્ય છોડાવી ગયો હશે."

આ ઉત્તર સાંભળતાં જ કિશોરીના હોશ ઉડી ગયા, તથા વિશેષ શરમાઇ જઇને તેણે કહ્યું:—"આપનું કહેવું સત્ય છે. મ્હારાથી મ્હોટી ભૂલ થઇ છે."

"તું બહુરૂપીનું કામ કરે છે—તેથી હવેથી આવી ભૂલ ન થાય એ માટે ત્હારે લક્ષ્ય રાખવું જોઇએ. તું જઇને જો કે, અકબરઅલ્લી યથાસ્થાને છે કે નહિ?" જ્યોતિસિંહે કહ્યું.

કિશોરી ત્વરિગતિથી બુરજ પાસે ગઇ તો તેણે ભોંયરાનું દ્વાર ખુલ્લું જોયું. તરત જ તેની એવી ખાત્રી થઈ કે, યુસફખાન અકબરઅલ્લીને છોડાવી ગયો છે. ભોંયરામાં જઇ તપાસ કરી જોઈ તો ભોંયરામાં કોઇ નહોતું. પોતાની ભૂલ માટે અફસોસ કરતી કરતી તે મૃગલોચની પાસે જઇને કહેવા લાગી:—"હું શું કહું? યુસફખાન અકબરઅલ્લીને છોડાવીને લઇ ગયો છે."

આ સમયે જ્યોતિસિંહે મૃદુ હાસ્ય કરીને કહ્યું:—"મ્હોટી બહુરૂપિણી તરીકે તું શાની ચાલાકી બતાવતી હતી! એક સામાન્ય બહુરૂપીથી તું છેતરાઈ ગઈ ને?!"

આ સમયે કિશોરીએ આવેગવશ થઇને કહ્યું;—"જો હું એ બન્નેને પુનઃ કેદ પકડી આ મહેલમાં ન આવું તો મ્હારું નામ કિશોરી જ નહિ."

"ત્હારી ચાલાકીની પરીક્ષા થઇ ગઇ છે. હવે તું જોજે કે એ બે બહુરૂપીઓમાંથી એકને કેદ કરીને હું કેવી રીતે વિજયગઢ લઇ જઉં છું!"

પછીથી જ્યોતિસિંહે પોતાની સઘળી હકીકત મૃગલોચની અને કિશોરીને કહી સંભળાવી, તે સાથે તેણે એમ પણ જણાવી દીધું કે, "અમુક સ્થાને હું કેતકીને બેહોશ બનાવી મૂકી આવ્યો છું. એનાં કપડાં હું આપી શકું તેમ નથી; કેમ કે આ વેશમાં જ મ્હારે અહીંથી જવાનું છે. વળી આ સઘળી હકીકત તમારા ત્રણ સિવાય અન્ય કોઇ જાણી શકે નાહ એ ખાસ લક્ષ્યમાં રાખજો; નહિ તો સઘળી બાજી બગડી જશે."

આમ કહીને જ્યોતિસિંહને મૃગલોચની તથા કિશોરીએ એવી સૂચના કરી કે, "બીજે ત્રીજે તમે જરૂર અહીં આવતા રહેજો, તમારા આગમનથી અમારા અંતરનો ભય ઓછો થાય છે."

"ઠીક છે, હું એમજ કરીશ." આમ કહીને જ્યાતિસિંહ ચાલ્યો જવાને તૈયાર થયો. મૃગલોચની તેને ચાલ્યો જતો જોઇ રૂદન કરતાં કરતાં કહેવા લાગી:—"ભાઇ જ્યોતિસિંહ! મ્હારા કિસમતમાં રાજકુમારની મુલાકાત નિર્માણ નથી થયેલી કે?" આટલું બોલતામાં તો તેનું ગળું ભરાઈ આવ્યું, તથા છૂટે મ્હોંડે તે રૂદન કરવા લાગી. અંતે જ્યોતિસિંહે મૃગલોચનીનું સાંત્વન કરતાં કહ્યું:—"જુઓ! આ સઘળી ખટપટ તમારા અને રાજકુમારના હમ્મેશાંના મિલન માટે જ કરવામાં આવે છે; છતાં તમે જ આમ ગભરાઈ જાઓ છો એ વ્યાજબી નથી."

મૃગલોચની ચૂપ થઇ ગઇ. જ્યોતિસિંહ કેતકીની વેશમાં જ બગીચાના પ્રવેશદ્વાર પાસે જઇ પહોંચ્યો. ત્યાં જતાં તેણે જોયું કે, માત્ર બે પહેરેગીરો શુદ્ધિમાં આવ્યા હતા, અને બીજાઓ અદ્યાપિ બેશુદ્ધાવસ્થામાં જ હતા, જ્યોતિસિંહે એ બન્ને સાવધ થઇ ગયેલા પહેરેગીરો પાસે જઇને કહ્યું:—"તમે અહીં પહેરો ભરો છો કે જમીન સુંઘો છો? આટલું બધું અફીણ શામાટે ખાઓછો કે જેથી ઝોકાં આવે

છો ? રાણીસાહેબને કહી હું તમને સર્વેને ઘણી ભયંકર સજા કરાવીશ."

એ બન્ને પહેરેગીરો બનાવટી કેતકીનાં આવાં વચનો સાંભળી ઠંડા થઇ ગયા, અને તેઓ કેતકીની ખુશામદ કરવા લાગ્યા તેઓ-માંના એક જણે કહ્યું:-"કેતકીબાઇ ! આજે એક નાલાયક સરકારી ચોપદારે આવી અમને એવી ઝેરવાળી તમાકુ પાઇ દીધી છે કે, જે-નાથી અમારી આવી હાલત થઇ છે. એ પાજીનો અમને જીવથી મારી નાખવાનો વિચાર હતો; પરંતુ ખુદાએ કૃપા કરી અમારું રક્ષણ કર્યું છે. અમારાથી હમ્મેશાં કાંઈ આવી મૂર્ખાઇ થતી નથી. આજે અમે દગાનો ભોગ થઇ પડયા છીએ એ માટે ઉદારતાથી અમને ક્ષમા કરો. અમે બન્ને હાથ જોડીએ છીએ ! "

નકલી કેતકીએ કહ્યું:-"ઠીક છે, આજે તો હું તમને છોડી દઉં છું; પરંતુ જો ફરીથી કદાપિ એવી બેદરકારી રાખશો તો તમારે ભયંકર સજા ભોગવવી પડશે."

આમ કહી જ્યોતિસિંહ બ્હાર ચાલ્યો ગયો. ભયની ભાવનાથી એક પણ પહેરેગીર તેને એવો પ્રશ્ન કરી શક્યો નહિ કે, 'કેતકી' તું ક્યાં જાય છે ? "

---

## પ્રકરણ ૫ મું. શિકાર સપડાયો.

---

જે સમયે કિશોરીએ અકબરઅલીને કેદ પકડયો તે સમયે યુસફ-ખાન બગીચામાં આવેલા એક વૃક્ષની મજબુત ડાળપર બેસી સઘળો પ્રકાર જોયા કરતો હતો. જ્યારે કિશોરી અને પુષ્પાવતી સાથે મૃગ-લોચની બગીચામાંથી રાજમહેલમાં ચાલી ગઇ ત્યારે તેમની સાથે

અકબરઅલ્લી નહોતો એવી યુસફ્ખાને ખાત્રી કરી લઇ વૃક્ષપરથી નીચે ઉતરી બગીચામાં જ અકબરઅલ્લીની શોધ કરવા માંડી. શોધ કરતો કરતો તે જ્યારે બુરજ પાસે જઇ પહોંચ્યો ત્યારે ત્યાંથી તે અકબરઅલ્લીનો રૂદનસ્વર સાંભળી શક્યો. એ સ્વર સાંભળતાંની સાથે જ યુસફ્ખાન એ સ્વર અકબરઅલ્લીનો છે એમ સમજી શક્યો. ત્વરિતગતિથી તે ભોંયરાપાસે ગયો, અને દ્વાર ઉઘાડી અંદર પ્રવેશ કરી, અકબરઅલ્લીને બંધનમુક્ત કરીને તે બ્હાર લાવ્યો, તથા તેણે કહ્યું:—“ચાલ, જલદી આપણે આ બગીચાની બ્હાર નીકળી જઇએ; પછીથી હું ત્હારી સઘળી કર્મકથા સાંભળીશ.”

અકબર અને યુસફ્ બગીચાની બ્હાર નીકળ્યા, તથા ચાલતા ચાલતા એકબીજાની સાથે વાતચિત કરવા લાગ્યા. અકબરે તેને પોતાના ઉપર ગુજરેલા જુલ્મની સઘળી હકીકત વિસ્તારથી કહી. એ હકીકત સાંભળી યુસફ્ખાને કહ્યું:—“ભાઇ અકબર! જ્યાં સુધી આપણે કિશોરીને નહિ પકડીએ ત્યાં સુધી આપણું એકકે કામ પાર ઉતરનાર નથી; કેમકે એ કિશોરી ઘણી ચાલાક છે, તથા ધીમે ધીમે તે પુષ્પાવતીને પણ ચાલાકી શિખવતી જાય છે. જો આપણે તેને સત્વર કેદ નહિ કરીએ તો એ બન્ને જણીઓ મળી આપણને હંફાવશે.”

અકબરઅલ્લીએ એક નિશ્વાસ મૂકીને કહ્યું:—“ઠીક છે. આજે તો કશું કામ થઇ શકે તેમ નથી. મહા મુશ્કિલે આજે મ્હારો જીવ બચ્યો છે. કાલે આપણે સર્વથી પ્રથમ કિશોરીને કેદ પકડવાનો પ્રયત્ન કરીશું, તથા તેને એવા સ્થળે છુપાવીશું કે વનો પત્તો લાગે જ નહિ, અને આપણા ઉપર કોઇને સંશય પણ ઉપજે નહિ.”

બન્ને મિત્રો એકબીજાની સાથે આવી રીતે વાતચિત કરતા ચાલ્યા જતા હતા. થોડા સમયમાં જ તેઓ મહેલના આગળના દર-

વાજા પાસે જઇ પહોંચ્યા. આ સમયે તેમણે મૃગલોચનીની દાસી કેતકીને પોતાના તરફ આવતી જોઇ.

જ્યોતિસિંહ કે જેણે કેતકીનો વેશ ધારણ કર્યો હતો તેણે અકબર અને યુસફને જોતાંની સાથે જ ઓળખી લીધા. તેણે વિચાર્યું કે, ‘ બરાબર યોગ્ય સમયે જ બન્ને શત્રુઓ મળી ગયા છે તથા આ સમયનો વેશ પણ ઘણો ઉત્તમ છે. આ સમયે એ બન્નેની સાથે કોઇ ખેલ ખેલી બન્નેને યા તો એકને કેદ પકડવો જ જોઇએ. ”

જ્યોતિસિંહે જાણી જોઇને એ બન્ને શત્રુઓ પાસે થઇને જવા માંડયું. અકબર અને યુસફ કેતકી કયાં જાય છે એ પ્રકારની ખાત્રી કરવાના ઉદ્દેશથી તેની પાછળ જવા લાગ્યા. બનાવટી કેતકીએ પાછળ દૃષ્ટિ કરીને પૂછ્યુંઃ—“ તમે બન્ને જણા મ્હારી પાછળ પાછળ કેમ આવો છો ? તમે તમારા કામે ચાલ્યા જાઓ. ”

“ અમે શું કામ કરવાને ઇચ્છીએ છીએ તેની તને કયાંથી ખબર હોય ? ” અકબરે કહ્યું.

“ મ્હને બધી ખબર છે. તમે એવું કામ કરો કે જેથી તમારે કિશોરીની ચાબુકના ફટકા ખાવા પડે. જે સ્થળે તમને મદદ કરે એવી એક પણ દાસી નથી ત્યાં તમે શું કરી શકવાના હતા ? ” બનાવટી કેતકીએ પ્રપંચબાજી રમવા માંડી.

અકબર અને યુસફ કેતકીનાં વચનો સાંભળી આશ્ચર્યચકિત બની ગયા તથા તેમણે વિચાર્યું કે “ કેતકી ઘણી ચાલાક દાસી છે. એ જો આપણને મળી જાય તો ઘણું સારું થાય. એનાં વચનોપરથી એમ લાગે છે કે, એને કાંઈ લાલચ આપવાથી તે આપણને અવશ્ય મળી જશે. ”

અકબરે કહ્યુંઃ—“ કેતકી, સાંભળ; અમારું કામ જ ચાલાકીથી

કરવાનું છે. અમે લોકો જો મરણનો ભય રાખીએ તો અમારાથી કોઇ કાર્ય થાયજ નહિ. વળી અમારા કાર્યની જોખમદારી પ્રમાણે અમને પુષ્કળ દ્રવ્યની પ્રાપ્તિ થાય છે. અમારા સદ્‌ભાગ્યે જો અમને ત્હારા જેવો કોઇ મદદગાર મળી જાય તો અમે તેને પણ અમારી કમાણીનો ભાગ આપવાને તૈયાર છીએ. કેતકી, તું જ અમને મદદ કરે તો ઘણું સારું."

"જુઓ સાંભળો, હું આશાના આધારપર રહી કોઇ કાર્ય કરૂં એવી નથી. હું તો પ્રથમથી જ મ્હારો બદલો લઇને કાર્ય કરું છું, વળી જો હમણાં તમે મ્હને થોડીઘણી રકમ આપો તો હું થોડા સમયમાં જ જ્યોતિસિંહને—તમારા મહાન્ શત્રુને તમારા પંઝામાં સપડાવી શકું તેમ છું."

આ ખુલાસો સાંભળી અકબર અને યુસફ ઘણા પ્રસન્ન થયા. યુસફખાને કહ્યું:—"જો આ જે તું જ્યોતિસિંહને કેદ પકડાવે તો અમે તને તું માગે તે આપવાને તૈયાર છીએ."

"એક હજાર રૂપિયામાં એક પાઇ પણ હું ઓછી લેનાર નથી. જો તમારી ઇચ્છા હોય તો હમણાં ને હમણાં મ્હને એક હજાર રૂપિયા આપો." કેતકીએ શત્રુઓને પૂરેપૂરા ફસાવવાના ઉદ્દેશથી કહ્યું.

"એવી મધ્યરાત્રે અમે રૂપિયા ક્યાંથી લાવી આપીએ ? આવતી કાલે અવશ્ય લાવી આપીશું." યુસફખાને કહ્યું.

"મ્હારી સાથે આવી વાત ન કરો. હું પ્રથમથી જ કહી ચુકી છું કે, હું ઉધાર ધંધો કરતી નથી. લ્યો ત્યારે હું હવે જઉં છું." બનાવટી કેતકીએ કૃત્રિમભાવથી કહ્યું.

અકબરઅલ્લીએ કેતકીને રોકીને કહ્યું:—"સાંભળ તો ખરી, આમ એકદમ ખફા શા માટે થઇ જાય છે ? જો અમારાપર તને વિશ્વાસ

ન બેસતો હોય તો તું આ સ્થળે બેસ. અમે અલ્પકાળમાં જ રૂપિયા લઇ આવીએ છીએ."

"ત્યારે તમારામાંથી એક જણ મ્હારી પાસે રહો, અને એક જણ જઇને રૂપિયા લઈ આવો." બનાવટી કેતકીએ વિચાર પૂર્વક કહ્યું.

"ઠીક છે, યુસફ્ખાન અહીં ત્હારી પાસે બેસે છે અને હું રૂપિયા લઇ આવું છું." અકબ્બરઅલ્લીએ કહ્યું.

બનાવટી કેતકીની સંમતિ લઇ અકબ્બરઅલ્લી રૂપિયા લેવા માટે ચાલ્યો ગયો. કેતકી અને યુસફ આમતેમનાં ગપ્પાં હાંકવાં લાગ્યાં, ગપ્પાં મારતાં મારતાં કેતકીએ પોતાની પાસેથી બેચાર ઇલાયચી કાઢી યુસફ્ખાનને આપી, તથા તેણે પણ ખાધી જ્યોતિસિંહને કેદ પકડવાના વિચારમાં યુસફ એટલો બધો નિમગ્ન થઇ ગયો હતો કે પૂરતો વિચાર કર્યા સિવાય કેતકીએ આપેલી ઇલાયચી તે ખાઇ ગયો. થોડા સમયમાંજ તેનું મસ્તક ભમવા લાગ્યું, એટલે તેને માલુમ પડયું કે, તે કોઇ બહુરૂપીના સપાટામાંજ ફસાઇ પડયો છે. અલ્પકાળમાંજ તેણે પોતાના કમરપટ્ટામાં ખોસેલું તીક્ષ્ણ ખંજર બ્હાર કાઢી કેતકીને માર્યું. બનાવટી કેતકી પ્રથમથીજ સાવધાન હતી. તેણે યુસફનો દાવ ચુકાવી દીધો. જોતજોતામાં જ યુસફ્ખાન બેહોશ બની જઇ ધરણી-પર ઢળી પડયો. આ સમયે જ્યોતિસિંહે તેને એક વસ્ત્રમાં બાંધી દીધો. પછીથી એ ગાંસડીને બરડાપર રાખી ત્વરિતગતિથી તે વિજય-ગઢ તરફ રવાના થયો.

બીજી તરફ અકબ્બરઅલ્લી રૂપિયા લેવાને બારોબાર ક્રૂરસિંહના મકાને ગયો. આ સમયે ક્રૂરસિંહ ગાઢ નિદ્રામાં હતો. અકબ્બરઅલ્લીએ તેને જાગ્રત કર્યો. ક્રૂરસિંહે પૂછયું:—"એવું તે શું કામ છે કે, તમે મ્હને ગાઢ નિદ્રામાંથી જાગ્રત કર્યો ?"

અકબરઅલીએ પોતાની સઘળી કર્મકથા અર્થાત્ મૃગલોચનીના બગીચામાં જવું, ત્યાં કેદ પકડાવું અને માર ખાવો, યુસફખાનને છોડાવવો, રસ્તામાં કેતકીનું મળવું અને હજાર રૂપિયા આપી જ્યોતિસિંહને કેદ પકડવાનો બંદોબસ્ત કરવો વગેરે સઘળી હકીકત કહી સંભળાવી. ક્રૂરસિંહે અકબરઅલીની થયેલી દુર્દશા માટે અફસોસ દર્શાવ્યો; પરંતુ જ્યોતિસિંહ કેદ પકડાશે એ વર્તમાન જાણી આનંદિત થઇને તેણે કહ્યું:—" લ્યો, હજાર રૂપિયા તો આપું છું; પરંતુ હું પોતે સુદ્ધાં તમારી સાથે આવું છું." આમ કહી પેટીમાંથી હજાર રૂપિયા બહાર કાઢી તે અકબરઅલી સાથે જવાને તૈયાર થયો.

યથા સમયે ક્રૂરસિંહ અને અકબર જ્યાં આગળ બનાવટી કેતકી અને યુસફખાન બેઠાં હતાં ત્યાં જઇ પહોંચ્યા. ત્યાં એ બન્નેમાંથી કોઇ હાજર નહોતું. આવો પ્રકાર જોઇ અકબરઅલી વિસ્મિત અને ભયભીત બની ગયો. તેના મુખમાંથી માત્ર એટલા જ શબ્દો નીકળ્યા કે, " દગો થયો ! "

" કહો અકબરઅલી, શું થયું ? " ક્રૂરસિંહે ક્રોધવશ થઇને પૂછયું.

" શું કહું ? હવે મ્હને એમ લાગે છે કે, કેતકીના વેશમાં એ વ્યક્તિ કોઈ બહુરૂપી જ હોવી જોઇએ દગો કરી એ યુસફખાનને લઇ ગઈ છે. " નમ્રતાથી અકબરઅલીએ ઉત્તર આપ્યો.

" તમે બગીચામાં કિશોરીના હાથનો માર ખાધો હતો. યુસફખાન બાકી હતો તે પણ કોઈ ઠેકાણે માર ખાતો હશે ! " ક્રૂરસિંહે કંટાળી જઇને કહ્યું.

અકબરે પોતાના સંશયને દૂર કરવા માટે આજુબાજુમાં તપાસ કરી; પરંતુ યુસફનો પત્તો નહિ લાગ્યાથી અફસોસ કરતો કરતો તે પોતાના નિવાસસ્થાન તરફ જવા લાગ્યો.



## પ્રકરણ ૬ ઠું. અરણ્યમાં આવેલી ગુપ્ત ગુફા.

જ્યોતિસિંહને રત્નગઢ તરફ રવાના કરી વીરસિંહ પોતાના મહાલયમાં પાછો જઈ મૃગલોચનીનું સ્મરણ કરવા લાગ્યો. પોતાના અંતરને આનંદિત કરવાના અનેક પ્રયત્નો તેણે કર્યાં. ક્વચિત્ તે મૃગલોચનીનું રટણ કરતો હતો ત્યારે ક્વચિત્ તેની સુંદર છબી પોતાની પાસે રાખી તેની સાથે વાતચિત કરવાનો વ્યર્થ પ્રયાસ કરતો હતો, પુત્રની આવી શોચનીય સ્થિતિનું કારણ પિતાના જાણવામાં આવ્યું હતું; પરંતુ મહારાણા દેવીસિંહથી એક પણ ઉપાયની યોજના થાય તેમ નહોતી; કેમકે રત્નગઢનો મહારાણો જયસિંહ તેનાથી વિશેષ બળવાન્ હતો. વળી તેમની ઉભયની વચ્ચે જોઇએ એવો સદ્ભાવ પણ નહોતો. જ્યોતિસિંહને રત્નગઢ વિદાય કરતી વખતે તેને વીરસિંહે તેજ રાત્રે પાછા ફરવાનું જણાવેલું હોવાથી ઉત્સુકતાથી તે તેની રાહ જોતો હતો. જેમ જેમ જ્યોતિસિંહને આવતાં વિલંબ થવા લાગ્યો તેમતેમ વીરસિંહની વ્યાકુળતા અને ચિંતા વધી જવા લાગી. આવી અસહ્ય વ્યાકુળતામાં રાત્રિનો સમય પસાર થઇ ગયો, અને પ્રભાતકાળના અરસામાં જ્યોતિસિંહ પોતાની પીઠપર થુસફની ગાંસડી ઉંચકી વીરસિંહ પાસે ઉપસ્થિત થયો,

જ્યોતિસિંહને આવેલો જોઇ આનંદાવેશમાં બિછાનામાંથી ઉઠી તેને આલિંગન કરીને વીરસિંહે પૂછ્યું:—"કેમ ભાઇ! શા સમાચાર લઇ આવ્યા છો? મ્હારી મૃગલોચનીની કેવી સ્થિતિ છે?"

જ્યોતિસિંહે મૃગલોચનીના મહેલમાં બનેલી સઘળી હકીકત વીરસિંહને જણાવી એક પ્રેમપત્રિકા તેના હાથમાં આપીને કહ્યું:—

"રાજકુમારીએ આ પ્રેમપત્રિકાસહ મ્હારી પીઠપર આપને અર્પણ કરવા માટે એક મૂલ્યવાન્ વસ્તુ મોકલી છે!"

આમ કહી ગાંસડી છોડીને તેણે બેશુદ્ધ બની ગયેલા યુસફખાનને ત્યાં સૂવાડયો,

વીરસિંહે પ્રિયતમાની પ્રેમપત્રિકાને ચુંબન કરી વાંચી જોઈ રાજકુમારના અંતરમાં સળગતો વિરહાગ્નિ થોડાઅંશે શાન્ત થયો. અલ્પકાળ પછી યુસફખાનના બેશુદ્ધ અંગનું અવલોકન કરીને તેણે પૂછયું:—"ભાઇ! આ લુચ્ચાને તમે ક્યાંથી પકડી લાવ્યા?"

"એ તો મૃગલોચનીએ આપને માટે મોકલાવેલી મૂલ્યવાન્ ભેટ છે!" આવો ઉપહાસ કરીને જ્યોતિસિંહે ફેતફીના વેશમાં પોતે વાપરેલી ચાલાકીનું વીરસિંહ સમક્ષ વર્ણન કર્યું.

"હવે આ શયતાનને કોઈ એવા ગુપ્ત સ્થળે કેદ કરી રાખવો જોઇએ કે, કોઇનાથી એનો પત્તો મેળવી શકાય નહિ, કેમકે આ વાર્ત્તા જો મહારાણાના જાણવામાં આવશે તો તેઓ આપણાપર અપાર ક્રોધે ભરાશે અને આપણી બાજી બગડી જશે." વીરસિંહે પોતાનો વિચાર દર્શાવ્યો.

"આપનું કહેવું યથાર્થ છે. આ બાબતનો મ્હેં પણ પ્રથમથીજ વિચાર કરી રાખ્યો છે! એક એવી ગુપ્ત પહાડી ગુફા છે કે જેના અસ્તિત્વની આપના આ દોસ્ત સિવાય બીજા કોઇને માહિતી નથી. આ બદમાશને એ ગુફામાં જ કેદ કરી રાખવાનો મ્હેં પ્રથમથી નિશ્ચય કર્યો છે; ત્યાં એ ગમે એટલી ચાલાકીનો ઉપયોગ કરશે તો પણ તેની મુક્તિ થવાની નથી. એ ગુફા એવી છે કે, બહારથી એનો કંઠસ્વર સુદ્ધાં કોઈ સાંભળી શકશે નહિ." જ્યોતિસિંહે પોતાના વિચાર દર્શાવ્યો.

" એ ગુફા ક્યાં આવેલી છે ? " ઉત્સુકતાથી વીરસિંહે પૂછ્યું.

" પ્રસંગાનુસાર હું તમને એ અદ્દભુત ગુફાનું દર્શન કરાવીશ. એક વખત આ શિકારને મ્હને ત્યાં મૂકી આવવા દ્યો. " આમ કહીને જ્યોતિસિંહે પોતાના લક્ષ્મણસિંહ નામના મામાના છોકરાને બોલાવી લાવવા એક પહેરેગીરને મોકલ્યો. લક્ષ્મણસિંહ પણ બહુરૂપીની વિદ્યામાં નિપુણ હોઈ એ જ્ઞાન તેણે જ્યોતિસિંહ પાસેથી પ્રાપ્ત કરેલું હોવાથી તે તેને ગુરુ સમાન માનતો હતો,

અલ્પકાળમાં જ લક્ષ્મણસિંહ આવી પહોંચ્યો એટલે જ્યોતિસિંહે યુસફને પાછો એક વસ્ત્રમાં બાંધી લીધો, અને લક્ષ્મણસિંહને ઉદ્દેશીને તેણે કહ્યું:-" ભાઇ ! ત્હારે હમણાં મ્હારી સાથે આવવાનું છે. "

" વડિલ બંધુ ! આપની આજ્ઞાનુસાર વર્ત્તવા હું નિરંતર તૈયાર છું. " નમ્રતાપૂર્વક લક્ષ્મણસિંહે સંમતિ દર્શાવી.

તરતજ લક્ષ્મણસિંહે યુસફની ગાંસડી ઊંચકી લીધી અને પછી તે જ્યોતિસિંહની પાછળ પાછળ જવા લાગ્યો. નગરનો ત્યાગ કરી તેઓ એક બીહામણું અરણ્યમાં જઇ પહોંચ્યા. ત્યાંથી પહાડી પ્રદેશમાં બે ત્રણ ગાઉ ચાલ્યા પછી તેઓ એક અંધકારમયી ગુફા પાસે ગયા. આ ગુફામાં પ્રવેશ કરી આગળ ચાલતાં તેઓ પ્રકાશનું દર્શન કરી શક્યા. તેઓ એ ગુફાની બ્હાર નીકળી ગયા એટલે જ્યોતિસિંહે લક્ષ્મણસિંહને તેની પીઠપરની ગાંસડી નીચે ઉતારવા કહ્યું ગાંસડી નીચે ઉતારીને આશ્ચર્યસૂચક સ્વરે લક્ષ્મણસિંહે કહ્યું:-" વડિલબંધુ ! આ સ્થળ ઘણું આશ્ચર્યજનક છે. મ્હારા આજ સુધીના જીવનમાં આ એકાન્ત સ્થળનું હું આજેજ દર્શન કરું છું. વળી અહીં આવવાનો માર્ગ એવો વિકટ છે કે, કોઇ અપરિચિત મનુષ્ય આ તરફ આવવાનું સાહસ કરે તેમ નથી. "

"ત્હારૂં કહેવું સત્ય છે. મ્હારા સિવાય આ સ્થાનની બીજા કોઇને માહિતી નથી. વળી હું તને મ્હારા સહોદર સમાન સમજું છું તેથી જ આજે આ સ્થળ તને બતાવું છું; કેમ કે ત્હારે ત્હારા અવશિષ્ટ આયુષ્યમાં અનેક સાહસિક કાર્યો કરવાનાં છે." જ્યોતિસિંહે કહ્યું.

"આપની પ્રત્યેક આજ્ઞાનું પ્રતિપાલન કરવાને હું સર્વદા તૈયાર છું. આપ મ્હારા વડિલ ભ્રાતા કિંવા સાક્ષાત ગુરૂદેવ છો. આપના માટે જો આ જીવ આપવાનો પ્રસંગ આવે તો કોઇ પણ પ્રકારના સંકોચ સિવાય હું મરણને શરણ થવા તૈયાર છું." લક્ષ્મણસિંહે કૃતજ્ઞતા સૂચવી.

"ભાઇ! ત્હારાપર મ્હને પૂર્ણ વિશ્વાસ છે. હમણાં હું તને કાંઇ કહું અને બતાવું તે તું સ્મરણમાં અને દૃષ્ટિમાં રાખજે." આમ કહી એક પત્થરના દરવાજા તરફ આંગળી કરીને તેણે કહ્યું:—"અહીં સ્હામે પહાડમાં પત્થરનો દરવાજો દેખાય છે એ દરવાજાને ઉઘાડવાનો ગુપ્ત ભેદ માત્ર હું જ જાણું છું; આજે એ ભેદ હું ત્હારા સમક્ષ ખુલ્લો કરૂં છું."

આ ખુલાસો સાંભળી લક્ષ્મણસિંહ ઘણો પ્રસન્ન થયો. જ્યોતિસિંહે કહ્યું:—"ભાઈ! આ ભેદ તને બતાવવાનું કારણ એ જ છે કે. આપણા જે શત્રુઓને હું અહીં પકડી લાવું તે સર્વેને ત્હારે અત્રે લાવી કેદ કરી રાખવા."

"ત્યારે તો આ દરવાજાની અંદર કેદખાનું હશે એમ હું ધારૂં છું!" લક્ષ્મણસિંહે વિશેષ વિસ્મિત બની જઇને કહ્યું.

"કેદખાના કરતાં પણ આ સ્થાને વિશેષ બંદોબસ્ત છે. એ સઘળો પ્રકાર અંદર ગયા પછી ત્હારા જાણવામાં આવશે. આ સ્થળે કોને કેદ કરી રાખ્યું છે એ કોઇ જાણી શકે એમ નથી; તેમજ કેદમાં

સપડાયલું મનુષ્ય અનેક પ્રયત્નો કર્યા છતાં મુક્ત થઇ શકે એમ નથી આ સ્થળે કેદ કરવામાં આવેલા મનુષ્યના હાથે પગે બેડી પહેરાવવાની જરૂર પણ રહેતી નથી. વળી આ કેદખાનામાં કેદીઓને વર્ષોનાં વર્ષો સૂધી ખોરાક મળ્યા કરે એવી વ્યવસ્થા કુદરતે કરી રાખેલી હોવાથી એ માટે ચિંતા રાખવી પડતી નથી. મનુષ્યોથી ચઢી ન શકાય એવા ઉચ્ચ પહાડોની વચ્ચે એક ખાહી આવેલી છે. એ ખાહીમાં જળ ભરેલું હોવાથો ત્યાં અનેક ફળફળાદિનાં વૃક્ષોનું પોષણ થાય છે; એના આહારથી મનુષ્ય સારી રીતે જીવન ધારણ કરી શકે છે.':

આમ કહીને જ્યોતિચિંહ લક્ષ્મણસિંહને ઉપર્યુક્ત પાષાણદ્વાર પાસે લઇ ગયો. એ દ્વાર ઉપર સિંહનું એક વિકાળ મસ્તક હતું. એ મસ્તકની રચના એવી ચતુરાઇથી કરવામાં આવી હતી કે ઉપલક દૃષ્ટિથી જોનારને એવો જ ભાસ થાય કે, કોઈ વિકાળ સિંહ ગુફા-માંથી પોતાનું મ્હોં બ્હાર કાઢીને બેઠો છે! આ સિંહનું મ્હોં ખુલ્લું હોવાથી તેના દાંતની રચના જોવામાં આવતી હતી. એ મુખમાં મનુ-ષ્યનો એક હાથ જઈ શકે એટલું એ ખુલ્લું હતું. સિંહના મસ્તિષ્ક પાસે જઇને જ્યોતિસિંહે કહ્યુઃ—"ભાઇ! આ દરવાજો ઉઘાડવાનો ગુપ્ત ભેદ હું તને બતાવી એ ત્હારી પાસે જ ઉઘડાવું છું તું આ સિંહના ખુલ્લા મ્હોંમાં હાથ નાખી એની જીભ બ્હાર ખેંચી કાઢ. એમ કરવાથી એક ભયંકર અવાજ થશે, અને તે સાથે જ દરવાજો ખુલ્લો થઈ જશે."

લક્ષ્મણસિંહે જ્યોતિસિંહની સૂચનાનુસાર કાર્ય કર્યું કે તરતજ એક મ્હોટો અવાજ થયો અને દ્વાર ઉઘડી ગયું. દ્વાર ઉઘડતાં જ અંદર એક બીજી મ્હોટી ગુફા જોવામાં આવી. મુસકની ગાંસડી ઉપાડી લઇને બન્ને જણાએ એ ગુફામાં પ્રવેશ કર્યો. અને તેઓ એક ખુલ્લા

મયદાનમાં જઈ ચઢ્યા. આ મયદાન એક બે ગાઉ જેટલું વિસ્તૃત હોઇ તેની ચોતરફ ગગનચુંબિત પહાડોની હારમાળા આવેલી હતી. પહાડમાંથી નીકળતો એક ઝરો વચ્ચેના ઢોળાણવાળા માર્ગમાં વહેતો હતો એ ઝરાનું સ્વચ્છ સુશીતળ જળ કાચના જેવું તેજસ્વી જણાતું હતું. આજુબાજુ ઉગેલાં ફળફળાદિનાં વૃક્ષોથી અને પ્રકૃતિદેવીની શોભાથી આ સ્થાન ઘણું રમણીય અને મનોહર લાગતું હતું. ઉચ્ચ પહાડો રાક્ષસોનું સ્વરૂપ ધારણ કરીને ઉભા હોય એવો ભાસ થતો હતો. આ સ્થાનની રમણીયતા એટલી બધી હતી કે, જો કોઇ મનુષ્યને જીવન પર્યન્ત આ સ્થળે રહેવું પડે તો પણ તેને કંટાળો આવે નહિ

સૂર્યભગવાનનો પૂર્વાકાશમાં ઉદય થયો. જ્યોતિસિંહે યુસફખાનની ગાંસડી છોડી. પછીથી પોતાની બહુરૂપીની થેલી અને તિક્ષ્ણ ખંજર હાથમાં લઇ તેણે યુસફને એક વૃક્ષ નીચે સૂવાડી શુદ્ધિમાં આણ્યો. યુસફે હોશમાં આવી પોતાને એક મનહર મયદાનમાં પડી રહેલો જોયો. તેને માલૂમ પડયું કે, તેશત્રુનો શિકાર થઇ પડયો છે અને તેનો અંતકાળ હવે છેક પાસે આવી પહોંચ્યો છે. તે કલમા પઢવા લાગ્યો. આવો પ્રકાર જોઇ હાસ્ય કરીને જ્યોતિસિંહે કહ્યું:—" મિયાં સાહેબ ! તમે અમારા કેદી છો—આ તરફ જુઓ."

જ્યોતિસિંહના વિકાળ વદનમંડળ તરફ યુસફે દૃષ્ટિ કરી. તેનો જીવ સુકાઇ ગયો. તેનો કંઠ રૂંધાઇ ગયો. જે કેતકીએ તેને જ્યોતિસિંહને કેદ કરવામાં સહાયતા કરવા જણાવ્યું હતું તે કેતકી જ જ્યોતિસિંહ છે એવી તેની ખાત્રી થઇ ચુકી.

યુસફને એ મયદાનમાં એક વૃક્ષ નીચે રાખી બન્ને બહુરૂપીઓ બ્હાર નીકળ્યા. પછીથી જ્યોતિસિંહે લક્ષ્મણસિંહને કહ્યું:—" આ વિકાળ સિંહની જે જીભ ત્હેં બ્હાર ખેંચી કાઢી છે તે પુનઃ તેના

મુખમાં ઘાલી દે." લક્ષ્મણસિંહે તદનુસાર કર્યું. એ સિંહની જીભ પુનઃ તેના મુખમાં નાખતાં જ એ ગુપ્ત ગુફાનું પ્રવેશદ્વાર બંધ થઇ ગયું, તથા તે બન્ને જણા એ વિકટ માર્ગેથી નગર તરફ રવાના થયા.

એ બન્ને જણા જ્યારે વીરસિંહ પાસે જઇ પહોંચ્યા ત્યારે એક પ્રહર જેટલો દિવસ ચઢયો હતો. તેમને પાછા આવેલા જોઈ વીરસિંહે પૂછયું—"મુસફને તમે ક્યાં લઇ ગયા હતા કે જેથી તમને આટલો બધો વખત લાગ્યો ?"

જ્યોતિસિંહે ઉત્તર આપ્યો:—"હું એને એક પહાડી ગુફામાં કેદ કરી આવ્યો છું. આજે આપને પણ હું એ ગુપ્ત સ્થાન બતાવીશ. હવે મ્હારો મત એવો છે કે, લક્ષ્મણસિંહ વેશ બદલીને થોડા દિવસ રત્નગઢમાં રહે; એમ કરવાથી મ્હને ઘણી મદદ મળશે," પછીથી જે હકીકત જ્યોતિસિંહે લક્ષ્મણસિંહને પેલી ગુપ્ત ગુફા પાસે કહી હતી એ સઘળી હકીકત તેણે વીરસિંહને પણ કહી સંભળાવી. એ હકીકત સાંભળી વીરસિંહ અતિ પ્રસન્ન થયો.

સ્નાન, પૂજા તથા અન્ય કાર્યોથી નિવૃત્ત થઇ લક્ષ્મણસિંહને સાથે લઇને વીરસિંહ તથા જ્યોતિસિંહ દરબારમાં ગયા. લક્ષ્મણસિંહે રજા મળવા માટે અર્જ કરી. દેવીસિંહ લક્ષ્મણસિંહને પુષ્કળ ચ્હાતો હતો; તેથી પ્રથમ તો તેણે લક્ષ્મણસિંહની અર્જ પ્રત્યે લક્ષ્ય આપ્યું નહિ; પરંતુ એ માટે જ્યારે રાજકુમાર વીરસિંહ અને જ્યોતિસિંહે ભલામણ કરી ત્યારે તેને લક્ષ્મણસિંહની રજા મંજૂર કરવી પડી. દરબાર બરખાસ્ત થયો એટલે વીરસિંહ રાજાની સાથે મહેલમાં ચાલ્યો ગયો, તથા જ્યોતિસિંહ તેના પિતા અજીતસિંહની સાથે ઘેર ગયો. લક્ષ્મણસિંહને પણ તે પોતાને ઘેર તેડી ગયો હતો. પછી સઘળી વ્યવસ્થા

કરી આપી તથા આવશ્યકીય ઉપદેશ આપી તેણે લક્ષ્મણસિંહને રત્નગઢ તરફ વિદાય કરી દીધો.

બીજે દિવસે જે ગુફામાં જ્યોતિસિંહે યુસફને કેદ કરી રાખ્યો હતો એ ગુફામાં તે વીરસિંહને લઈ ગયો. એ સ્થળ જોઇ રાજકુમાર અપાર આનંદિત થયો તથા તેને કહ્યું:–"ભાઈ! આ સ્થળનું દર્શન કરતાં મ્હારા અંતરમાં અનેકવિધ વિચારો ઉપજે છે"

જ્યોતિસિંહે કહ્યું:—"હું આપનાથી પણ અધિક દુઃખી હતો; પરંતુ ગુરુદેવે કેટલીક હકીકત સમજાવીને મ્હારા મનનું સાંત્વન કર્યું હતું. એ હકીકત અન્ય કોઈ પ્રસંગે હું આપને નિવેદન કરીશ."

આ શબ્દો સાંભળી વીરસિંહ વિસ્મિત બની ગયો. આ ગુપ્ત ગુફાનું રહસ્ય જાણવાની તેની આતુરતા વૃદ્ધિંગત થઈ ગઈ. અંતે વીરસિંહના ઘણા આગ્રહને માન્ય કરીને જ્યોતિસિંહે એ સંબંધીની સઘળી હકીકત તેને કહી સંભળાવી. એ હકીકત સાંભળી વીરસિંહ અતિ પ્રસન્ન થયો.

જ્યોતિસિંહે વીરસિંહને શું કહ્યું? એ હકીકત સાંભળી તે વિશેષ પ્રસન્ન કેમ થઈ ગયો? એ ગુફામાં એવું તે શું અદ્ભુત રહસ્ય હતું? આ સઘળા આશ્ચર્યજનક પ્રશ્નોનો ખુલાસો પ્રસંગાનુસાર થઈ જશે.

પછીથી બન્ને જણા એ ગુફાનો ત્યાગ કરી પોતાના મકાનપર ગયા. ત્યાં ગયા પછી રાજકુમારે કહ્યું:—"ભાઈ! હવે તો મ્હારું સાહસ ઘણું વધી ગયું છે, તથા અંતરમાં એમજ થયા કરે છે કે, આપણે જયસિંહ વિરુદ્ધ યુદ્ધમાં ઉતરીએ."

"આપનું સાહસ ઠીક છે; પરંતુ ઉતાવળે કાંઇ આંબા પાકવા નથી. ઉતાવળ કરવાથી રાજનન્દિની મૃગલોચનીનો જીવ જોખમમાં

પડે એમ છે. આપ ગભરાઓછો શા માટે? જુઓ તો ખરા કે શું થાય છે? કાલે હું રત્નગઢ જઇને તપાસ કરીશ કે, યુસફખાન કેદ પકડાયાથી શત્રુઓની કેવી સ્થિતિ થઇ છે? પછીથી અન્ય સમયે હું આપને ત્યાં લઇ જઇશ." જ્યોતિસિંહે રાજકુમારને ધૈર્ય ધારણુ કરવા જણાવ્યું.

"ભાઇ! હવે હું ધૈર્ય ધારણ કરી શકતો નથી. શત્રુઓનો ભય પામી નામર્દની માફક છુપાવું વીરપુરુષોને માટે ઘણું શરમ ભરેલું કાર્ય ગણાય. આ સમયે તો હું તમારી સાથે અવસ્ય રત્નગઢ આવીશ." વીરસીંહે આગ્રહ દર્શાવ્યો.

"જ્યારે આપનો આગ્રહ છે તો આપ મ્હારી સાથે આવજો પરંતુ એક કાર્ય કરવાની ઘણી જરૂર છે. આપ મહારાજા પાસેથી ચાર પાંચ દિવસની રજા લ્યો, તથા આપણા રાજ્યની સરહદપર તંબૂ નાખવાની વ્યવસ્થા કરો. ત્યાંથી મૃગલોચનીનો મહાલય અઢી ગાઉના અંતરપર રહેશે. ત્યાંથી સર્વ પ્રકારની સુવ્યવસ્થા કરી શકાશે." જ્યોતિસિંહે સલાહ આપી.

આ સલાહને વીરસિંહે પણ પસંદ કરી. કેટલાક દિવસ પછી વીરસીંહે પોતાના પિતા દેવીસીંહ પાસેથી શિકાર માટે આઠ દિવસની રજા લઈ લીધી, તથા થોડા પોતાના અંગત અને વિશ્વાસુ નોકરોને સાથે લઇ તે રવાના થયો. આ માણસો પોતાના પ્રાણ કરતાં પણ રજકુમારને વિશેષ વ્હાતા હતા. સંધ્યાકાળ ઉપસ્થિત થવાને થોડા સમયનો વિલંબ હતો એવામાં વિજયગઢ અને રત્નગઢની સરહદના મધ્યભાગમાં આ લોકોની છાવણી પડી. સમસ્ત રાત્રિ ત્યાંજ મુકામ રાખવાનો અને બીજા દિવસે જ્યોતિસિંહે રત્નગઢ જઇ સગળા સમાચાર જાણી આવવાનો નિશ્ચય થયો.

## પ્રકરણ ૭ મું. પુત્રના હાથે પિતાનું ખૂન.

---

મધ્યરાત્રિનો સમય થવા આવ્યો હતો. આસમાની આકાશમાં અસંખ્ય વાદળાંઓ દોડદોડ કરી રહ્યાં હતાં. પાપી, દુરાચારી, વ્યભિચારી અને વિવિધ પ્રકારનાં નીચ મનુષ્યો પોતાનાં કાર્યો આવી અંધકારમયી રાત્રે જ કરે છે જાણે કે રાત્રિનો અંધકાર એક રીતે તેમને સહાયતા જ કરે છે, અને તેથી જ અંધકારમયી રાત્રી કાળરાત્રીના નામથી ઓળખાય છે.

સર્વત્ર ગંભીર નિસ્તિબ્ધતા સ્થપાયલી હતી. સમસ્ત દિવસના પરિશ્રમથી નગરવાસીઓ નિદ્રાધીન થઇ ગયાં હતાં. આવા સમયે ક્રૂરસિંહ તેના શયનગૃહમાં જાગ્રત સ્થિતિમાં પડયો પડયો અકબરની રાહ જોઇ રહ્યો હતો. અકબરઅલ્લીના આગમનના કાળમાં જેમ જેમ વિલંબ થતો હતો તેમ તેમ તેની ઉત્કંઠા વૃદ્ધિંગત થતી હતી.

આવી રીતે થોડો સમય પસાર થઇ ગયો એટલે અકબર આવી પહોંચ્યો. તેને જોતાંની સાથે જ ક્રૂરસિંહે પૂછ્યું:–" કેમ ભાઇ ! શા સમાચાર લઇ આવ્યા ? યુસફખાનનો પત્તો લાગ્યો કે નહિ ? "

" ના ના, આજે છુપી રીતે બગીચામાં પ્રવેશ કરી મ્હેં સર્વ સ્થળે યુસફ્ખાનની શોધ કરી હતી; પરંતુ અફસોસ કે એ બનાવટી કેતકીએ તેને ક્યાં અદ્રશ્ય કરી દીધો એની કલ્પના હું કરી શકતો નથી. એ રંડા અમને બન્નેને ફસાવી અમારી આંખોમાં ધુળ નાખી ગઇ છે." આવો ઉત્તર આપીને અકબરે એક નિશ્વાસ મૂકયો. વિશેષમાં તેણે કહ્યું:–" વળી મ્હેં એમ પણ સાંભળ્યું છે કે, વીરસિંહનો મિત્ર જ્યોતિસિંહ હમ્મેશાં ગુપ્તવેશમાં બગીચામાં આવી મૃગલો-

ચની તથા કિશોરીને મળી જાય છે. હવે મ્હારે એકલાને જ એ બન્નેની સાથે ટક્કર ઝીલવાની છે."

- ત્યારે શું મ્હારી મહત્વકાંક્ષા ફળીભૂત નહિ જ થાય? મૃગલોચનીના યૌવનસુધારસનું મિષ્ટપાન મ્હારાથી નહિ જ કરી શકાય? જો એમજ થાય તો એ તમારા માટે ઘણું શર્મ ભરેલું કહેવાય." ક્રૂરસિંહે અંતરોદ્ગાર કાઢ્યા.

"પરંતુ અમે આપના કલ્યાણાર્થે ક્યાં ઓછા પ્રયત્નો કરીએ છીએ? જીવનાં જોખમો ખેડીને પણ અમે આપને સહાયતા કરીએ છીએ. વળી જો આપ અમારી સલાહ સ્વીકારીને જ ચાલતા હોત તો આજે તો ક્યારનાય મહારાણા બની ચુક્યા હોત!" અકબરે એક નવીન પ્રપંચની પ્રસ્તાવના કરી.

"તમે મ્હને જે સલાહ આપો છો તે પ્રમાણે જ હું વર્તું છું છતાં તમે શા માટે આમ કહો છો?" ક્રૂરસિંહે પૂછ્યું.

"જ્યાં સુધી આપ આપના પિતાને આ ફાની દુનિયામાંથી પરલોકમાં નહિં પહોંચાડી દ્યો ત્યાં સૂધી આપણું ધારેલું કાર્ય સફળ થનાર નથી; માટે પ્રથમ પિતાને પરલોકનો માર્ગ બતાવી દ્યો અને પછી આપના માટે અપૂર્વ અયશા આરામ મેળવી લ્યો." અકબરે પ્રપંચનો સ્ફોટ કર્યો.

"ભાઇ આ કાર્ય તમે કહો ત્યારે કરવાને હું તૈયાર છું!" ક્રૂરસિંહે સહજ સંકોચાતાં કહ્યું.

"હજી કહેવાનું બાકી રહ્યું છે કે? મ્હારી સલાહ તો એવી છે કે, આ કાર્યને એક ક્ષણ માટે પણ મુલતવી રાખવાનો જરૂર નથી આજે રાત્રે જ પિતાનું ખૂન કરી આપ રાજ્યપ્રાપ્તીના માર્ગને સ્વચ્છ બનાવો, એટલે ભાગ્યદેવી આપના સમક્ષ અલ્પકળામાં જ ઉપસ્થિત થશે." અકબરે કહ્યું.

"અકબરઅલી, હું ગમે તેવો હોઉં તો પણ જન્મદાતા પિતાનો વધ કરવા જતાં મ્હારું હૃદય કંપે છે. સુગંધિત પુષ્પો જ જ્યારે લતાનો નાશ કરે, વૃક્ષની ડાળીઓ જ જ્યારે વૃક્ષનો વિનાશ કરે ત્યારે અધર્મની પરિસીમા થયેલી ન ગણાય કે ?" ક્રૂરસિંહે કહ્યું.

"આપ ભૂલો છો. જગતના ઇતિહાસનું અવલોકન કરતાં આવા એક નહિ પરંતુ અનેક દાખલાઓ જોવામાં આવે છે. અમુક ભત્રિજાએ રાજસિંહાસનની પ્રાપ્તિ માટે કાકાનું ખૂન કર્યું, અમુક રાજકુમારે રાજ્યપાટની પ્રાપ્તિ માટે જન્મદાતાના પિતાનું ખૂન કર્યું એવા દાખલાઓ અધાપિ ઇતિહાસમાંથી મળી આવે છે. વળી પિતાનું મૃત્યુ નિપજાવીને આપ ગુલબદન પત્ની અને રાજસિંહાસન—બન્ને મેળવી શકો તેમ છો; માટે અંતરના ભયને દૂર કરો અને પિતાનું લોહી રેડવા કદમ આગળ ભરો" અકબરે ક્રૂરસિંહના અંતરમાં સાહસ ઉત્પન્ન કરવાના હેતુથી કહ્યું.

"અકબરઅલ્લી, તમે જ્યારે આવો જ ઉપદેશ આપો છો ત્યારે પછી હું પિતાનું ખૂન કરવા તૈયાર છું; પરંતુ મ્હારાથી તલ્વાર કિંવા અન્ય કોઇ પણ શસ્ત્રનો ઉપયોગ તો નહિ જ કરી શકાય !" ક્રૂરસિંહે સંમતિ દર્શાવી.

"એ માટે ચિંતા કરવાનું પ્રયોજન નથી. મ્હારી પાસે એક એવું કાતિલ જહર છે કે એનાં માત્ર એક બે બિંદુ શરીરમાં જતાં જ મનુષ્ય ગાઢ નિદ્રાને આધીન થઇ જાય છે. એ નિદ્રામાંથી તે કાળાંતરે પણ જાગ્રત થતું નથી. વળી એ વિષ જેને ખવડાવવામાં આવે છે તેને કોઇ પણ પ્રકારની વેદના થતી નથી. કહો જોઇએ કે, પિતાને પરલોકમાં પહોંચાડવા માટે આ સાધન કેવું સર્વોત્તમ છે? આ શીશી લ્યો અને કાર્યને પાર ઉતારવા તૈયાર થાઓ." અકબરે કાતિલ

જહરની એક ન્હાની શીશી કૂરસિંહના હાથમાં આપીને કહ્યું.

" ત્યારે આવતી કાલે પિતાજીના ભોજનમાં જ હું આ વિષ ભેળવી દઇશ. " આજના ભયંકર પ્રસંગને આવતી કાલ સુધી મુલતવી રાખવાના વિચારથી કૂરસિંહે કહ્યું.

" અકબ્બરઅલ્લી, અદ્યાપિ હું તમને કહું છું કે, જો પિતાનું ખૂન કર્યા સિવાય આપણો હેતુ સફળ થાય તો ઘણું સારું નહિ તો પછી એક ક્ષણ માત્રમાં કરેલા મહાપાપ માટે મ્હારે જીવનપર્યન્ત પશ્ચાત્તાપના પ્રબળ અગ્નિમાં બળી મરવું પડશે. એક વખત હાથમાંથી છુટેલું તીર પાછું ફરતું નથી માટે હજી પણ તમે પૂરતો વિચાર કરીને મ્હને યથોચિત સલાહ આપો. " કૂરસિંહે ચિંતામગ્ન મુખે કહ્યું.

" મ્હેં આપને સંપૂર્ણ વિચાર કરીને જ આ માર્ગ બતાવ્યો છે. જગતમાં આડો અવળો હાથ નાખ્યા સિવાય અને અધર્મનો આશ્રય સ્વીકાર્યા સિવાય મનુષ્યની એક પણ આશા ફળીભૂત થતી નથી. " અધર્મી અકબ્બરે અધર્મનું જ પ્રતિપાદન કરવા માંડયું. વિશેષમાં તેણે કહ્યું:—" મનમોહિની માશુકને મેળવવા માટે તેમના પ્રિયતમો કિંવા આશકો કોઇ પણ કાર્ય કરતાં કિંવા દુઃખ વેઠતાં પાછા હઠતા નથી; માટે મૃગલોચનીને મેળવવાની મહત્વાકાંક્ષા હોય તો પિતાનું ખૂન કરો અને એ બાગેબેહસ્તની હુરીને વરો. "

મૃગલોચનીનું નામ સાંભળવામાં આવતાંજ કૂરસિંહે પોતાના સ્વભાવાનુસાર કૂર સ્વરૂપ ધારણ કરી કહ્યું:—" બસ દોસ્ત ! તમારી સલાહ પ્રમાણે વર્તવા હું તૈયાર છું. અપ્સરાસ્વરૂપિણી મૃગલોચનીને મેળવવા માટે હું પિતાનું શું પરંતુ ગમે એવા અંગત અને ઉપકારી મનુષ્યનું ખુન કરવાને તૈયાર છું. "

"આપના જેવા વીર અને બહાદુર પુરુષના મુખમાંથી હું આવાં વીરતાસૂચક વચનો સાંભળવાની આશા જ રાખતો હતો. ચાલો ત્યારે હવે વિલંબ કરવાનું પ્રયોજન નથી." અકબરઅલ્લીએ કહ્યું.

તરત જ આ બન્ને નરરાક્ષસો જે સ્થળે ક્રૂરસિંહના પિતા સુઇ રહ્યા હતા તે સ્થળે જઈ પહોંચ્યા. તેમણે આ કાળું કૃત્ય કરવામાટે પોતાના સર્વાંગને પણ કૃષ્ણવસ્ત્રમાં છુપાવ્યું હતું. એ સ્થળે એક દીપક સળગી રહ્યો હતો. અકબરે દીપકના પ્રકાશને સહજ ક્ષીણ કરી નાખ્યો. ત્યાર પછી તેણે ક્રૂરસિંહને સંકેત કરી કાર્ય પાર ઉતારવા કહ્યું. કુલાંગાર ક્રૂરસિંહે જન્મદાતા પિતાના મુખમાં સાવધાનતાથી પ્રાણહારક વિષનાં એ બિંદુ રેડી દીધાં. તે સાથે જ વિજયગઢના વૃદ્ધ મંત્રી પાસે યમરાજના દૂત આવી ઉપસ્થિત થયા.

આ કુટિલ કાર્ય કરી ક્રૂરસિંહ અને અકબર પુનઃ પોતાના સ્થાને ગયા. ત્યાં ગયા પછી અકબરે કહ્યું:—"જુઓ, અત્યારથી આપ ગાઢ નિદ્રાને આધીન થઈ ગયા હો એવો ઢોંગ કરજો. સ્હવારે નોકર આવી આપને પિતાના મૃત્યુ વર્તમાન જણાવે ત્યારે આપ આકુળ વ્યાકુળ બની જઈ હૃદયવિદારક આક્રંદ કરજો, અને પિતાના મૃતદેહ પાસે જઇ તેના પર ઢળી પડી પોકેપોક મૂકીને રડજો. આપ આ પ્રમાણે કરશો એટલે આ કાર્ય આપણે કર્યું છે એવો કોઇના અંતરમાં સંશય સુદ્ધાં ઉપજશે નહિ.

આવો ઉપદેશ આપી શયતાન અકબરઅલ્લી ક્રૂરસિંહની વિદાય લઈ પોતાને ઘેર ચાલ્યો ગયો. પ્રભાતકાળે જ્યારે પિતાના મૃત્યુ વર્તમાન સર્વના જાણવામાં આવ્યા ત્યારે પિતૃદ્રોહી ક્રૂરસિંહે કેવું કપટનાટક ભજવ્યું તેનું હવે અત્રે પુનર્વર્ણન કરવાની કાંઇ જરૂર નથી. પરિણામ એ આવ્યું કે, વૃદ્ધ મંત્રીના મૃત્યુ સંબંધી કોઇનો કશો સંશય ઉપજ્યો

નહિ. મહારાણો જયસિંહ પોતાના મંત્રીના મૃત્યુથી ઘણો દિલગીર થયો. તેણે મંત્રીનો શોક ઘણા દિવસ સૂધી પાળ્યો, પિશાચ ક્રૂરસિંહે પણ અકબરની સલાહ અનુસાર પિતાના મૃત્યુનો જાહિરમાં ઘણો શોક પાળ્યો. થોડા દિવસ સૂધી તો તે ઘરમાંથી બહાર જ નીકળ્યો નહિ. પિતાની પાછળ તેની ઉત્તરક્રિયા પણ એક સુપુત્રની માફક તેણે કરી. દાનધર્મમાં પણ તેણે પુષ્કળ દ્રવ્યનો વ્યય કર્યો. જો કોઇ તેના આવા પ્રસંગે આશ્વાસન આપવામાં આવતું તો તે તેના સમક્ષ ઉચ્ચ સ્વરે રૂદન કરતો હતો, અને એકાન્ત મળતાં અકબરની સાથે બેસી મૃગલોચનીને મેળવવાની મસલત કર્યા કરતો હતો.

માયાવી સંસારની આ એક માયાવી જ ઘટના હતી એવો આ પ્રકાર ઉપરથી સર્વને સહેલાઇથી ભાસ થાય તેમ છે.

---

## પ્રકરણ ૮ મું.

### પ્રણયીયુગ્મનું મિલન અને આકસ્મિક સંકટ.

---

મનમોહિની આરામદાયિની સંધ્યાનો રમણીય સમય ઉપસ્થિત થયો હતો. સંધ્યાસુંદરી સૂર્યસ્વામીનું સ્વાગત કરવામાં નિમગ્ના બની ગઈ હતી. અરણ્યની લીલી હરિયાળીના દર્શનથી અંતરમાં અપૂર્વ આનંદ ઉપજતો હતો. પશુ પંખીઓ મધુર ગુંજારવ કરતાં સ્વસ્થાન પ્રતિ પ્રસ્થાન કરતાં જોવામાં આવતાં હતાં.

વિજયગઢના રાજકુમાર વીરસિંહે વિજયગઢ અને રત્નગઢ રાજ્યની સરહદના મધ્યભાગમાં તંબૂ ઠોકીને શિકાર કરવાના કારણથી મુકામ કર્યો હતો એ પ્રકાર વાંચકબંધુઓ જાણે છે. રાજકુમાર વીરસિંહ તંબૂના દ્વાર પાસે એક વિરામાસનપર ચિંતામગ્ન સ્થિતિમાં આડો

પડયો હતો, કેટલાક હોંશિયાર પહેરેગીરો તંબૂની આસપાસ પહેરો ભરતા હતા. અન્ય માણસો ભોજનાદિની વ્યવસ્થા કરવામાં પ્રવૃત્ત થયેલા હતા.

આવા સમયે રત્નગઢ ગયેલા જ્યોતિસિંહે વીરસિંહ પાસે આવી તેના ખભાપર હાથ મૂકીને કહ્યું:—"રાજકુમાર! શી ચિંતા કરો છો?"

વીરસિંહે આતુરતાસૂચક સ્વરે પૂછ્યું:—"ભાઇ! મ્હારી ચિંતાનું કારણ કાંઇ તમારાથી હવે ગુપ્ત નથી. મ્હારી પ્રિયતમા તરફથી શા સમાચાર લઇ આવ્યા છો તે મ્હને સત્વર જણાવો?"

"રાજકુમાર! આજે તો મૃગલોચનીની મુલાકાત લઇ શકાય એવો પ્રસંગ જ મળ્યો નહિ. આજે હું કૂરસિંહની હિલચાલનું દર્શન કરવામાં રોકાયો હતો." જ્યોતિસિંહે ઉત્તર આપ્યો, તથા કહ્યું:— "કુલાંગર કૂરસિંહે શયતાન અકબરની સલાહથી પોતાના પિતાના જીવનદીપને બુઝાવી નાખ્યો છે. વિશેષમાં મ્હારા સાંભળવામાં એવા સમાચાર આવ્યા છે કે, બે ત્રણ દિવસમાં જ રત્નગઢના મહારાણા જયસિંહ મંત્રીનો પોશાક કૂરસિંહને આપનાર છે."

"જો એમ બન્યું તો આપણો એ શત્રુ વિશેષ સબળ બની જશે એ નિઃસંદેહ છે. મંત્રી થયા પછી આપણા માટે તે રાજાના કાન વિશેષ ભંભેરશે એવી મ્હારી માન્યતા છે." ચિંતાતુર બની જઇને વીરસિંહે કહ્યું.

"ગમે એમ હોય તો પણ આપણે ભય પામવાનું પ્રયોજન નથી. રાજકુમાર! મ્હને તો હવે મહારાણા જયસિંહનું જીવન પણ જોખમમાં હોય એમ લાગે છે; કેમકે જે કૂરસિંહે કૂરતાથી પોતાના જન્મદાતા પિતાનો વધ કર્યો તે જ કૂરસિંહ મૃગલોચનીને મેળવવાની મહત્વાકાંક્ષાઓ મહારાણા જયસિંહનો વધ કરે તો એ બનવા યોગ્ય છે;

તેથી એ ત્રણ દિવસ સૂધી મૃગલોચનીને મળવાનું બંધ રાખી દરબારની હિલચાલ તપાસવાનો મ્હેં મ્હારા મન સાથે ચોક્કસ નિર્ણય કર્યો છે; એ એ અરસ્સામાં જો સુયોગ મળસે તો હું રાજનન્દિનીને પણ મળીશ." જ્યોતિસિંહે કહ્યું.

"હવે રાજનન્દિનીના વિયોગની દારૂણ વ્યથા મ્હારાથી વેઠી શકાતી નથી. એ પ્રેમપ્રતિમાની સાથે મ્હારો મેળાપ તમે ક્યારે કરાવશો ?" ઉત્સુકતાથી વીરસિંહે પૂછ્યું.

"રાજકુમાર ! જ્યારે આપે આટલા કાળ સૂધી ધૈર્ય ધારણ કરી રાખ્યું છે ત્યારે હવે માત્ર બીજા થોડા દિવસ સૂધી ધીરજ રાખો." જ્યોતિસિંહે કહ્યું.

"ના ના, હવે એક ક્ષણ માટે પણ હું ધૈર્ય ધારણ કરી શકું તેમ નથી. આજે જ તમારે મ્હને મ્હારી પ્રિયતમા પાસે લઈ જવો પડશે." વીરસિંહે વ્યાકુળતાથી કહ્યું,

અંતે જ્યોતિસિંહ નિરુપાય થયો અને રાજકુમાર વીરસિંહને પોતાની સાથે લઈ જવાને સંમત થયો. બન્ને જણાએ તંબૂમાં જઈ પોષાક પહેર્યો, તથા ફરવા જવાનું બ્હાનું દર્શાવી એક કલાકમાં તો તેઓ બન્ને મૃગલોચનીના બગીચા પાસે જઈ પહોંચ્યા. રાત્રિ અંધકારમયી હોવાથી બગીચામાં પ્રવેશ કરતાં તેમને વિશેષ હરકત વેઠવી પડી નહિ. પહેરો ભરતા સિપાહીઓની દ્રષ્ટિ ચુકાવીને જ્યોતિસિંહે પોતાની પાસેની પાટલા ઘો બગીચાની દિવાલપર ફેંકી તથા તેઓ બન્ને સહેલાઈથી બગીચાની અંદરના ભાગમાં ઉતરી ગયા. પછીથી આસપાસ દ્રષ્ટિ ફેરવતાં તેઓ બન્ને બગીચાના મધ્યભાગમાં આવેલા એક રમણીય કુંજમાં જઈ ચઢયા. આ સમયે એ સ્થળે રાજનન્દિની મૃગલોચની તેની સખીઓ કિશોરી અને પુષ્પાવતીસાથે બેસીનેવાર્તાલાપ કરી રહી હતી

મૃગલોચની નજરે પડતાં જ વીરસિંહની સ્થિતિમાં અપૂર્વ પરિવર્તન થઇ ગયું. એકાએક ઉત્તેજનાવશાત: તે બેહોશ બની ગયો. જ્યોતિસિંહે પોતાની થેલીમાંથી એક પ્રકારનું ઔષધ વીરસિંહને સુંઘાડયું તેથી તે શુદ્ધિમાં આવ્યો જ્યોતિસિંહે કહ્યું:—"રાજકુમાર! શત્રુઓના સ્થાનમાં આવીને આમ બેશુદ્ધ બની જાઓ છો એ શું શ્રેયષ્કર છે કે? આપ સાવધાનતા રાખો."

વીરસિંહે ઉભા થઇ અધીરતાથી કહ્યું:—"ભાઇ! પ્રથમ તમે મ્હને મ્હારી પ્રિયતમાને મળવા દ્યો.

"ના, પ્રથમ મ્હને તેમની પાસે જઇ વાતચિત કરી આવવા દ્યો; પછીથી આપ બેલાશક ત્યાં જઇ આપના અંતરના દર્દને દૂર કરજો."

અધિરો બનેલો વિરસિંહ ના છુટકે ત્યાં ઉભો રહ્યો અને જ્યોતિસિંહ રાજનન્દિની પાસે ગયો. મૃગલોચની ઉદાસ ચિત્તે ત્યાં બેઠી હતી. જ્યોતિસિંહને જોઇને તેણે વ્યાકુળતાથી પૂછ્યું:—" આટલા દિવસ સુધી તમે કયાં ગૂમ થઇ ગયા હતા ? આજે પણ એકલા જ આવ્યા છો કે શું ?"

રાજનન્દિનિ! કુલાંગાર ક્રૂરસિંહ અને તેના બહુરૂપી દોસ્તોએ કેવી ખટપટ કરવા માંડી છે એ કાંઇ તમારાથી ગુપ્ત નથી." જ્યોતિસિંહે કહ્યું

"જ્યારે પ્રતિસ્પર્ધીઓથી બ્હીઓ છો ત્યારે પછી ચુડીઓ પહેરી ઘરમાં જ કેમ ભરાઇ બેસતા નથી ?" કિશોરીએ ઉપહાસ કર્યો.

"જ્યોતિસિંહ! મ્હારા અંતરની વ્યથાનું વર્ણન હું તમારા સમક્ષ કરી શકતી નથી. ભાઇ! જો એક વખત પણ તમે રાજકુમારની સાથે મ્હારી મુલાકાત કરાવશો તો હું તમારો મ્હારાપર મહાન્ ઉપકાર થયો માનીશ." મૃગલોચનીએ ગદ્ગદ્ કંઠે કહ્યું.

" હું હમણાં જ રાજકુમારને તમારા સમક્ષ ઉપસ્થિત કરૂં છું" આમ કહીને જ્યોતિસિંહ ત્યાંથી ચાલ્યો ગયો. કિશોરી અને પુષ્પાવતીને આ પ્રકારના દર્શનથી ઘણું આશ્ચર્ય ઉપજ્યું. અલ્પકાળમાંજ જ્યોતિસિંહની સાથે ત્યાં ઉપસ્થિત થયો.

મૃગલોચની વિકારની ઉત્તેજનાથી ભાન ભૂલી જઇ, તેમજ જ્યોતિસિંહ તથા સખીઓની હાજરીને ભૂલી જઇ પ્રેમાવેગથી વીરસિંહને ભેટી પડી, તથા મુર્છિતા બની જઇ તે વીરસિંહના અંગપર ઢળી પડી. વીરસિંહે પણ તેને પોતાના હૃદય સાથે ચાંપી.

વાંચકબંધુઓ ! આ પ્રેમી યુગલને એકાન્તનો સુયોગ આપી આપણે ક્રૂરસિંહ અને અકબરની હિલચાલનું દિગ્દર્શન કરવા જઇએ. જે સ્થળે આ પ્રેમી યુગલ પ્રેમવિનોદ કરતું બેઠું હતું ત્યાંથી થોડે દૂર એક ઉચ્ચ વૃક્ષના મજબુત થડ પાછળ છુપાઇ રહીને અકબરઅલ્લી બનતા પ્રકારનું દર્શન કરી રહ્યો હતો.

અલ્પકાળ સુધી પોતાના મન સાથે કાંઇ વિચાર કરી અકબર ત્વરિતગતિથી ક્રૂરસિંહ પાસે જઈ પહોંચ્યો, તથા તેણે કહ્યુઃ—"જુઓ, આજે આપણને ઘણા ઉત્તમ પ્રસંગની પ્રાપ્તિ થઇ છે. જો આ પ્રસંગનો લાભ આપણે ન લઇએ તો આપણે મૂર્ખાત્મા જ લેખાઇએ !"

" તું શું કહેવા માગે છે એ હું સમજી શકતો નથી. તું કેવા પ્રસંગની વાત કરે છે એ સ્પષ્ટતાથી કહી સંભળાવ " ક્રૂરસિંહે અધીરતાથી પૂછ્યું.

"આપને મ્હેં પ્રથમથી જ નહોતું કહ્યું કે, આપના પ્રેમનો પ્રતિસ્પર્ધી કોઇ કોઇ વખતે રાજકુમારી મૃગલોચનીને મળવા તેના બગીચામાં આવે છે. આજે પણ તે બગીચામાં આવી મૃગલોચની સાથે પ્રેમવિનોદ કરે છે ! " અકબરે ખુલાસો કર્યો.

" વીરસિંહ હમણાં રાજકુમારીના બગીચામાં આવેલો છે ?" ક્રૂરસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું.

" જી હા, મ્હારી વાતપર વિશ્વાસ મૂકો. એ પ્રકાર હું મ્હારી નજરે જોઇને જ અહીં આવેલો છું; તેઓ ત્યાંથી જૂદાં થાય કે તરત આપણે તેમને કેદ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. જ્યોતિસિંહ પણ હમણાં એ બગીચામાં હાજર છે. આવો ઉત્તમ સુયોગ આપણને ભાગ્યે જ ફરીથી મળશે." અકબરે કહ્યું. વળી પાછો થોડા સમય સુધી મૌન ધારણ કરીને તે કહેવા લાગ્યો, "આપની મહત્વકાંક્ષાના માર્ગમાં આપણને એ જ્યોતિસિંહ જ આડો આવે છે. આજે એક કાંકરે બે પક્ષી મારી શકાય તેમ છે."

આ ખુલાસો સાભળવામાં આવતાં ક્રૂરસિંહના અંતરમાં ઇર્ષ્યાગ્નિ સળગી ઉઠ્યો. હજી સુધી પિતાના મૃત્યુનો કૃત્રિમ શોક પાળીને તે ઘરમાં જ ભરાઈ રહ્યો હતો; પરંતુ આજે તે તેના મનને કાબુમાં રાખી શક્યો નહિ. તેણે રોષાવેશમાં જ કહ્યું:–"ફિકર નહિ. આપણા શત્રુઓને આજે આપણે બરાબર ફસાવીએ છીએ. આપણે હમણાં જ સિપાહીઓને સાથે લઈ જઇ તેમને કેદ પકડીએ છીએ."

" એમ કરવાથી વિશેષ લાભ હોય એમ હું ધારતો નથી. કહો છો તેમ કરવાથી આપણા પ્રતિસ્પર્ધીઓ આપણા સપાટામાં સપડાશે; પરંતુ તેથી કાંઈ રાજકુમારીનું ચિત્ત આપના તરફ નહિ આકર્ષાય. વળી તેથી મહારાણાનો સ્નેહ અને વિશ્વાસ પણ આપના પર વધશે નહિ." અકબરે કહ્યું.

" ત્યારે તમે શું કરવાની સલાહ આપો છો ?" ક્રૂરસિંહે પૂછ્યું.

" આપ હમણાં જ મહારાણા પાસે જાઓ અને આ સઘળી હકીકત તેમને કહો, તથા બગીચામાં લઈ જઇ આ પ્રકારનું આપ

તેમને પ્રત્યક્ષ દર્શન કરાવો; એથી જ્યોતિસિંહ અને વીરસિંહને કેદ પકડી મહારાણા પોતે જ તેમને મૃત્યુની ભયંકર સજા કરશે, તથા તેઓ પોતાની પુત્રીપર પણ ક્રોધે ભરાશે. આમ કરવાથી મહારાણીનો આપનાપર સંપૂર્ણ વિશ્વાસ બેસશે, અને આપની મહત્વકાંક્ષા ફળીભૂત થવામાં સામાન્ય મુશ્કેલી જ રહેશે. એ મુશ્કેલીને આપણે આપણી અપૂર્વ ચાલાકીથી પહોંચી વળીશું." અકબરે પોતાનો અભિપ્રાય પ્રકટ કર્યો.

"શાહબાશ ! બુદ્ધિબળમાં તું બિરબલની જ બરાબરી કરીશકે એવો છે. ત્હારા અભિપ્રાય પ્રમાણે વર્તવામાં જ હું આપણું સર્વેનું કલ્યાણ સમજું છું." આવી રીતે અકબરની બુદ્ધિની પ્રશંસા કરી, વસ્ત્રો પહેરી ક્રૂરસિંહ સત્વર મહારાણા જયસિંહ પાસે જઇ પહોંચ્યો. પહેરેગીર મારફત સમાચાર પહોંચાડ્યા સિવાય ક્રૂરસિંહને એકાએક પોતાની પાસે આવેલો જોઇને જયસિંહે કહ્યું–"ક્રૂરસિંહ ! તમારા પિતાશ્રીની ઉત્તર ક્રિયા અદ્યાપિ સંપન્ન થઇ નથી છતાં આ સમયે આવી સ્થિતિમાં તમને મ્હારી પાસે આવેલા જોઈને મ્હને ઘણું આશ્ચર્ય ઉપજે છે !"

"હિન્દનાથ ! આ ગુલામ આપનું જ નિમક ખાઈને ઉછર્યો છે અને ઉછરે છે; આમ હોવા છતાં આપની કીર્તિ કલંકિત થવાનો સમય આવી પહોંચે અને હું પિતૃવિયોગનો શોક પાળતો ઘરમાં બેસી રહું એ શું ઉચિત કહેવાય કે ? આપની પરમપવિત્ર કીર્તિનું જીવન જોખમે પણ સંરક્ષણ કરવું એ મ્હારા જેવા નિમકહલાલ નોકરનું પ્રથમ અને મુખ્ય કર્તવ્ય છે." ક્રૂરસિંહે કપટનો આશ્રય સ્વીકારી મહારાણાના કર્ણમાં વિષારોપણ કરવા માંડ્યું"

"ક્રૂરસિંહ ! તમે શું કહો છો ? મ્હારી દીકરીને કલંકિત કરે

એવો નરપિશાચ કોણછે ?" જયસિંહે ઉત્તેજનાને આધીન થઇ કહ્યું

"મહારાજ ! એ નરપિશાચ બીજો કોઇ નહિ કિન્તુ વિજયગઢનો રાજકુમાર વીરસિંહ છે." ક્રૂરસિંહે ગંભીરતાથી ઉત્તર આપ્યો.

"મ્હારી કીર્ત્તિ કલંકિત થાય એવો શો પ્રયત્ન તેણે કર્યોછે?" જયસિંહે પૂર્વવત્ સ્વરે પ્રશ્ન કર્યો.

"મહારાજાધિરાજ ! એ સઘળી હકીકત કહેતાં જો કે મ્હારી જીભ ઉપડતી નથી; પરંતુ મ્હારા કર્ત્તવ્યને બજાવવાના હેતુથી જ એ હકીકત આપને નિવેદન કરવાનો પ્રસંગ મ્હારાપર આવી પડેલો છે. મહારાજ ! વીરસિંહ અને તેનો શયતાન દોસ્ત જ્યોતિર્સિંહ હમણાં રાજકુમારીના બગીચામાં છે." ક્રૂરસિંહે ઉત્તર આપ્યો.

આ હકીકત સાંભળી જયસિંહ :સવિશેષ ક્રોધે ભરાયો. તેનું સર્વાંગ ક્રોધવશ થઈ કંપી ઉઠયું. આસનનો ત્યાગ કરી કમ્મરપર લટકતી તલ્વારની મુઠપર હાથ પછાડી ક્રોધાતુર સિંહના જેવી ભયંકર ગર્જના કરી તે બોલ્યો:—"ક્રૂરસિંહ ! કેટલાક સિપાહીઓને સાથે લઈ જઇ તમે બગીચાને ચોતરફથી ઘેરી લ્યો. હું પોતે જ બગીચામાં જઇ એ કામાંધને તેના સાહસિક કાર્યની યોગ્ય સજા કરીશ."

આમ કહીને જયસિંહ ત્યાંથી ચાલ્યો ગયો. ક્રૂરસિંહ પણ તેને મળેલી આજ્ઞાનું પ્રતિપાલન કરવા ચાલ્યો ગયો.

હવે આપણે બગીચામાં પ્રેમવિનોદ કરતાં પ્રેમિક પ્રેમિકાનું દિગ્દર્શન કરીએ. વીરસિંહ મૃગલોચનની સાથે વાર્ત્તાવિનોદ કરી રહ્યો હતો, ત્યારે કિશોરી સાથે જ્યોતિર્સિંહ પ્રેમવિનોદ કરી રહ્યો હતો. આ સમયે એ પ્રેમિક પ્રેમિકાઓ વિશ્વનું તેમજ પોતાનું અસ્તિત્વ સુદ્ધાં ભૂલી ગયાં હતાં. સ્વર્ગીય પ્રેમિક કલાપીની લીટીઓ તેમના માટે યથાર્થ થઈ પડી હતી કે:—

"ભૂલી જવાતી છો બધી, લાખો કિતાબો સામટી,
જોયું ન જોયું છો બને, જો એક યાદી આપજી!"

ઉપર દર્શાવ્યાનુસાર તેઓ પ્રેમરસનું પાન કરતાં એવામાં એકાએક એક કાળો કદરૂપો, લાલચોળ આંખોવાળો લંગોટાબાજ માણસ તેમના સર્વના સમક્ષ ઉપસ્થિત થયો. તેણે જ્યોતિસિંહને પોતાના દાંત બતાવીને કહ્યું:—

"રાજાને થઇ સર્વ પિછાન,
સમજો ગુરૂજી ચતુર સુજાન."

આટલી લીટી લલકારીને એ માણુસ કૂદકા મારતો મારતો ત્યાંથી ચાલ્યો ગયો. જતી વખતે પુષ્પાવતીનો પગ પકડી તે તેને થોડે સુધી ઘસડી ગયો, પછીથી તેણે તેને છોડી દીધી. આવો પ્રકાર જોઇ સર્વ વિસ્મિત, ભયભીત અને આશ્ચર્યચકિત બની ગયાં. તેમને એકાએક એવોજ ભાસ થયો કે, એક પિશાચ તેમની પાસેથી ચાલ્યો ગયો. પુષ્પાવતી તો બૂમ પાડી ઉઠી. જ્યોતિસિંહે ઉઠી ઉભા થઇ વીરસિંહનો હાથ પકડીને કહ્યું:—"રાજકુમાર! હવે અહીં એક ક્ષણનો પણ વિલંબ કરવાથી આપણું અનિષ્ટ થવાની સંપૂર્ણ સંભાવના છે." આમ કહી તેણે રાજનન્દિની મૃગલોચની તરફ દૃષ્ટિ કરીને કહ્યું:—"રાજનન્દિનિ! અમે અહીંથી આક્ષણેજ ચાલ્યા જઇએ છીએ તેથી તમે સહજ પણ ચિંતા કરશો નહિ. જ્યાં સુધી મહારાણા અહીં ન આવે ત્યાં સુધી તમે કોઇ આ સ્થળનો ત્યાગ કરી જશો નહિ."

"આટલી બધી ઉતાવળ કરવાનું શું કારણ છે, તથા પેલો માણુસ કોણ હતો કે, જેના કહેવાથી તમે પલાયન કરી જવાને તૈયાર થયા છો?" મૃગલોચનીએ વિષણ્ણવદને પૂછ્યું.

"રાજનન્દિનિ! ક્ષમા આપો; કેમકે હવે વાતચિત કરવાનો વખત રહ્યો નથી." જ્યોતિસિંહે કહ્યું.

આમ કહી જબરદસ્તીથી વીરસિંહને ઉઠાડી જ્યોતિસિંહ સાવધાનતાથી બગીચાની બ્હાર નીકળી પડયો; આથી મૃગલોચની ઘણી ચિંતાતુર બની ગઈ. તેનાં નયનયુગલમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. તેણે કિશોરીને પૂછ્યું:–"આ શો તમાશો થયો એ હું સમજી શકતી નથી. એ પિશાચને જોઈ હું કેટલો બધો ભય પામી છું એ તું મ્હારા હૃદયપર હસ્ત મૂકી જો એટલે તને માલૂમ પડશે. અદ્યાપિ મ્હારું હૃદય જોરથી ઉછળી રહ્યું છે. આ પ્રકાર સંબંધી તું શું ધારે છે?"

"હું પણ કાંઇ સમજી શકતી નથી; છતાં એટલું તો ચોક્કસ છે કે, વીરસિંહના અત્રે આવ્યાની ખબર મહારાણાશ્રીને મળી ગઈ છે; તેથી તેઓ બગીચામાં જરૂર આવતા હશે." કિશોરી પોતાની માન્યતા કહી સંભળાવી.

"પરંતુ એ પિશાચની સાથે મ્હારે શી શત્રુતા હતી ?!" પુષ્પાવતીએ કહ્યું.

પુષ્પાનાં વચનો સાંભળી સર્વને હસવું આવ્યું. થોડા સમય સુધી આવી આશ્ચર્યજનક વાતો થયા કરી એટલામાં બગીચાની ચોતરફથી કેટલાક માણસોનો કોલાહલ થતો સાંભળવામાં આવ્યો. કિશોરીએ ચિંતામગ્ન વદને કહ્યું:–" રાજનન્દિનિ ! મ્હને આજનો રંગ ઠીક લાગતો નથી. આ બગીચાને સિપાહીઓએ ચોતફથી ઘેરી લીધો હોય એમ હું ધારું છું."

કિશોરી વિશેષ કાંઇ કહેવા જતી હતી; પરંતુ એટલામાં મહારાણા જયસિંહ ત્યાં આવી પહોંચ્યો તેથી તેણે મૌન ધારણ કર્યું.

મહારાણા જયસિંહનું દર્શન થતાં જ મૃગલોચની અને તેની સખીઓ ઉઠી ઉભી થઈ ગઇ. મૃગલોચનીએ આગળ વધી પિતાની

પાસે મસ્તક નમાવી નમ્રતાથી કહ્યું:–“ આ સમયે આપ એકાએક અત્રે આવ્યા છો તેથી—”

આટલું બોલી મૃગલોચની ચૂપ રહી. જયસિંહે કહ્યું:–“ બ્હેન ! તને જોવાના ઉદ્દેશથી જ અત્યારે હું એકાએક અહીં આવ્યો છું. હવે તમે સર્વ રાજમહાલયમાં જાઓ. આટલી બધી ઠંડીમાં અહીં બેસી રહેવાથી શારીરિક પ્રકૃતિ અસ્વસ્થ થઇ જવાનો સંભવ છે.”

આ પ્રમાણે કહીને જયસિંહ મહેલ તરફ રવાના થયો. મૃગલોચની અને તેની સખીઓ પણ રાજમહાલયમાં ચાલી ગઈ. મહારાણા જયસિંહે પોતાના વિશ્રામભુવનમાં જઇ, લજ્જિત બની જઇ સ્વગત વિચાર્યું:–“ મ્હારી ભલી ભોળી પુત્રીને ક્રૂરસિંહ વિના કારણ બદનામ કરે છે ! એ નાલાયકના મનમાં શો વિચાર હશે એ તો ઇશ્વર જાણે ! એણે આગળ પાછળનો વિચાર કર્યા સિવાય કિંવા સત્યાસત્યનો ચોક્કસ નિર્ણય કર્યા સિવાય મ્હારી પુત્રીપર બેધડક એબ લગાડી છે. આ હકીકત જો મ્હારી પુત્રીના સાંભળવામાં આવશે તો તે શું કહેશે ! ક્રૂરસિંહ જેવા શયતાનનું તો મ્હોં સુદ્ધાં જોવું જોઇએ નહિ; એટલું જ નહિ પણ તેને તેના આ મહાન્ અપરાધની ભયંકર સજા કરવી જોઇએ કે જેથી ભવિષ્યમાં કદાપિ તે રાજનન્દિનીપર આવા અસત્ય કલંકને મૂકવાનું કરે નહિ. ”

આવો વિચાર કરી મહારાણા જયસિંહે ચતુરસિંહ નામના એક ચોપદારને બોલાવી આજ્ઞા કરી કે, “ જેમ બને તેમ ત્વરાથી ક્રૂરસિંહને તું મ્હારી પાસે હાજર કર.”

---

## પ્રકરણ ૯ મું. પલાયન.

મહારાણા જયસિંહની આજ્ઞાનુસાર ક્રૂરસિંહે કેટલાક સિપાહીઓની સહાયતાથી મૃગલોચનીના બગીચાને ઘેરી લીધો. બગીચામાંથી એક પણ માણસ પલાયન કરી શકે નહિ એટલા માટે તેણે સઘળા સિપાહીઓને ખુલ્લાં હથિયારોસહ, બગીચો ઘેરી લેવાની સૂચના પ્રથમથી જ કરી હતી અને ક્રૂરસિંહ પોતાના મનમાં વિવિધ તરંગો કરતો અકબરઅલીની સાથે એટલામાં ફર્યા કરતો હતો.

અકબરઅલીએ પ્રસન્નતાસૂચક સ્વરે કહ્યું:–"કેમ ક્રૂરસિંહજી, આજે આપણે કેવી ચતુરાઇ વાપરી છે. આપણા બન્ને પ્રબળ શત્રુઓ આજે ફસાઇ પડશે એટલે પછી આપના માર્ગમાં કોઇ અડચણકર્ત્તા રહેશે નહિ. વળી આપની આ સેવાના બદલામાં આવતી કાલે સહવારે જ મ્હોટા દરબાર ભરીને મહારાણા આપને મંત્રીનો પોષાક આપશે. પછી આપણે જે મહાન્ કાર્ય કરવાનો નિશ્ચય કર્યો છે તે પાર ઉતારવામાં અડચણ નડશે નહિ; પરંતુ જોજો, ભવિષ્યમાં આ સેવકને ભૂલી ન જશો હોં !"

"અકબરઅલી, તમારી સહાયતાથી જ દિવસે દિવસે મ્હારો સુખસૂર્ય વિશેષ ઉજ્વળ થતો જાય છે. તમારી સહાયતા હું ભૂલી જઉં તો મ્હારા જેવો કૃતઘ્ન સમસ્ત જગતમાં બીજો એક પણ ન ગણાય. તમે નિશ્ચંત રહો. તમારી અમૂલ્ય સહાયતાનો યોગ્ય પુરષ્કાર આપવા હું ભૂલીશ નહિ," ક્રૂરસિંહે અકબરને આશા દર્શાવી.

"વળી યુસફખાનને એ શત્રુઓએ ક્યાં કેદ કરી રાખ્યો છે એ જાણવાનો સુયોગ પણ ખુદાએ આપણને મેળવી આપ્યો છે. જે સમયે

મહારાણા જ્યોતિસિંહને અને વીરસિંહને સજા કરે એ સમયે યુસફ-ખાનની વાત આપ જરૂર કાઢજો." અકબરે સૂચના કરી.

"એ માટે પણ તમે ચિંતા કરશો નહિ. જો એ લોકો આપ-ણને યુસફખાનનો પત્તો નહિ બતાવે તો આપણે એમનાં હાડકાં ખોખરાં કરીને પણ યુસફખાનનો પત્તો મેળવીશું." ક્રૂરસિંહે કહ્યું.

આ સમયે મહારાણા જયસિંહના ચોપદારે ક્રૂરસિંહ પાસે આ-વીને કહ્યું:—"ક્રૂરસિંહજી, મહારાજશ્રી આપને સત્વર પોતાના વિશ્રામ-ભુવનમાં બોલાવે છે !"

"જાઓ જાઓ—શત્રુઓ પકડાયા હશે તેથી તેમને કેવી ભયં-કર શિક્ષા કરવી એનો વિચાર કરવા માટે મહારાણાશ્રી આપને બોલા-વતા હશે !" અકબરે કહ્યું.

"ત્યારે લુચ્ચાઓ પકડાયા છે કે ?" ક્રૂરસિંહે ચતુરસિંહને પૂછ્યું.

"ના જી મહારાણાશ્રીની હજુરમાં તો કોઇ નથી." ચતુરસિંહે ઉત્તર આપ્યો.

"ત્યારે તો તેઓશ્રી હજી સુધી બગીચામાં નહિ ગયા હોય. આપને સાથે લઇને બગીચામાં જવાનો મહારાણાશ્રીનો વિચાર હશે." અકબર વચ્ચે બોલી ઉઠ્યો.

"ના જી—મહારાણાશ્રી રાજકુમારી સાથે હમણાં જ બગીચા-માંથી રાજમહાલયમાં પધાર્યાં છે. તેમના મ્હોંપર ભયંકર ક્રોધનાં ચિહ્ન પ્રકટી નીકળ્યાં છે. ક્રોધાવેશમાંજ આપને બોલાવી લાવવાની તેઓશ્રીએ મ્હને આજ્ઞા કરી છે." ચતુરસિંહે અકબરના ભ્રમને દૂર કર્યો.

આ વચનો સાંભળવામાં આવતાં ક્રૂરસિંહ ચિંતામગ્ન બની ગયો. ભયની ભાવનાથી તેનું સર્વાંગ કંપવા લાગ્યું. આવી સ્થિતિમાં તે મહારાણા જયસિંહ સમક્ષ ઉપસ્થિત થયો.

કૂરસિંહને જોતાંની સાથે જ રાજા જયસિંહે ઉચ્ચ અને કઠોર સ્વરે કહ્યું:–'કૂરસિંહ! આજે તમે મ્હારી મૃગલોચનીના શિરપર અસત્ય કલંક મૂકી તેની ઇજ્જતને બદનામ કરી છે. આ પ્રકારથી બગીચાને પહેરો ઘાલનાર સિપાહીઓ શો વિચાર કરશે તેનો તમને ખ્યાલ છે? આજનો તમારો અપરાધ સર્વથા અક્ષમ્ય છે."

ક્રોધની પ્રબળતાથી જયસિંહના ઓષ્ઠ કંપી રહ્યા હતા. તેનાં નેત્રો લાલચોળ બની ગયાં ગયાં હતાં. તેની આવી સ્થિતિ જોવામાં આવતાં કૂરસિંહનો જીવ સુકાઇ ગયો, તેણે ગભરાઇ જઇને કહ્યું:–"મહારાજાધિરાજ! આ ખબર મને અકબરઅલીએ કે જે રાજમહેલને પહેરો ભરવાનું કાર્ય કર છે તેણે મને જણાવી હતી."

આ ઉત્તર સાંભળી મહારાણા જયસિંહે એક ચોપદારને અકબરને બોલાવી લાવવા મોકલ્યો. થોડા સમયમાં જ અકબર આવી પહોચ્યો. તેનું મુખમંડળ મલિન બની ગયું હતું. મહારાણા જયસિંહે તેને ઉદ્દેશીને ક્રોધકર્કશ સ્વરે કહ્યું:–" કેમ રે પાજી! ત્હેં કૂરસિંહને કેવી ખબર પહોંચાડી હતી, દુરાત્મા! ત્હારા અપરાધની તને આજે હું એવી સખ્ત શિક્ષા કરીશ કે જીવનપર્યન્ત તું પુનઃ આવો ગુન્હો કરીશ નહિ."

આમ કહીને મહારાણા જયસિંહે કૂરસિંહને પચાસ ફટકા અને અકબરને બસો ફટકા મારવાની આજ્ઞા ફરમાવી. તે સાથે કૂરસિંહને ઉદ્દેશીને તેણે કહ્યું:–કૂરસિંહ તું મંત્રી થવાને માટે તદ્દન નાલાયાક છે. આજે તો હું તમને બન્નેને આટલી શિક્ષા કરીને જ છોડી દઉં છું પરંતુ ફરીથી જો કદાચ તમે આવો અપરાધ કરશો તો તમારો જીવ લેવામાં આવશે."

વિના વિલંબે જયસિંહની આજ્ઞાનો અમલ થવા લાગ્યો. કૂરસિંહ

અને અકબરના અંગપર ફટકા પડવા લાગ્યા. પ્રહારની વેદનાથી તેઓ બન્ને જણા હૃદયવિદારક આક્રંદ કરવા લાગ્યા. ફટકા મારો રહ્યા પછી તેમને બન્નેને રાજમહાલયમાંથી કાઢી મૂકવામાં આવ્યા. આમ છતાં જયસિંહનો ક્રોધાગ્નિ શાન્ત થયો નહોતો. સમસ્ત રાત્રિમાં અલ્પકાળ માટે પણ તે નિદ્રાધીન થઇ શક્યો નહિ.

ક્રૂરસિંહ અને અકબર એક બીજાની સાથે વઢવા લાગ્યા. ક્રૂરસિંહ અકબરને કહેવા લાગ્યોઃ—"તમારી સલાહ પ્રમાણે વર્તવાથી જે આજે મ્હારે ફટકાનો માર ખાવો પડયો છે, તથા મ્હારૂં ભયંકર અપમાન થયું છે. હવે હું મંત્રી થઇ શકું એવી આશા રહી નથી."

અકબરે કહ્યુંઃ—"મ્હારે આપના લીધે જ માર ખાવો પડયો; નહિ તો મ્હારે આપના કાર્યમાં હાથ નાખવાની શી જરૂર હતી? જહન્નમમાં જાઓ આપની મૃગલોચની અને વીરસિંહ!"

"પરંતુ આપણે આટલું બધું દુઃખ વેઠયા છતાં જો વીરસિંહને કેદ ન પકડી શકીએ તો આપણા બન્નેના જીવનને ધિક્કાર છે." ક્રૂરસિંહે કહ્યું.

વીરસિંહ હવે હમ્મેશાં રાજમહાલયમાં છુપી રીતે આવેશ એમાં સહજ પણ શક નથી. અહીં હમ્મેશાં આવવાનાં વિચારથી જ તેણે આપણા રાજ્યની સરહદમાં આવીને છાવણી નાંખી છે; પરંતુ હવે મ્હરામાં પ્રથમના જેટલી હિમ્મત રહી નથી. જો ફરીથી આપણે આવીજ રીતે વીરસિંહને પકડવાનો પ્રયત્ન કરીશું અને ફસાઇ પડીશું તો આપણો જીવ જશે." અકબરે ભાવિ ભયનું સૂચન કર્યું.

"હવે તો કોઈ એવી યુક્તિ કરવી જોઇએ કે આપણો જીવ બચે અને મહારાણા જયસિંહ વીરસિંહને પોતાના રાજમહાલયમાં જુએ." ક્રૂરસિંહે કહ્યું.

ઘણા સમય સુધી વિચાર કર્યા પછી અકબરે કહ્યું:—"રામગઢના મહારાણા કનકસિંહના દરબારમાં જગન્નાથ પંડિત નામનો એક જ્યોતિષી છે, તથા એ માણસ પાસા ફેંકીને આપણે જે પ્રશ્ન પૂછીએ તેનો યથાર્થ ઉત્તર આપી શકે તેમ છે. તેને એમ પૂછવામાં આવે કે, અમુક માણસ આ સમયે કયાં છે, તે શું કરે છે, તે કેવી રીતે પકડાશે વગેરે પ્રશ્નોના યથાર્થ ઉત્તરો તે આપી શકે છે. જો એને મેળવી લેવામાં આવે, તથા તે અહીં આવીને થોડા દિવસ રહી આપને સહાયતા કરે તો સઘળું કામ ઠીક થઇ જાય. વળી રામગઢ પણ અહીંથી કાંઇ વિશેષ દૂર નથી. રામગઢ અહીંથી લગભગ વીસ ગાઉ દૂર છે. ચાલો આપણે બન્ને જઇને કોઇ પણ રીતે એ જ્યોતિષીને અત્રે તેડી લાવીએ."

અંતે ક્રૂરસિંહે પોતાની સાથે થોડું ઝવેરાત લઇને બે ચાલાક અશ્વ મંગાવ્યા તથા તે પોતે અને અકબર એ અશ્વ પર સવાર થઇ રામગઢ તરફ રવાના થયા, અને ઘેર સઘળાં માણસોને એવી સૂચના કરી કે, 'જો મહારાજા તરફથી કોઇ બોલાવવા આવે તો એમ કહેવું કે 'એ ઘણા બિમાર છે.'

---

## પ્રકરણ ૧૦ મું. પ્રપંચનું પરિણામ.

---

વીરસિંહ અને જ્યોતિસિંહ બગીચાની બ્હાર નીકળી પોતાના તંબૂ તરફ રવાના થયા. જ્યારે તેઓ તંબૂમાં જઇ પહોંચ્યા ત્યારે તેમને માલૂમ પડયું કે, મધ્યરાત્રિનો સમય થયો હતો. જ્યોતિસિંહે વિશ્રાંતિને રજા જ આપી દીધી હોય એમ લાગતું હતું. વીરસિંહને

તંબૂમાં પહોંચાડી યુસફખાનનો વેશ ધારણ કરી તે ક્રૂરસિંહના મહેલ પાસે ગયો. રામગઢ જતી વખતે ક્રૂરસિંહે જે નોકરોને મહેલની સંભાળ રાખવા માટે રત્નગઢમાં રાખ્યા હતા તે નોકરોએ યુસફખાનને જોઇ પૂછ્યું:—" યુસફખાન ! અત્યાર સૂધી તમે ક્યાં ગયા હતા ? "

નકલી યુસફખાને ઉત્તર આપ્યો:—" હું જહન્નમની હવા ખાવા ગયો હતો, ત્યાંથી પાછો આવ્યો છું. હવે મને સત્વર કહો કે, ક્રૂરસિંહજી કયા છે ! "

સર્વેએ ક્રૂરસિંહ સંબંધીની સઘળી હકીકત તેને કહી સંભળાવી તથા છેવટે કહ્યું કે, " તેઓ રામગઢ ગયા છે, તથા તમે પણ જો તેમની સાથે ગયા હોત તો ઘણું સારું થાત.।"

બનાવટી યુસફખાને કહ્યું—" તમારું કહેવું વાસ્તવિક છે. હવે હું ઘેર નહિ જતાં બારોબાર રામગઢ તરફ જઉં છું. " આમ કહીને તે ત્યાંથી રવાના થઈ પોતાના તંબૂમાં જઈ પહોંચ્યો, અને તેણે સઘળી હકીકત વીરસિંહને કહી સંભળાવી.

અવશિષ્ટ રાત્રિ જ્યોતિસિંહે વિશ્રાંતિ લેવામાં વ્યતીત કરી. પ્રભાતકાળ થતાં ન થતાંમાં તો શય્યાત્યાગ કરી સ્નાન ભોજનાદિથી નિવૃત્ત થઈ વેશ બદલીને તે રત્નગઢ તરફ રવાના થયો, અને તેણે મહારાણા જયસિંહ સમક્ષ ઉપસ્થિત થઇને કહ્યું:—" મહારાજ ! હું ક્રૂરસિંહનો નોકર છું. મ્હારું નામ રામલાલ છે. ક્રૂરસિંહજી આપના વિરુદ્ધ થઇ રામગઢના મહારાણા પાસે ચાલ્યા ગયા છે. મ્હેં તેમને એમ કહ્યું હતું કે, ' મહારાણાશ્રીનું નિમક ખાઇને આપે આમ કરવું જોઇએ નહિ.' એથી મ્હારાપર રોષે ભરાઈ તેમણે મ્હને પુષ્કળ માર માર્યો અને મ્હારું સર્વસ્વ લૂંટી લીધું. હવે મ્હારી પાસે એક પાઇ પણ રહી નથી. હું શું ખાઇને મ્હારા દિવસો પસાર કરીશ તેની ચિંતા મ્હને

પ્રત્યેક ક્ષણે થયા કરે છે. હવે હું મ્હારાં બૈરી છોકરાં પાસે કેવી રીતે જઇ શકીશ? તેઓ પૂછશે કે, ત્રણ વર્ષમાં શું કમાઇ લાવ્યા તો હું તેમને શો ઉત્તર આપીશ? મહારાજ! આ ગરીબ ગુલામને હવે માત્ર આપનો જ આધાર છે—આ ગુલામ તદ્દન નિરાધાર અને લાચાર છે."

આ હકીકત સાંભળી મહારાણો જયસિંહ ઘણો ક્રોધે ભરાયો. તેણે એક બે સિપાહીઓને એવી આજ્ઞા કરી કે, "જાઓ, હમણાંને હમણાં તમે ક્રૂરસિંહની તપાસ કરો કે એ શયતાન ક્યાં છે?"

"અલ્પકાળમાં જ એ સિપાહીઓએ ક્રૂરસિંહના મહેલ પાસે જઇ આવી એવા સમાચાર કહી સંભળાવ્યા કે, "તેઓ એટલા બધા બિમાર છે કે, તેમનાથી ઉઠી પણ શકાતું નથી." રામલાલના વેશમાં જ્યોતિસિંહે કહ્યું:—"મહારાજાધિરાજ! ક્રૂરસિંહના લુચ્ચા નોકરો તદ્દન અસત્ય ઉત્તર આપે છે. સઘળી મુસલ્માનોએ ક્રૂરસિંહની સાથે સલાહ સંપ કરેલો છે. આ પ્રકારની સંપૂર્ણ તપાસ કરવામાં આવશે તો સત્ય સત્વર પ્રકાશમાં આવશે."

એ વચનો સાંભળી મહારાણાએ વૃદ્ધ મુનશીને કહ્યું:—"મુનશીજી, તમે જાતે જઇને આ પ્રકારની પૂરતી તપાસ કરો."

મુનશીજીએ તપાસ કરી આવીને કહ્યું:—"રાજેન્દ્ર! નોકરો ક્રૂરસિંહનો પત્તો બતાવતા નથી. એને ત્યાં જે નોકરો છે તેઓમાંના એકને હું અહીં પકડી લાવ્યો છું. આપ તેને સઘળી હકીકત પૂછી જોશો તો સત્ય પ્રકાર આપણા જાણવામાં આવશે."

મહારાણા જયસિંહે એ નોકર તરફ તીવ્ર દૃષ્ટિ ફેંકીને કહ્યું—"બદમાશ! સત્ય હકીકત કહે કે ક્રૂરસિંહ ક્યાં ગયેલો છે? જો સત્ય હકીકત નહિ કહે તો ઘણી ભયંકરતાથી ત્હારો જીવ લેવામાં આવશે."

નોકરે જીવ જવાના ભયથી 'ક્રૂરસિંહ રામગઢ ગયો છે.' એવો ખુલાસો કર્યો. આ ખુલાસો સાંભળી મહારાણા જયસિંહે ક્રોધાવેશમાં જ એવી આજ્ઞાઓ કરી કે,

(૧) ક્રૂરસિંહના ઘરનાં માણસો એક કલાકમાં જ જીવ બચાવીને મ્હારા રાજ્યની સરહદનો ત્યાગ કરી ચાલ્યાં જાય. (૨) ક્રૂરસિંહનો મહેલ લૂંટી લેવો. (૩) ક્રૂરસિંહની તિજોરીમાંથી જેટલા રૂપિયા રામલાલથી ઉંચકી શકાય એટલા રૂપિયા તે લઇ જાય અને બાકીના સરકારી ખજાનામાં જમા થઇ જાય. (૪) જો રામલાલનો નોકરી કરવાનો વિચાર હોય તો તેને રાજ્યમાં નોકરી આપવી.

આ આજ્ઞાઓ થતાંની સાથેજ રામલાલ ક્રૂરસિંહને ત્યાં જઇ પહોંચ્યો. મહારાણા જયસિંહનો મુનશી કે, જે મહારાણાની આજ્ઞાઓનું પ્રતિપાલન કરવાને ગયો હતો તેને રામલાલે કહ્યું:—"પહેલાં મ્હારાથી ઊંચકી શકાય એટલા રૂપિયા મ્હને આપી દ્યો એટલે મહારાણાશ્રીને આશીર્વાદ આપીને હું ઉપાડી જઉં. મ્હને જલ્દી રૂપિયા આપો—મ્હારા જેવા ગરીબને ન સતાવો!"

મુનશીજીએ કહ્યું—"સબુર કર." આમ કહીને તેમણે બેહજાર રૂપિયા રામલાલની પાસે મૂકાવીને કહ્યું:—"જા, ઉપાડી જા."

રામલાલે કહ્યું:—"વાહરે વાહ! મહારાજશ્રીની આજ્ઞાનું આપના અંતઃમાંથી વિસ્મરણ થયું હોય એમ લાગે છે. આટલા રૂપિયા તો હું એક હાથે ઉપાડી શકું તેમ છું. હું ઊંચકી શકું એટલા રૂપિયા મ્હને મળવા જ જોઇએ."

મુનશી અકળાઇ ગયો. તેણે બનાવટી રામલાલને રૂપિયાની પેટી પાસે લઇ જઇને કહ્યું:—"ઉપાડ જોઇએ, તું કેટલા રૂપિયા ઉપાડી શકે છે?"

જોતજોતાંમાં જ્યોતિસિંહે દશહજાર રૂપિયા ઉપાડી લીધા, અને

તેણે ત્યાંથી રસ્તો માપવા માંડયો. આવો પ્રકાર જોઈ સર્વએ હસતાં હસતાં કહ્યું:–" આ તો માણુસ નહિ; પરંતુ રાક્ષસનો જ અવતાર હોવો જોઈએ ! "

મહારાણા જયસિંહની આજ્ઞાઓનો અમલ થયો. ક્રૂરસિંહનું ઘર લુંટી લેવામાં આવ્યું તેના ઘરનાં સઘળાં મનુષ્યોએ રડતાં કકળતાં રામગઢનો માર્ગ લીધો.

જ્યોતિસિંહ દશહજાર રૂપિયાની ગાંસડી ઉચકીને વિરસિંહ પાસે જઈ પહોંચ્યો, તથા તેણે કહ્યું:–" રાજકુમાર ! આજનો દિવસ તો મ્હારા માટે ઘણો આનંદજનક નિવડયો છે આ દશહજાર રૂપિયા શયતાન ક્રૂરસિંહના છે; માટે આપ પણ બીજા થોડા રૂપિયા અંદર ઉમેરો જેથી શયતાનનો અપવિત્ર માલ પવિત્ર થઈ જાય ! "

વિરસિંહે પૂછયું:– ભાઇ ! મ્હારી પાસે આ સ્થળે જે કાંઈ છે તે સઘળું હું તમને આપી દઉં છું. "

જ્યોતિસિંહે કહ્યું:–" પરંતુ શતરૂના દ્રવ્ય કરતાં મિત્રદ્રવ્યની ભેટ ઓછી ન હોવી જોઈએ ! "

" ભાઇ વિશેષ દ્રવ્ય આ એકાન્ત સ્થળે ક્યાંથી લાવવું ! છતાં મ્હારા હાથનો આ રત્નજડિત મુદ્રિકા સુદ્ધાં હું તમને આપી દઉં છું. " વિરસિંહે અનામિકાપરથી એક મૂલ્યવાન્ મુદ્રિકા કાઢી જ્યોતિસિંહના હાથમાં આપી.

જ્યોતિસિંહે પ્રસન્નતાપૂર્વક મુદ્રિકાનો સ્વીકાર કરીને કહ્યું:– " ઈશ્વર આપની ઇચ્છા પૂર્ણ કરો. હવે આપ સત્વર વિજયગઢ તરફ ચાલ્યા જાઓ તો સારું કેમ કે હું બનતી ત્વરાથી રામગઢ જઈશ. અને શયતાનનો બચ્ચો ક્રૂરસિંહ ત્યાં શી ખટપટ કરે છે એ સંબંધીની તપાસ કરીશ. "

———:o:———

## પ્રકરણ ૧૧ મું. મહારાણા કનકસિંહના આશ્રયમાં.

---

ક્રૂરસિંહ નિરંતર એવો વિચાર કર્યા કરતો હતો કે કોઇ પણ પ્રકારે વિરસિંહ અને જ્યોતિસિંહને મારી નાખવા જોઇએ; એટલું જ નહિ પરંતુ રત્નગઢનું રાજ્ય પણ પાયમાલ કરી નાંખવું જોઇએ. તે અકબરઅલીને સાથે લઈ રામગઢ જઈ પહોંચ્યો તથા જાહેર દરબારમાં હાજર થઈને તેણે મહારાણા કનકસિંહની મુલાકાત કરી. કનકસિંહ ક્રૂરસિંહને સારી રીતે પીછાનતો હોવાથી તેણે તેના કુશળવર્તમાન પૂછ્યા. ક્રૂરસિંહે કહ્યું:—“મારે આપ મુરબ્બીશ્રીને જે હકીકત કહેવાની છે તે હું એકાન્તમાં જ કહીશ.

થોડા સમય પછી દરબાર બરખાસ્ત થયો. સાંજે મહારાણા કનકસિંહે ક્રૂરસિંહને પોતાના સલાહભવનમાં બોલાવ્યો. ક્રૂરસિંહે મહારાણા જયસિંહ વિરૂદ્ધ જેટલી હકીકત કહી શકાય એટલી કહી, તથા વિશેષમાં કહ્યું કે, ત્યાંના લશ્કરની પરિસ્થિતિ આજકાલ ઘણી ખરાબ છે. સઘળા મુસલમાનો મ્હને મળી ગયા છે. જો આપની ઇચ્છા હોય તો આ પ્રસંગે રત્નગઢપર ઘણી સહેલાઇથી વિજય મેળવી શકાશે. વળી મહારાણા જયસિંહની પુત્રી મૃગલોચની એટલી બધી સૌન્દર્યવંતી છે કે, તેના જેવી સૌન્દર્યવતી બાળિકા બીજી કોઇ ભાગ્યે જ હશે.”

આવી આવી અનેક વાતો કહીને ક્રૂરસિંહે કનકસિંહને ઘણો જ ઉત્તેજિત બનાવી દીધો. કનકસિંહે કહ્યું:—“હમણાં તો યુદ્ધ કરવાની કાંઇ જરૂર નથી. હાલ તો આપણે બહુરૂપીઓની સહાયતાથી જ

આપણું કાર્ય કરીશું પછીથી જેવો પ્રસંગ ઉપસ્થિત થશે તે પ્રમાણે વર્તવામાં આવશે. મ્હારી રાજધાનીમાં છ બહુરૂપીઓ છે તેમાંના ચાર બહુરૂપીઓ અને પ્રવીણ પંડીત જગન્નાથ જ્યોતિષીની હું તમને સહાયતા આપું છું. તેમને સર્વને સાથે લઇ જઇ તમે તપાસ કરો કે ત્યાં કેવી વ્યવસ્થા ચાલે છે ? પછીથી જ્યારે પ્રસંગ ઉપસ્થિત થશે ત્યારે હું પણ સકળ સૈન્યસહ ત્યાં આવી પહોંચીશ.

રાણા કનકસિંહના છ બહુરૂપીઓનાં નામ અનુક્રમે ભૈરવનાથ, અઘોરનાથ, બદ્રીનાથ, જાનકીપ્રસાદ, ચણ્ડીપ્રસાદ અને કપટશંકર હતા. તેમાંના ભૈરવનાથ, અઘોરનાથ, જાનકીપ્રસાદ અને કપટશંકરને ક્રૂરસિંહને સ્વાધીન કરવામાં આવ્યા.

આ સમયે જ દેવડીપરના ચોપદારે આવી મહારાણા કનકસિંહને નમન કરીને કહ્યું:—“ રાજેન્દ્ર ! દેવડી પાસે કેટલાંક માણસો આવીને ઉભાં રહ્યા છે. તેઓ કહે છે કે, એ સર્વ ક્રૂરસિંહનાં સગાં વ્હાલાં છે. ક્રૂરસિંહજી અત્રે આવેલા છે એ હકીકત જાણવામાં આવતાં મહારાણા જયસિંહે તેમનું ઘરબાર લુંટી લઇ તેમનાં સગાં વ્હાલાં માણસોને પોતાના રાજ્યની સરહદ બ્હાર કાઢી મૂકયાં છે. તેઓ સવ આશ્રય મેળવવાની અભિલાષાથી અત્રે આવ્યાં છે. ”

આ સમાચાર સાંભળવામાં આવતાં જ ક્રૂરસિંહ અસ્થિર બની ગયો. આતુર દૃષ્ટિથી તેણે કનકસિંહના મુખમંડળ તરફ જોયું. કનકસિંહે એ માણસોને પોતાની પાસે બોલાવ્યાં. કનકસિંહે તેમને સઘળી હકીકત પૂછી. ક્રૂરસિંહ અને અકબરની સાથે યુસફખાન જોવામાં નાહિ આવ્યાથી એક વૃદ્ધ નોકરે કહ્યું:—“ ક્રૂરસિંહજી ! યુસફખાન અહીં આવ્યા નથી ? ”

"યુસફખાનનો પત્તોજ ક્યાં છે? શત્રુઓની પ્રપંચજાળમાં તેઓ ફસાઇ પડ્યા હોય એમ હું ધારૂં છું." ક્રૂરસિંહે કહ્યું.

"આપશ્રી જે દિવસે આ તરફ આવવાને રવાના થયા તે દિવસે રાત્રે યુસફખાન મ્હને મળ્યા હતા; તેથી મ્હેં તેમને સઘળી હકીકત કહી આપના તરફ રવાના કર્યા હતા!" વૃદ્ધ નોકરે કહ્યું.

"હા હા—એ યુસફખાન નહિ પરંતુ લુચ્ચો જ્યોતિર્સિંહ જ હોવો જોઇએ. મ્હારા સર્વસ્વનો વિનાશ કરેલો હોવો જોઇએ એમ હું ચોક્કસ ધારૂં છું!" ક્રૂરસિંહે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું.

ક્રૂરસિંહનાં આ વચનો સાંભળી તેના નોકરો દિઙ્મૂઢ બની ગયા. ક્રૂરસિંહના નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. તે પોતાના બન્ને હાથ જોડી રાજાને કાંઇ કહેવા જતો હતો એવામાં રાણા કનકસિંહે જ તેનું સાંત્વન કરવાના ઉદ્દેશથી કહ્યું:—"ક્રૂરસિંહ! તમે સહજ પણ ચિંતા કરશો નહિ. હજી શું વીતી ગયું છે? રત્નગઢનો મહારાણો તમને આવી રીતે લુંટી લઇને સુખી રહી શકશે કે? તમે અમારા આશ્રમમાં આવ્યા છો તેથી તમને આશ્રય આપી અમારે સર્વ પ્રકારની સહાયતા કરવી જ જોઇએ. મહારાણા જયસિંહે તમારા ઉપર જે ભયંકર જુલ્મ ગુજાર્યો છે તેનું વૈર અમે અવસ્ય લઇશું! વળી તમારા કુટુંબની ચિંતાને પણ તમે તમારા અંતરમાં સ્થાન આપશો નહિ. તેમના માટે અહીં હું સઘળી સુવ્યવસ્થા સત્વર કરી આપીશ."

આ વચનોથી ક્રૂરસિંહનું અસ્થિર મન સ્થિર તથા સ્વસ્થ થયું.

થોડા સમયમાં જ કનકસિંહે ક્રૂરસિંહના કુટુંબના નિવાસસ્થાનની આવશ્યક વ્યવસ્થા કરી આપી.

થોડા દિવસ રામગઢમાં પસાર કરી ક્રૂરસિંહ કનકસિંહની આજ્ઞા મેળવી, ચાર બહુરૂપીઓ, પંડિત જગન્નાથ જ્યોતિષી અને પોતાના નિત્યસહચર અકબરઅલ્લી સહિત રત્નગઢ તરફ રવાના થયો. તેમણે સર્વેએ પોતપોતાનાં ઉપયોગી સાધનો સાથે લીધાં હતાં. પંડિત જગન્નાથે પણ પોતાના કાર્યમાં આવશ્યકીય સાધનો સાથે લીધાં હતાં. પ્રિય વાંચકબંધુઓ ! ક્રૂરસિંહ અને અકબરઅલ્લી સાથે આ ચંડાળ ચોકડી અને પાંચમા પંડિતજી ક્યાં જાય છે, તથા શું કરે છે તેનું ચાલો આપણે દર્શન કરીએ.

---

## પ્રકરણ ૧૨ મું. બનાવટી દીવાન.

---

વીરસિંહ અને જ્યોતિર્સિંહ વિજયગઢના કિલ્લામાંથી બ્હાર નીકળી ઘણા માણસો સાથે પુણ્યપ્રભા સરિતાના કિનારા પર બેસી પ્રકૃતિના શોભાસૌંદર્યનું દર્શન કરી રહ્યા હતા. એ સ્થળે એક તરફથી પુણ્યપ્રભા નદી વહેતી આવેલી હતી તથા બીજી તરફથી ચંદ્રપ્રભા નદી વહેતી આવેલી હોવાથી બંને સરિતાઓનો આ સ્થળે સંગમ થયેલો હતો. સરિતાનો પટ બહુ પહોળો નહોતો. બન્ને બાજૂ નિબિડ અરણ્ય આવેલું હતું. રાજકુમાર વીરસિંહ વિષણ્ણવદને બેસી રહ્યો હતો. મૃગલોચનીના વિરહથી કલાપીઓના મધુર ટહુકાઓ તેને તીર જેવા જણાતા હતા. શીતળ સુગંધિત વાયુદેવતા જાણે કે વીરસિંહના જખ્મી જીગરપર મીઠું જ છાંટી તેની વેદના વધારતા હતા.

આ સ્થાને તેઓ થોડો સમય બેસી રહ્યા હશે એવામાં થોડે દૂર સરિતા તટપર એક સંન્યાસીને હાથમાં ખંજરી લઇને તેમણે ગાતો સાંભળ્યો. એ સાધુએ પોતાની કફનીને રામરસથી રંગેલી હતી. સંન્યાસીનો કંઠસ્વર સાંભળવામાં આવતાં જ્યોતિસિંહની દૃષ્ટિ તેના પ્રત્યે આકર્ષાઈ. એ સાધુના કંઠમાંથી ગવાતા સંગીતના કેટલાક શબ્દો સાંભળવામાં આવતાં જ્યોતિસિંહની જીજ્ઞાસા વૃદ્ધિંગત થઈ ગઈ તથા એકાગ્રતચિત્તથી તે સંગીત સાંભળવા લાગ્યો. આ સમયે સંગીતની નિમ્નલિખિત લીટીઓ તેના સાંભળવામાં આવી:—

" રામગઢ જઇ લાવ્યો ચાર, બહુરૂપીઓને નિરધાર,
વળી જ્યોતિષીનો આધાર, અદ્‌ભુત વિદ્યાનો ભંડાર;
જલદી કંઇ તૈયારી કરો, શત્રુઓનો ગર્વ જ હરો,
નહિ તો થશે અતિ ઉત્પાત, શોક અને સાથે સંતાપ. "

આ લીટીઓ સાંભળી જ્યોતિસિંહે પુનઃ સંન્યાસી તરફ દૃષ્ટિ કરી. આ સમયે એ સંન્યાસીની દૃષ્ટિ પણ તેમના તરફ જ હતી. પોતાની દૃષ્ટિ સાથે જ્યોતિસિંહની દૃષ્ટિ સંલગ્ન થયેલી જોઇને એ સંન્યાસી દાંત બતાવતો બતાવતો ત્યાંથી ચાલ્યો ગયો. વીરસિંહ મૃગલોચનીનું ચિંતન કર્યા કરતો હોવાથી આ પ્રકાર તરફ તેનું બિલકુલ ધ્યાન નહોતું. જ્યોતિસિંહે તેના ખભાને હસ્તસ્પર્શ કરી તેને જ્યારે હલાવ્યો ત્યારે જ તે શુદ્ધિમાં આવ્યો, તથા આશ્ચર્યસૂચક સ્વરે તેણે પૂછ્યું:—" કેમ શું છે ? "

" ચાલો, આપણે સત્વર મહેલમાં જઇએ. " જ્યોતિસિંહે કુમારની અસ્વસ્થ સ્થિતિ સમજી જઇને કહ્યું.

તરત જ બન્ને જણા મહેલમાં જઈ પહોંચ્યા. ત્યાં ગયા પછી

જ્યોતિસિંહે વીરસિંહને ઉદ્દેશીને કહ્યું:—"રાજકુમાર! જો આપનું ચિત્ત સ્થિર હોયતો આપનેહું એક અગત્યની વાત કહેવાને ઇચ્છુંછું"

"હવે મ્હારૂં ચિત્ત સ્થિર છે; તમારે જે કહેવું હોય તે કહો." વીરસિંહે કહ્યું.

જ્યોતિસિંહે કહ્યું:—"શયતાન ક્રૂરસિંહ મહારાણા કનકસિંહની સહાયતા મેળવવાની મહત્વકાંક્ષાથી રામગઢ ગયો છે એ તો આપ જાણો જ છો. પછીથી મહારાણા કનકસિંહે એ શયતાનના બચ્ચાને આશ્રય આપી તેને ચાર બહુરૂપીઓ અને એક જગન્નાથ પંડિત નામના જ્યોતિષીની સહાયતા આપેલી છે. એ જ્યોતિષી પાસા નાખીને સઘળા પ્રશ્નોને યથાર્થ ઉત્તરો આપી શકે છે. પાસા નાખી ભવિષ્ય જોવાના કાર્યમાં એ પંડિત અતિ પ્રવીણ પુરુષ છે. અકબરઅલ્લી પ્રથમથી જ તેમની સાથે છે. આ સઘળી હકીકતપરથી આપ સમજી શકશો કે, આપણા શત્રુઓની સંખ્યા વધી ગઇછે. આપણે હવે નિરંતર સવિશેષ સાવધાન રહેવાની અત્યાવશ્યકતા છે. હવેથી કોઇ પણ સ્થળે આપ એકલા જશો નહિ, તેમજ જો કોઇ કાંઇ ખાવાનું કે સુંઘવાનુ આપે તો તે ખાશો નહિ અને સુંઘશો પણ નહિ. એબદમાશોમાંથી કોઇ મ્હારું સ્વરૂપ ધારણ કરીને આપને ફસાવવા આવે તો એપણ સર્વથા બનવા યોગ્ય છે. મ્હારી જમણી આંખ નીચે આએક તલનું ઇશ્વરદત્ત ચિહ્ન છે એ તમે લક્ષ્યમાં રાખશો. હવેથી હુ જ્યારે જ્યારે આપની પાસે આવીશ ત્યારે આ તલને ગુપ્તરીતે બતાવી આપને હું મ્હારો પરિચય આપીશ. તથા જ્યારે હું એવી રીતે મ્હારો પરિચય ન આપું ત્યારે મ્હારો વેશ ધારણ કરી કોઇ શત્રુ આપને ફસાવવાના ઉદ્દેશથી જ આવ્યો છે એમ આપ સમજજો!"

આ સિવાય બીજો કેટલોક ઉપયુક્ત આપીને જ્યોતિસિંહે

કહ્યું:—" રાજકુમાર! હવે હું રજા લઇ રત્નગઢ તરફ જઉં છું; કેમ કે શત્રુઓની હિલચાલ પર પૂરતી દેખરેખ રાખવાની ઘણી જરૂર છે. હું ક્યાં છું એ સંબંધી મહારાણાશ્રી તેમજ મ્હારા પિતાશ્રી આપને કાંઇ પૂછે તો આપ યોગ્ય ઉત્તર આપવાની કૃપા કરજો. વળી પુનઃ હું આપને એવી સૂચના કરૂં છું કે, જો જો, પૂરતી સાવધાનતા રાખવા ચુકશો નહિ."

ત્યાર પછી જ્યોતિસિંહ પોતાને ઘેર ગયો, અને અવશિષ્ટ રાત્રિ તેણે આરામ લેવામાં પસાર કરી. પ્રભાતકાળ થતાં પૂર્વેજ પોતાનો ઉપયોગી સરસામાન લઈ તે રત્નગઢ તરફ રવાના થયો,

બીજી તરફથી કિશોરી પણ શત્રુઓની હિલચાલની તપાસકરવા માટે પુરુષવેશ ધારણ કરીને બ્હાર નીકળી પડી હતી. મધ્યરાત્રિ થતાં સુધી નગરચર્યા નિહાળી, ગગનમંડળમાં ચંદ્રદેવ પ્રકાશિત થતાં જ્યોતિસિંહને મળવાની ઇચ્છાથી તે નગર બ્હાર નીકળી પડી. આ સમયે જ્યોતિસિંહ વિજયગઢથી રત્નગઢ તરફ આવતો હોવાથી જ માર્ગમાંજ બન્નેનું મિલન થઈ ગયું. આ સમયે જ્યોતિસિંહ પોતાના મૂળ સ્વરૂપમાં હોવાથી કિશોરી તેને જોતાંની સાથે જ ઓળખી ગઈ. તેણે આશ્ચર્ય પામીને પૂછ્યું:—" કેમ જ્યોતિસિંહજી, કયી દિશા તરફ પધારો છો ?"

"કોણ કિશોરી કે ? આવા વેશમાં આવા સમયે કયું સાહસિક કાર્ય કરવાને જાઓ છે ?" જ્યોતિસિંહે તેને પિછાની જઇને કહ્યું.

" જ્યોતિસિંહ. હું આપને મળવા માટે જ આવતી હતી. રાત્રે શત્રુઓની હિલચાલ તપાસવા હું નીકળી હતી એવામાં ચંદ્રોદય થતાં જ ઘણા દિવસથી તમારો મેળાપ નહિ થયેલો હોવાથી અ-

ત્યારે તમને મળવા માટે જ હું રત્નગઢ તરફ આવતી હતી. " કિશોરીએ ઉત્તર આપ્યો.

" ઘણું સારું થયું કે, તમે મ્હને સવેળા મળી ગયાં. મ્હારે તમને કેટલીક અગત્યની હકીકત કહેવાની છે. આવો આટલામાં જ એક સ્થળે આપણે બેસીએ. " આમ કહી જ્યોતિસિંહ કિશોરીને એક સ્થળે લઈ જઈને બેઠો, તથા તેણે કહ્યું:—" દગાબાજ ક્રૂરસિંહ રામગઢ ગયો છે. ત્યાંના મહારાણા કનકસિંહે તેને આશ્રય આપ્યોછે તેમજ ચાર બહુરૂપીઓ અને એક જ્યોતિષીની સહાયતા સુદ્ધાં આપી છે. હવે એટલા બધા શત્રુઓ સાથે ટક્કર ઝીલનાર માત્ર આપણે બેજણાં છીએ. ક્રૂરસિંહ તેના મદદગારોસહ રત્નગઢમાં આવી પહોંચ્યો છે અને ગુપ્તવેશમાં તેઓ સર્વે દરબારની અને રાજમહાલની હિલચાલ તપાસે છે. આમ હોવાથી આપણે પુષ્કળ સાવધાનતા રાખવાની જરૂરછે. તેઓ મહારાણા જયસિંહને પકડી જાય તો એ પણ બનવા યોગ્ય છે. વળી મૃગલોચનીની પણ હવે સવિશેષ સંભાળ રાખવાની જરૂર છે; કેમકે મૃગલોચનીને પકડી જવા માટે જ મહારાણા કનકસિંહે તેમને સર્વેને અત્રે મોકલ્યા છે. આ સઘળી હકીકત વખતસર તમને જણાવવાના ઉદ્દેશથી જ હું તમારા તરફ આવતો હતો." જ્યોતિસિંહે સઘળી હકીકત કહી સંભળાવી.

" ત્યારે હવે આપણા શત્રુઓનું પ્રાબલ્ય વધી ગયું હોય એમ જ મ્હને લાગે છે ! " કિશોરીએ ભયસૂચક સ્વરે કહ્યું.

" હા, હવે આપણે શું કરવું તેનો વિચાર મ્હેં પ્રથમથી જ કરી રાખ્યો છે. હું મહારાણા જયસિંહના નવીન દીવાન હરિસિંહ કેદ પકડી તેનો વેશ ધારણ કરી થોડા દિવસ સૂધી દીવાનનું કામ કરીશ. એમ કરવાથી રાજ્યના સઘળા અધિકારીઓ અને સઘળા

સૈનિકો મ્હારા તાબામાં રહેશે, તથા એથી હું ઘણાં કાર્યો કરી શકીશ. તું પણ રાજમહાલમાં હોશિયારીથી રહેજે, તથા બની શકે ત્યાં સુધી હમ્મેશાં એક વખત મ્હને મળજે. મ્હને દીવાનના વેશમાં મળવામાં તને કોઈ પણ પ્રકારની અડચણ વેઠવી પડશે નહિ. હું દીવાન હરિસિંહને ઘેર એમના જ વેશમાં રહીશ."

પછીથી કિશોરી મનમાંને મનમાં જ્યોતિસિંહની ચતુરાઇની પ્રસંસા કરતી કરતી રત્નગઢ તરફ ચાલી ગઈ અને જ્યોતિસિંહે રાત્રિનો અવશિષ્ટ સમય એ અરણ્યમાં જ પસાર કર્યો.

પ્રભાતકાળ થયો. પૂર્વ દિશામાં ભગવાન્ સૂર્યનારાયણનાં કિરણો પ્રકાશિત થવા લાગ્યાં. ધીમેધીમે વસુંધરાપર ઉષાના પ્રકાશનો વિસ્તાર થવા લાગ્યો. જ્યોતિસિંહે એક આરબના જેવો વેશ ધારણ કરી કેટલીક અત્તરની શીશીઓ સાથે લઈ રત્નગઢની ગલીએ ગલીમાં ફરવા માંડ્યું. સંધ્યાકાળના અરસામાં તે દીવાન હરિસિંહના મકાને જઈ પહોંચ્યો. ત્યાં જતાં જ તેણે જોયું કે, હરિસિંહ પોતાના બેચાર દોસ્તો સાથે બેસી ગપ્પાં હાંકતો હતો.

જ્યોતિસિંહે અત્તરની શીશીઓ સાથે હરિસિંહ સમક્ષ ઉપસ્થિત થઈ ને કહ્યુઃ—"હું અત્તર વેચવાનો વ્યવસાય કરૂં છું. આપનું મુલ્કમશહૂર નામ સાંભળી આપના માટે ઉત્તમ પ્રકારનાં અત્તરો લઇ હું અહીં આવ્યો છું."

આમ કહીને જ્યોતિસિંહ હરિસિંહના હાથપર પ્રત્યેક જાતનું અત્તર ઘસવા લાગ્યો. હરિસિંહના દોસ્તોએ પણ પોતાના હાથ લંબાવ્યાથી તેમના હાથપર પણ જ્યોતિસિંહે અત્તર ઘસ્યું. થોડા સમયમાં જ દીવાન હરિસિંહ અને તેના સઘળા દોસ્તો બેહોશ બની ગયા. જ્યોતિસિંહે અન્ય સર્વને ત્યાં પડતા રહેવા દઇ, દીવાન હરિસિંહની ગાંસડી બાંધી તેને પીઠપર નાખી, કપડામાં પોતાનુ મ્હોં છુપાવી

વિજયગઢનો રસ્તો લીધો. રસ્તામાં જે કોઇ તેને મળ્યું તેણે તેને દીવાન સમજી એક પણ પ્રશ્ન પૂછયો નહિ.

ઘણા સમય સૂધી માર્ગ કાપ્યા પછી જ્યોતિસિંહે જે ગુફામાં મુસફને કેદ કરી રાખ્યો હતો એ ગુફા પાસે તે જઇ પહોંચ્યો. પ્રવેશ દ્વાર ઉઘાડીને તે ગુફામાં દાખલ થયો, તથા હરિસિંહને ગુફામાં રાખી તેના હાથપરની મુદ્રિકા કે જે મહોરવાળી હતી તે કાઢી લઇ તેમજ તેનાં વસ્ત્રો ઉતારી લઇ એ બ્હાર નીકળ્યો. હરિસિંહના હાથ પગમાં બેડી નાખવાની કિંવા તેને શુદ્ધિમાં લાવવાની તેણે જરૂર ધારી નહિ.

પછીથી દીવાન હરિસિંહનો વેશ ધારણ કરી જ્યોતિસિંહ રત્નગઢ જઇ પહોંચ્યો. દીવાન સાહેબના ભોજનનો સમય થયો. એક દાસી દીવાન હરિસિંહને ભોજનનું નિમંત્રણ કરવા આવી. તેણે જોયું કે, હરિસિંહ ત્યાં હાજર નહોતો. તેના બેચાર દોસ્તો જ બેશુદ્ધ સ્થિતિમાં ત્યાં પડી રહ્યા હતા. તેને અત્યાશ્ચર્ય ઉપજ્યું. તે બૂમ પાડી ઉઠી. એની બૂમ સાંભળી સઘળા નોકર ચાકરો ત્યાં દોડી આવ્યા, તથા આવો તમાશો જોઇ સર્વે આશ્ચર્યચકિત બની ગયા. આસપાસ હરિસિંહની તપાસ કરવામાં આવી; પરંતુ તેનો પત્તો નજ લાગ્યો.

ત્રણ પ્રહર રાત્રિ વીતી ગઇ એટલે હરિસિંહના દોસ્તો કે જેઓ બેશુદ્ધ બની ગયા હતા તેઓ શુદ્ધિમાં આવ્યા. શુદ્ધિમાં આવ્યા પછી વિસ્મિત સ્થિતિમાં તેમણે પૂછયું:—“ અમે સર્વ કેવી રીતે બેહોશ બની ગયા હતા ? દીવાન સાહેબ કયાં છે ? અમીર ઉમરાવોની મૈત્રીમાં કેટલીક વખતે આવા જીવલેણ પ્રસંગો આવે છે; માટે અમે ભૂલે ચુકે પણ મ્હોટા માણસની મૈત્રી કરીશું નહિ ! ”

પ્રાભાતકાળના અરસામાં આવી વાતચિત ચાલી રહી હતી એવામાં સર્વેએ દીવાન હરિસિંહને પોતાના તરફ આવતો જોયો કે

જે હરિસિંહના વેશમાં બહાદુર જ્યોતિસિંહ હતો. હરિસિંહને આવતો જોઇ સર્વેએ તેની પાસે જઇ તેને ઘેરી લીધો અને પૂછવા માંડયું કેઃ— " પેલો નાલાયક અત્તરવાળો કયાં જતો રહ્યો, તથા આપણે બેહોશ કેવી રીતે બની ગયા હતા ? "

હરિસિંહે ઉત્તરમાં કહ્યુંઃ—" એ ચોર હતો. હું એ બદમાશની લુચ્ચાઇને સમજી ગયો હતો. મ્હેં તેનું અત્તર બરાબર સુંઘ્યું નહોતું. જો સુંઘ્યું હોત તો તમારી માફક હું પણ બેહોશ બની જાત. જ્યારે મ્હેં તેને પિછાની જઇ પકડવાનો વિચાર કર્યો ત્યારે એ પ્રકાર સમજી જઇને તે નાશી જવા લાગ્યો. ક્રોધાધીન થઇને મ્હેં પણ તેની પૂઠ પકડી; પરંતુ માર્ગમાં મ્હારી નજર ચૂકવીને તે અદ્રશ્ય થઇ ગયો.

આ સમયે એક દાસીએ આવી નમ્રતાથી કહ્યુંઃ—" મહારાજ ! આપ થોડું ભોજન કરી લ્યો. હજી સુધી કોઇએ ભોજન કર્યું નથી. અત્યાર સુધીનો સમય સર્વેએ રૂદન કરવામાં જ પસાર કર્યો છે. "

બનાવટી હરિસિંહે કહ્યુંઃ—" હવે તો સ્હવાર થયેલું હોવાથી ભોજન કરવાનો વિચાર નથી. હું થાકી ગયેલો છું તેથી વિશ્રાંતિ લેવાની મ્હારી ઇચ્છા છે. "

આમ કહી બનાવટી હરિસિંહ શયનગૃહમાં જઈ સૂઈ ગયો. તેના દોસ્તો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

યથા સમયે દરબારી પોષાક પહેરી છુપી રીતે પોતાની ઉપયોગી થેલીને સાથે છુપાવી રાખી જ્યોતિસિંહ દીવાન હરિસિંહના વેશમાં દરબાર તરફ જવા લાગ્યો. રસ્તામાં સઘળા લોકો તેને સલામ ભરવા લાગ્યા. બનાવટી હરિસિંહ પણ સહજ મસ્તક હલાવી લોકોની સલામ ઝીલવા લાગ્યો. અલ્પકાળમાં જ્યોતિસિંહ દરબારમાં જઇ પહોંચ્યો. હજી સુધી રાણો જયસિંહ દરબારમાં આવ્યો નહોતો-

હરિસિંહના સ્વભાવ અને કાર્યપદ્ધતિથી જ્યોતિસિંહ પરિચીત હતો. તે હરિસિંહની માફક દરબારમાં કામ કરવા લાગ્યો. થોડા સમયમાં જ રાણો જયસિંહ પણ દરબારમાં ઉપસ્થિત થયો.

દરબારમાં સુયોગ જોઇને હરિસિંહ ધીમે ધીમે મહારાજને કહેવા લાગ્યોઃ—" મહારાજાધિરાજ ! આ તાબેદરના જાણવામાં એવા ચોક્કસ સમાચાર આવ્યા છે કે, રામગઢના રાણા કનકસિંહે ક્રૂરસિંહને આશ્રય આપી તેને સહાયતા સુદ્ધાં કરી છે. ક્રૂરસિંહ ચાર બહુરૂપીઓ અને એક જ્યોતિષીને સાથે લઈ આ તરફ ષડ્યંત્ર કરવા આવેલો છે. તે ઉપરાંત મહારાણા કનકસિંહે તેને પાછળથી લશ્કર લઈ રત્નગઢ આવવા માટે પણ કહ્યું છે. આ સમય ઘણો કટાકટીનો છે; કેમકે આપણા દરબારમાં આજકાલ કોઈ બહુરૂપી નથી. પહેલાં અહીં અકબરઅલ્લી અને યુસફખાન હતા; પરંતુ તેઓ ક્રૂરસિંહને મળી ગયા છે; એટલું જ નહિ પરંતુ આપણા રાજ્યના સઘળા મુસલમાનો ક્રૂરસિંહને મળી ગયા છે. આજકાલ એ બદમાશો આપણા રાજ્યમાં જ ભટકતા હોવા જોઇએ."

" તમારાં વચનો મ્હને વાસ્તવિક લાગે છે; કેમ કે આપણી સાથે હવે મુસલમાનોનો પહેલાંના જેવો સદ્ભાવ જોવામાં આવતો નથી. તમે આ સંબંધી શો બંદોબસ્ત કર્યો છે ?" રાણા જયસિંહે પૂછ્યું.

રાણા જયસિંહ અને બનાવટી હરિસિંહ ધીમે સ્વરે એક બીજાની સાથે વાતચીત કરતા હતા, એવામાં હરિસિંહની દૃષ્ટિ એક ચોપદારપર પડી કે જે દરબારમાં ઉભો રહી તીવ્ર દૃષ્ટિથી ચોતરફ જોયા કરતો હતો. બનાવટી દીવાનને પોતાના તરફ જોતો જોઇને એ ચોપદાર મનમાં ને મનમાં કાંઈ સમજી ગયો. આ સમયે બનાવટી દીવાને કઠોર સ્વરે આજ્ઞા કરી કે, " પકડો પેલા બદમાશ ચોપદારને."

આજ્ઞા થતાં જ કેટલાક નોકરો એ ચોપદારપર ઝુકયા; પરંતુ એ ચોપદાર એવી સફાઇથી પલાયન કરી ગયો કે તેનો પત્તો ન જ લાગ્યો ! જો જ્યોતિસિંહે પ્રયત્ન કર્યો હોત તો તે એ બનાવટી ચોપદારને સહેલાઈથી પકડી શકત; પરંતુ દરબારમાં દીવાન હરિસિંહની માફક જ વર્તવાનો તેનો વિચાર હોવાથી તેણે એ ચોપદારને પકડવાનો પ્રયત્ન કર્યો નહિ. નાશી ગયેલા ચોપદારને પકડવા જે લોકો ગયા હતા તે નિરાશ બની જઇને પાછા આવ્યા.

બનાવટી દીવાને ગંભીરતાથી કહ્યું:–“ મહારાજાધિરાજ ! જે વાત મ્હેં આપને હમણાં નિવેદન કરી તે વાતની સત્યતાનું પ્રત્યક્ષ-પ્રમાણ આપ જોઇ શકયા છો !”

આ તમાસો જોઈ જયસિંહ ઘણો દિલગીર થયો. દરબાર બરખાસ્ત કરી તે આ બનાવટી દીવાનને પોતાના મંત્રણાગૃહ કિંવા સલાહ-ભુવનમાં લઈ ગયો. મંત્રણાગૃહમાં જઈ આસનપર બેઠા પછી જય-સિંહે જ્યોતિસિંહને પૂછ્યું:—“ કેમ દીવાનજી, હવે શું કરવું તમને ઠીક લાગે છે ? ક્રૂરસિંહે આપણા વિરુદ્ધ એક પ્રબળ શત્રુ ઉભો કર્યો છે. રામગઢના રાણા કનકસિંહની બરાબરી આપણાથી થઇ શકે એમ નથી.”

જ્યોતિસિંહે પૂર્વવત્ ગંભીરતાથી ઉત્તર આપ્યો:–“ મહારાજ ! હું આપને ફરીથી અર્જ કરૂં છું કે, હમણાં આપણા રાજ્યમાં એક પણ બહુરૂપી નથી. બહુરૂપીઓની સાથે બહુરૂપીઓ જ ટક્કર ઝીલી શકે છે. એ લોકો ઘણા ચાલાક અને લુચ્ચા હોય છે. પાંચસો કે હજાર માણસોનો જીવ લઈ લેવો એને તો તેઓ સામાન્ય કાર્ય સમજે છે; તેથી આપણે પણ કોઇ ઈમાનદાર અને હોશિયાર બહુરૂપીને આપણા રાજ્યમાં રાખવો જોઇએ. મ્હેં એમ સાંભળ્યું છે કે, વિજયગઢના

દીવાનનો પુત્ર જ્યોતિસિંહ ઘણો ચાલાક, બળવાન, અને હોશિયાર બહુરૂપી છે ! જો આપ મહારાણા દેવીસિંહ પાસે જ્યોતિસિંહની માગણી કરશો તો તેઓ આપની માગણી અવશ્ય સ્વીકારશે. જો કે આપે રાજકુમાર વીરસિંહને અત્રે આવતા અટકાવ્યા છે તો પણ મહારાણા દેવીસિંહના ઉદાર અંતરમાં આપના પ્રત્યે પ્રથમના જેવો જ સદ્ભાવ છે."

બનાવટી દીવાનનાં વચનો સાંભળી થોડા સમય સૂધી કાંઇ વિચાર કર્યાં પછી રાણા જયસિંહે કહ્યું:—તમારું કહેવું બરાબર છે મહારાણા દેવીસિંહ અને તેમનો પુત્ર વીરસિંહ ઘણા લાયક છે. વળી વીરસિંહ એક બહાદુર યોદ્ધો હોઇ તે રાજનીતિ પણ સારી રીતે જાણે છે એ માટે સહજ પણ સંદેહ નથી. એક હજાર સૈનિકો લઇને દશ હજાર સૈનિકોનો પરાજય કરે એવો એ વીરશિરોમણી છે. વળી જ્યોતિસિંહની ચાલાકીની ઘણી હકીકત મારા વાંભળવામાં આવી છે; કિન્તુ મ્હારાથી મહારાણા દેવીસીંહ સાથે ઘણું શર્મભરેલું વર્તન થયેલું હોવાથી હું તેમની પાસે જ્યોતિસીંહની માગણી કરતાં સંકોચાઉં છું. મ્હારો અભિપ્રાય એવો જ છે કે, તમે વિજયગઢ જઇને મહારાણા દેવીસીંહ તથા રાજકુમાર વીરસિંહને મળો, અને મ્હારા પ્રત્યે જો તેમને કાંઈ માઠું લાગ્યું હોય તો યુક્તિ પ્રયુક્તિથી તમે તેમનું સમાધાન કરો. વળી તેમનું સમાધાન કરી તમે જ્યોતિસિંહને જેમ બને તેમ ત્વરાથી આપણા રાજ્યમાં લઇ આવો."

બનાવટી હરિસિંહે કહ્યું:—"ઘણું સારૂં; આપશ્રીની આજ્ઞાનુસાર હું જાતે જ જઇને આ કાર્ય કરીશ. આપ આપની મહોર કરીને એક પત્ર મહારાણા દેવીસિંહપર લખી આપો એટલે બીજું સઘળું કાર્ય સત્વર બજાવી હું આપની સેવામાં ઉપસ્થિત થઇશ; વળી આ કાર્ય

કરવા હું એકલો જ જઈશ; જેથી શત્રુઓ આપણી હિલચાલ બિલકુલ જાણી શકે નહિ.”

જયસિંહે બનાવટી દીવાનની વાત પસંદ કરી, પોતાના હાથથી તેને એક પત્ર લખી આપી તેના પર મહોર કરી એ પત્ર તેણે દીવાનને સ્વાધીન કર્યો. પછીથી બનાવટી દીવાન હરિસિંહ ઘેર ગયો, તથા તેણે જનાનામાં નહિ જતાં પોતાની ભોજનસામગ્રી બ્હાર બેઠકખાનામાં જ મંગાવી. પછીથી જો કિશોરી મળે તો તેને સઘળી હકીકત કહ્યા પછી વિજયગઢ જવાનો તે વિચાર કરવા લાગ્યો.

સંધ્યા થવાને થોડા સમયનો વિલંબ હતો એવામાં કિશોરી આવી પહોંચી. જ્યોતિસીંહે તેને એકાન્તમાં લઈ જઈને સઘળી હકીકત કહી તથા મહારાણા જયસિંહે તેને જે પત્ર લખી આપ્યો હતો તે પણ તેણે કીશોરીને બતાવ્યો. કિશોરીએ અતિ આનંદીત થઇને કહ્યું:—“દીવાન હરિસીંહ પ્રસન્નતાપૂર્વક તમને મળી જશે. એ ઘણો ભલો પુરૂષ છે. હવે તમે જઇને આ કાર્ય સત્વર કરો. હું તમારી જેટલી પ્રશંસા કરૂં તેટલી થોડી જ છે. પરમકૃપાળુ પરમાત્મા તમને પ્રત્યેક કાર્યમાં વિજયી કરો એમ જ હું ઇચ્છુ છું.” આમ કહીને પ્રસન્નવદના કિશોરી ત્યાંથી ચાલી ગઈ. જ્યોતિસિંહે પણ રત્નગઢનો રસ્તો સ્વીકારી રસ્તામાં જ પોતાનો મૂળ વેશ ધારણ કર્યો.



## પ્રકરણ ૧૩ મું. કૃત્રિમ કિશોરી કેદમાં !

---

રત્નગઢ અને વિજયગઢનાં રાજ્ય પહાડી હતાં. એ બન્ને રાજ્યોમાં કેટલાંક અને પ્રાણુહારક પશુઓથી પરિપૂર્ણ વિસ્તૃત અરણ્યો આવેલાં હતાં. કોઇ કોઇ સ્થળે ઉચ્ચ પર્વતો ગગનમંડળને ચુમ્બન કરવાની સ્પર્ધા કરતા હોય એવો ભાસ થતો હતો. આ પ્રદેશમાં જો કોઇ અજ્ઞાત પ્રવાસી માર્ગ ભૂલો પડે તો તેના કષ્ટની સીમા રહે તેમ નહોતી. અરણ્યમાં અનેક નદી નાળાં આવેલા હોઇ વિવિધ પ્રકારનાં વૃક્ષોથી એ અરણ્યો પરિપૂર્ણ જોવામાં આવતાં હતાં આર્યભૂમિને સ્વર્ગભૂમિની ઉપમા આપવામાં આવે છે એ સર્વથા ઉચિત જ છે. આર્યભૂમિ પ્રકૃતિસુંદરીનું લીલાનિકેતન છે. રત્નગઢ અને વિજયગઢનો સુંદર પ્રદેશ આવોજ રમણીય, મનોહર અને શાન્તિદાયક હતો. એક ગાઉ જતાં તો માર્ગમાં આઠ દશ નાળાં આવતાં હતાં. રસ્તામાં ગણું હરિણ જોવામાં આવતાં હતાં.

જે બહુરૂપીઓ ક્રૂરસિંહની સાથે આવ્યા હતા તેમણે શહેરમાં મુકામ નહિ કરતાં આ રમણીય અરણ્યમાં મુકામ કર્યો હતો. તેમણે સર્વેએ એવો નિશ્ચય કર્યો હતો કે પ્રત્યેકે અલગ રહીને પોતાનું કાર્ય બજાવવું, અને જરૂરના પ્રસંગે આ અરણ્યમાં એકઠા થવું. ભૈરવનાથ કે જે સર્વથી હોશિયાર બહુરૂપી હતો તેણે એવો અભિપ્રાય દર્શાવ્યો કે, એક વખત સર્વેએ જૂદો જૂદો વેશ ધારણ કરીને, નગરમાં ફરી, રાજા, રાણી, દાસ દાસીઓ, અધિકારીઓ વગેરેને ઓળખી આવવા. તેમની રીતભાતની તપાસ કરી તેમનાં નામઠામની પણ પૂરતી મા-

હીતી મેળવી લેવી; જેથી ભવિષ્યમાં કાર્ય કરવામાં કોઇ પણ પ્રકારની તકલીફ વેઠવી પડે નહિ. આ અભિપ્રાયને સર્વેએ પસંદ કર્યો. અકબર અલીએ સર્વેનાં નામ કહી સંભળાવ્યા અને તેમની આવશ્યક ઓળખાણ પણ કરાવી. એ બહુરૂપીઓએ જૂદી જૂદી જાતનો વેશ ધારણ કરી ને મહેલમાં પ્રવેશ કર્યો, તથા તેઓ સઘળું જોઇ આવ્યા; કિન્તુ કિશોરીની ચાલાકીના પરિણામે કોઇને પોતાની વિદ્યાનો પ્રયોગ અજમાવવાનો સુયોગ મળ્યો નહિ.

જ્યારે એ લોકો સર્વે પ્રકારે હોશિયાર અને માહિતગાર થઇ ગયા ત્યારે તેમણે પોતાના ષડયન્ત્રોનો આરંભ કરી દીધો. જાનકીપ્રસાદ તો કિશોરીનો વેશ ધારણ કરી વીરસિંહને ફસાવવાના ઉદ્દેશથી વિજયગઢ તરફ ગયો. વિજયગઢ જઇ પહોંચી, જે સ્થળે રાજકુમાર વીરસિંહ હતો ત્યાં જઇને તેણે પહેરેગીરને કહ્યું;—" ભાઇ ! તું જઇને રાજકુમાર વીરસિંહજીને એમ કહે કે, રત્નગઢથી કિશોરી આપને મળવા માટે આવી છે. "

પહેરેગીરે રાજકુમાર પાસે જઇને આ ખબર આપી. થોડી રાત્રિ વીતી ગઇ હતી. રાજકુમાર વીરસિંહ રાજનન્દિની મૃગલોચનીનું સ્મરણ કરતો જ બેઠો હતો. વચ્ચે વચ્ચે તે ગાઢ નિશ્વાસ મૂકતો હતો. પહેરેગીરના મુખમાંથી કિશોરીનું નામ સાંભળી વીરસિંહ ચમકી ઉઠયો તથા પ્રસન્ન બની જઇને તેણે કહ્યું:—" જા, જઇને સત્વર તેને મ્હારી પાસે મોકલ. "

પહેરેગીર ચાલ્યો ગયો, અલ્પકાળમાં જ કિશોરી વીરસિંહ પાસે આવી પહોંચી. વીરસિંહે તેને પોતાની પાસે બેસાડી મૃગલોચનીના વર્ત્તમાન પૂછ્યા. બનાવટી કિશોરીએ કહ્યું;—" તેઓ રાત્રિદિવસ આપનું જ સ્મરણ કર્યા કરે છે. આપના વિયોગશોકના દુઃખ સિવાય

તેમને બીજું કાંઇ દુઃખ નથી. તેઓ હમ્મેશાં એમજ કહ્યા કરે છે કે, 'કેવા મ્હને ભૂલી ગયા છે ! હું જીવતી છું કે મરી ગઇ છું તેની ખબર સુદ્ધાં લેતા નથી.' તેમના ઘણા આગ્રહથી હું આજે આપની પાસે આવી છું. તેમણે આપના માટે આ બે જામ મોકલ્યાં છે, તથા તેને ખાવાનો સોગન દઇને આગ્રહ કર્યો છે."

બનાવટી કિશોરીનાં વચનો સાંભળી વીરસિંહ અતિ પ્રસન્ન થયો. મૃગલોચનીના પ્યારમાં તેને કાંઇ સૂઝયું નહિ. બનાવટી કિશોરીએ આપેલાં જામને તે પ્રિયાની પ્રસાદી સમજી આગળ પાછળનો વિચાર કર્યા સિવાય ખાઇ જવાની તૈયારી કરવા લાગ્યો. એવામાં જ્યોતિસિંહ એકાએક ત્યાં ઉપસ્થિત થયો. જ્યોતિસિંહે વિરસિંહ અને બનાવટી કિશોરીને પાસે બેઠેલાં જોયાં તથા તેણે વીરસિંહને જામફળ ખાવાની તૈયારી કરતો જોઇને ઉચ્ચસ્વરે કહ્યું:—" રાજકુમાર ! સાવધાન ! આપ એ જામફળ ખાશો નહિ."

વીરસિંહે વિસ્મિત બની જઇને કહ્યું:—કેમ, "જામફળ ખાવામાં શી અડચણ છે ?"

"આપને મ્હેં વારંવાર કહ્યું છે કે, આપ કોઈ પણ વ્યક્તિના પર બિલકુલ વિશ્વાસ મૂકશો નહિ; છતાં આપ એ વાતને ભૂલી ગયા? પહેલાં કિશોરી કદાપિ આપની પાસે આવી હતી કે ? આ કિશોરી છે કે કોઇ બહુરૂપી એ પણ આપ ન જાણી શક્યા કે ? પાસે રાંડને આવેલી જોતાંની સાથે જ આપ ભાન ભૂલી ગયા કે ?"

જ્યોતિસિંહનાં આ વચનો સાંભળી વીરસિંહ શરમાઇ ગયો, તથા તે બનાવટી કિશોરીના મુખમંડળનું લક્ષ્યપૂર્વક અવલોકન કરવા લાગ્યો. હવે બનાવટી કિશોરીથી સ્વસ્થતાથી બેસી રહેવાયું નહિ. મનમાં ને મનમાં તે અપાર ક્રોધે ભરાઈ. વસ્ત્રોમાં છુપાવી રાખેલી તીક્ષ્ણકટાર બ્હાર ખેંચી કાઢી તે જ્યોતિસિંહ પર તુટી પડી.

આટલા સમય સુધીમાં વીરસિંહ સમજી ગયો હતો કે, આ બનાવટી કિશોરી કોઇ બહુરૂપી વ્યક્તિ જ હોવી જોઇએ; તેથી જેવી એ બનાવટી કિશોરી જ્યોતિસિંહના અંગપર તુટી પડી કે તરતજ વીરસિંહે તેના જે હાથમાં તીક્ષ્ણ કટાર હતી એ હાથ બળપૂર્વક પકડી લીધો અને તેને કમરમાંથી ઉંચકી જેવો તે પૃથ્વીપર પટકવા જતો હતો એવામાં જ્યોતિસિંહે કહ્યું:—"હાં હાં—રાજકુમાર! આપ એને પૃથ્વીપર પછાડશો તો એ જીવથી મરી જશે. બહુરૂપીઓનાં કાર્ય આવાં જ હોય છે. આપ એને મ્હારે સ્વાધીન કરો. હું એની ઘટતી વ્યસ્થા કરીશ."

જ્યોતિસિંહનાં વચનો માન્ય કરીને વીરસિંહે બનાવટી કિશોરીને મુસ્કેટાટ બાંધી દઈ જ્યોતિસિંહને સ્વાધીન કરી. જ્યોતિસિંહે જબરદસ્તીથી એના નાકમાં એક પ્રકારનું ઔષધ સુંઘાડીને તેને બેહોશ બનાવી દીધી; પછીથી તેની એક ગાંસડી બાંધી બન્ને દોસ્તો વાતચિત કરવા લાગ્યા.

જ્યોતિસિંહે વીરસિંહને પુષ્કળ સમજાવીને કહ્યું:—"જુઓ, જે થઇ ગયું તે તો થઇ ગયું; પરંતુ હવેથી પાછા છેતરાશો નહિ; નહિ તો આપનો જીવ સુદ્ધાં જોખમમાં આવી પડશે."

કુમાર વીરસિંહ ઘણો શરમાઈ ગયો. તે જ્યોતિસિંહને કશો ઉત્તર આપ્યા સિવાય તેને રત્નગઢના સમાચાર પૂછવા લાગ્યો. જ્યોતિસિંહે સઘળી હકીકત રાજકુમારને કહી સંભળાવી. રાણા જયસિંહે દેવીસિંના નામનો જે પત્ર આપ્યો હતો તે પણ તેને બતાવ્યો. એ સઘળી હકીકત જાણી અત્યંત પ્રસન્ન થઈ વીરસિંહ સ્નેહાવેગથી જ્યોતિસિંહને ભેટી પડયો; પછી તેણે કહ્યું:—"ભાઇ! તમારે જે કાંઈ કરવું હોય તે હવે સત્વર કરી નાખો. તે સિવાય મ્હારા દુઃખનો અંત આવનાર

નથી; મ્હારા વ્યથિત અંતરાત્માને શાન્તિ મળનાર નથી."

"કુમાર! આપ સર્વાંશે નિશ્ચિંત રહો. મ્હારા સર્વ પ્રયત્નોનો હેતુ તમારા દુઃખને દૂર કરવાનો જ છે." જ્યોતિસિંહે આશ્વાસન આપ્યું.

આવી રીતે વાતચિતમાંજ રાત્રિનો અવશિષ્ટ સમય પસાર થઈ ગયો. પ્રભાતકાળને થોડા સમયનો વિલંબ હતો એવામાં જ્યોતિસિંહ બનાવટી કિશોરીની ગાંસડીને પીઠપર નાખી પેલી ગુપ્ત ગુફા તરફ રવાના થયો કે જ્યાં તેણે યુસફખાન અને દીવાન હરિસિંહને કેદ કરી રાખ્યા હતા ગુફા પાસે જઇ તેનો દરવાજો ઉઘાડી જ્યોતિસિંહે અંદર પ્રવેશ કર્યો. ગુફામાં આગળ જતાં તેણે જોયું કે, યુસફખાન નહેરના કિનારાપર સૂઈ રહ્યો હતો. દીવાન હરિસિંહ એક ઉચ્ચવૃક્ષ નીચે પડેલી પાષાણુ શિલાપર બેસી નીચું જોઈ રહ્યો હતો. જ્યોતિસિંહને જોતાંની સાથે જ તેણે ઉભા થઇને કહ્યું:—"જ્યોતિસિંહ! મ્હેં તમારો શો અપરાધ કર્યો હતો કે જેના પરિણામે તમે મ્હને આવા નિર્જન સ્થાનમાં કેદ કરી રાખ્યો છે?"

જ્યોતિસિંહે હસીને ઉતર આપ્યો:—"જો આપે આ સેવકનો કાંઇ અપરાધ કર્યો હોત તો આપને આ સ્થળે પણુ યુસફના જેવું દુઃખ ભોગવવું પડત. આપે કોઇ અપરાધ નહોતો કર્યો એ વાર્તા સત્ય છે; કિન્તુ આપને માત્ર એક દિવસ કેદ કરી રાખ્યાથી મ્હારૂં ઘણું કાર્ય સિદ્ધ થાય તેમ હોવાથી જ મ્હારે આપને આટલી તકલીફ આપવી પડી હતી. હવે આપ સ્વતંત્ર છો. આપ આપની ઇચ્છા હોય ત્યાં બેલાશક જાઓ. સમસ્ત રત્નગઢમાં આપના જેવો પ્રમાણિક અને ઈમાનદાર અધિકારી બીજો એક પણુ નથી એટલા માટે જ હું આપની પાસે મદદ મેળવવાને ઉમેદવાર છું."

"જ્યોતિસિંહ! તમે સારી રીતે જાણો છો કે, પ્રથમથીજ હું તમારો અને રાજકુમાર વીરસિંહનો દોસ્ત છું. હું તમારા પ્રત્યેક કાર્યમાં અંતઃકરણપૂર્વક મદદ કરવાને તૈયાર છું. મ્હારા અંતરમાં અત્રે એજ વિચાર થયા કરતો હતો કે, હું જ્યોતિસિંહનો દોસ્ત છું છતાં તેમણે મ્હને શામાટે કેદ કર્યો છે! હું અહીં જીવતો આવ્યો હતો કે મરેલો એનું પણ પહેલાં મ્હને જ્ઞાન નહોતું. જ્યારે હું શુદ્ધિમાં આવ્યો અને યુસફને મ્હેં અહીં જોયો ત્યારે જ મ્હને માલૂમ પડયું કે, આ તમારું જ કાર્ય છે, વારું, હવે મ્હને કહો તો ખરા કે, મ્હને અહીં કેદ રાખીને તમે શું કાર્ય કર્યું તથા હવે તમે મ્હારા તરફથી શી મદદ મેળવવાને ઇચ્છો છો ?"

"એક દિવસ સુધી મ્હેં આપનો વેશ ધારણ કરી દરબારમાં દીવાનની કામગીરી બજાવી છે; પરંતુ આપના અંતરમાં કોઇ પણ પ્રકારનો સંશય ઉપજે નહિ એટલા માટે હું પ્રથમથી જ જણાવી દઉં છું કે, મ્હેં આપના અંતઃપુરમાં પ્રવેશ જ કર્યો નહોતો." જ્યોતિસિંહે સત્ય વાર્તાનો સ્ફોટ કરતાં કહ્યું.

"જ્યોતિસિંહજી, તમારા માટે મ્હારા મનમાં કાળાંતરે પણ સંશય ઉપજે તેમ નથી. હું તમને મ્હારા પુત્રતુલ્ય સમજું છું. તમે અંતઃપુરમાં ગયા હોત તો પણ કશી અડચણ નહોતી. વારું, હવે તમે તમારી હકીકત કહો ?" હરિસિંહે પ્રેમપૂર્વક કહ્યું.

જ્યોતિસિંહે દીવાન હરિસિંહને મહારાણા જયસિંહનો પત્ર બતાવ્યો. પછી તેણે હરિસિંહના કપડાં તેને કાઢી આપ્યાં, અને પોતાની સઘળી હકીકત કહી રહ્યા પછી તેણે કહ્યું:—"આપ હવે આપનાં વસ્ત્રો પહેરીને મહારાણા દેવીસિંહના દરબારમાં જાઓ, અને તેમની પાસે આપ મ્હારી માગણી કરો; એટલે હું આપની સાથે

રત્નગઢ આવીસ; નહિ તો જે બદમાશ બહુરૂપીઓ રામગઢથી આવ્યા છે તેઓ રત્નગઢના રાજ્યપર ભયંકર સંકટ લાવશે અને મહારાણો કનકસિંહ એ રાજયને પોતાના તાબામાં લેશે. હું આપની સાથે આવીને એ બદમાશ બહુરૂપીઓને ગિરફ્તાર કરીશ. વળી બે વાતો આપ અવશ્ય લક્ષ્યમાં રાખજો. એક વાત એ છે કે જ્યાં સુધી બને ત્યાં સુધી મુસલ્માનોને રાજયમાંથી દૂર કરજો અને તેમની જગ્યાઓ પર હિન્દુઓને રાખજો. બીજી વાત એ છે કે, રાજકુમાર વીરસિંહનું બરાબર ધ્યાન રાખજો અને મહારાણા જયસિંહજી સમક્ષ તેમની પ્રશંસા કરજો; જેથી મહારાણા મદદાર્થે તેમને પણ નિમંત્રણ કરશે અને મ્હારો સઘળો શ્રમ સફળ થશે."

હરિસિંહે કહ્યું:–"હું હમ્મેશાં તમારો શુભકાંક્ષી છું. તમે જે કાંઇ કહ્યું છે તેથી વિશેષ હું કરી બતાવીશ–મ્હારી ફરજ હું સર્વાંશે બજાવીશ."

ત્યાર પછી જ્યોતિસિંહે બનાવટી કિશોરીની ગાંસડી છોડી, તથા એક મજબુત બેડી તેના પગમાં નાખી દીધી અને તેનાં આવશ્યક સાધનોની કોથળી તથા ખંજન પોતાની પાસે લઈ તે તેને શુદ્ધિમાં લાવ્યો. જયારે એના ચહેરાને સ્વચ્છ કરવામાં આવ્યો ત્યારે એ જાનકીપ્રસાદ છે એમ જ્યોતિસિંહને માલૂમ પડયું.

જ્યોતિસિંહ બહુરૂપી હતો તેથી તે રામગઢના સઘળા બહુરૂપીઓના પિછાનતો હતો, તથા રામગઢના બહુરૂપીઓ પણ જ્યોતિસિંહને પિછાનતા હતા. જ્યોતિસિંહ જાનકીપ્રસાદને એ ગુફામાં કેદ કરી રાખી દીવાન હરિસિંહની સાથે બ્હાર નીકળ્યો. જયારે તે ગુફાના દરવાજા પાસે આવી પહોંચ્યો ત્યારે તેણે હરિસિંહને કહ્યું:–" આપ મ્હારા એક અપરાધની મ્હને ક્ષમા આપશો એવી મ્હને આશા છે.

અહીંથી હું આપને બેહોશ બનાવી અલ્પકાળમાં જ આ ગુફાની બ્હાર લઈ જઇશ, અને પછી તરતજ પાછો આપને શુદ્ધિમાં લાવીશ."

"એમાં મ્હને કશી અડચણ નથી. આ ગુફામાં આવવાના માર્ગની માહિતી મેળવવાની મ્હને જરૂર નથી, આ સઘળું તમારા જેવાઓનું કામ છે; એ જોઇને હું શું કરવાનો હતો ?" હરિસિંહે સરળતાથી ઉત્તર આપ્યો.

જ્યોતિસિંહ હરિસિંહને બેહોશ બનાવી ગુફાની બ્હાર લઇ ગયો. બ્હાર ગયા પછી તેને શુદ્ધિમાં લાવીને તેણે કહ્યું:—"હવે આપ વસ્ત્રો પહેરી લઈ મ્હારી સાથે વિજયગઢ ચાલો."

દીવાન હરિસિંહે જ્યોતિસિંહના કહેવા પ્રમાણે કર્યું. શહેરમાં જઈ જ્યોતિસિંહની સલાહ પ્રમાણે દીવાન હરિસિંહ તેનાથી છૂટો પડીને રાણા દેવીસિંહના દરબારમાં ઉપસ્થિત થયો. જ્યોતિસિંહ તે પહેલાં જ દરબારમાં હાજર થઈ ગયો હતો.

મહારાણા દેવીસિંહે દીવાન હરિસિંહને ઘણું માન આપી સંતુષ્ટ કર્યો. અરસ્પરસ કુશળ વર્ત્તમાન પૂછાયા પશ્ચાત હરિસિંહે રાણા જયસિંહનો પત્ર દેવીસિંહના હાથમાં આપ્યો. એ પત્ર દેવીસિંહે પોતાના દીવાન અજીતસિંહને વાંચવા આપ્યો. અજીતસિંહે એ પત્ર જાહિર દરબારમાં વાંચી સંભળાવ્યો. રાણો દેવીસિંહ પત્રની હકીકત સાંભળી અતિ પ્રસન્ન થયો તથા તેણે કહ્યું:—"આ રાજ્ય મહારાણા જયસિંહજીનુંજ છે. તેઓ જેને ઈચ્છામાં આવે તેને બોલાવી લે. જ્યોતિસિંહ આપની સાથે આવશે." આમ કહીને રાણાએ પોતાના દીવાન અજીતસિંહને હરિસિંહની મેહમાની કરવાની આજ્ઞા કરી, અને દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો.

દીવાન હરિસિંહની ત્રણ દિવસ સૂધી ઘણી ઉત્તમ મેહમાની

કરવામાં આવી, તેથી તે ઘણો ખુશી થયો. ચોથે દિવસે તેણે રાજા દેવીસિંહ પાસે વિદાય માગી. રાજાએ તેને ઘણું દ્રવ્ય અને જરજવાહિર આપ્યું, તથા જ્યોતિર્સિંહને બોલાવી તેને પણ હરિસિંહ સાથે વિદાય કર્યો.

ઘણા ઠાઠમાઠથી બન્ને જણા રત્નગઢ જઈ પહોંચ્યા, તથા સ્હાંજના દરબારમાં મહારાણા જયસિંહ સમક્ષ ઉપસ્થિત થયા. દીવાન હરિસિંહે મહારાણા દેવીસિંહનો ઉત્તર જયસિંહને આપ્યો, તથા સઘળી હકીકત કહીને તેણે રાણા દેવીસિંહની ઘણી પ્રશંસા કરી; તેથી રાણો જયસિંહ પણ પ્રસન્ન થયો અને તેણે તેજ વખતે જ્યોતિર્સિંહને ખિલાત આપીને તેવા નિવાસસ્થાન આદિની સત્વર વ્યવસ્થા કરી આપવાની દીવાન હરિસિંહને આજ્ઞા કરી.

દરબાર બરખાસ્ત થયા પછી જયસિંહ જ્યોતિર્સિંહને સાથે લઈને વિદાય થયો અને એક ઉત્તમ મહાલયમાં તેનો મુકામ કરી આપ્યો. નોકર ચાકરોની પણ સર્વ પ્રકારે સુવ્યવસ્થા કરી આપી, કે જેઓ સર્વ હિન્દુ હતા. દીવાન હરિસિંહના આસન સાથે જ રાણા જયસિંહે જ્યોતિર્સિંહનું આસન દરબારમાં નખાવ્યું. ભાગ્યદેવી તેના-પર પ્રસન્ન થઈ.

---

## પ્રકરણ ૧૪ મું. ચકમચંદ્રના દોસ્તોની ચાલાકી.

---

ગયા પ્રકરણમાં અમે જણાવી ગયા છીએ કે, રામગઢના મહા-રાણા કનકસિંહના સઘળા બહુરૂપીઓને જ્યોતિર્સિંહ ઓળખતો હતો;

પરંતુ હવે જ્યોતિસિંહને એ જાણવાની જરૂર પડી કે એ બહુરૂપી ઓમાંથી કોણ કોણ રત્નગઢ આવ્યા છે? એથી બીજે દિવસે સંધ્યા-કાળે જ્યોતિસિંહે જાનકીપ્રસાદનો વેશ ધારણ કર્યો, કે જેને તે અરણ્યમાં આવેલી જનશૂન્ય ગુફામાં કેદ કરી આવ્યો હતો. તેણે જાનકીપ્રસાદનો વેશ ધારણ કરી રત્નગઢની ગલીએ ગલીમાં ફરવા માંડ્યું; પરંતુ કોઇનો પત્તો તે મેળવી શક્યો નહિ.

વર્ષાઋતુનો દિવસ હતો. પ્રબળ અંધકારનું સામ્રાજ્ય પૃથિવીપર સ્થાપિત થયું હતું. કવચિત્ કવચિત્ વસુંધરાપર વૃષ્ટિબિંદુઓ પણ પડતાં હતાં. અંતે જ્યોતિસિંહે નગર બ્હાર નીકળી એક ન્હાના પહાડપર ઉભા રહીને સંકેતસૂચક ધ્વનિ કર્યો.

અલ્પકાળમાં જ ત્રણ બહુરૂપીઓ અને જગન્નાથ જ્યોતિષી ત્યાં આવી પહોંચ્યા. તથા તેઓમાંના એકે જાનકીપ્રસાદને જોઈને કહ્યું:—"કેમ જાનકીપ્રસાદ! તમે વિજયગઢ જઇને શું કર્યું? ત્યાંથી તમે પાછા કેમ આવતા રહ્યા?"

જ્યોતિસિંહે તેમને સર્વેને ઓળખી જઈને ઉત્તર આપ્યો:—જ્યોતિસિંહને લીધે જ ત્યાં હું ફાવી શક્યો નથી. તમારામાંથી જો કોઇ એક જણ મ્હને મદદ કરવા આવે તો કાંઇ બની શકે."

અઘોરનાથ બોલી ઉઠ્યો:—"ઠીક છે, કાલે હું તમારી સાથે આવીશ. આજે આપણે મહેલમાં જઇને કોઇ ચાલાકી ચલાવીએ,"

બનાવટી જાનકીપ્રસાદે કહ્યું:—"હમણાં મ્હને ઘણી ક્ષુધા લાગી છે, માટે જો તમારી પાસે કાંઇ પણ ખાવાનું હોય તો આપો. કાંઇ ખાધા સિવાય મ્હારાથી કામ થઇ શકે તેમ નથી."

જગન્નાથ જ્યોતિષીએ કહ્યું:—"અહીં તો કાંઈ ખાવાનું નથી. જો બજારમાં જઇને કાંઇ લઇ આવો તો આપણે સર્વે ખાઈએ."

જાનકીપ્રસાદે કહ્યું:—"ઠીક ત્યારે, તમારામાંથી એક જણુ મ્હારી સાથે ચાલો."

અઘોરનાથ સાથે જવા તૈયાર થયો. રસ્તે જતાં જતાં અઘોરનાથે કહ્યું:—"આપણે આપણા વેશ અને મ્હોં બદલી નાખવાં જોઇએ; કેમકે જ્યોતિસિંહે ગઈ કાલથી રત્નગઢ નગરમાં આવેલો છે, તથા તે આપણને સર્વેને ઓળખે છે કદાચ તે નગરમાં ભટકીને આપણી જ શોધ કર્યા કરતો હશે."

જ્યોતિસિંહે વિચાર્યું કે, પોતાનું મ્હોં બદલી વખતે કદાચ અઘોરનાથ પોતાને ઓળખી જશે; તેથી તેણે ઉત્તર આપ્યો:—"મ્હોં બદલવાની કાંઈ જરૂર નથી. રાત્રિના સમયે આપણને કોણ મળવાનું હતું?"

બનાવટી જાનકીપ્રસાદના મુખમાંથી આવો ઉત્તર સાંભળવામાં આવતાં અઘોરનાથના અંતરમાં સંશય ઉપજ્યો, તથા તે લક્ષ્યપૂર્વક જ્યોતિસિંહના મુખ તરફ જોવા લાગ્યો; કિન્તુ રાત્રિ અંધકારમયી હોવાથી તે જ્યોતિસિંહને બરાબર પિછાની શક્યો નહિ. અંતે તેણે સંકેતધ્વનિ કરીને પોતાના સહાયકોને પોતાની પાસે બોલાવવાનો પ્રયત્ન કર્યો.

જ્યોતિસિંહ અને અઘોરનાથ રત્નગઢની પાસે જ આવી પહોંચ્યા હતા; તેથી અઘોરનાથનો સંકેતધ્વનિ તેના સહાયકો સાંભળી શક્યા નહિ. જાનકીપ્રસાદના વેશમાં જ્યોતિસિંહ સમજી શક્યો કે, હવે વિલંબ કરવાની સહજ પણ જરૂર નથી. તેણે સત્વર અઘોરનાથના ગળામાં હાથ નાખ્યો. અઘોરનાથે પણ પોતાના હાથમાં ખંજર લીધું. બન્ને વચ્ચે ઘણી ઝપાઝપી થઇ ગઇ; અંતે જ્યોતિસિંહે અઘોરનાથને જમીનદોસ્ત કરી મુસ્કેટાટ બાંધી લીધો. પછીથી તેને બેહોશ

બનાવી તેની ગાંસડીને પીઠપર નાખી તે રત્નગઢ નગરમાં જવા લાગ્યો. રસ્તામાં તેણે પોતાનો ખરો વેશ પણ ધારણ કરી લીધો.

પોતાના મહેલમાં જઈને તેણે અઘોરનાથને એક ઓરડીમાં કેદ કર્યો, તથા પહેરેગીરોને એવી તાકીદ કરી કે, તેમણે એ ઓરડીની પાસે જ સૂઈ રહેવું અને સ્હવારે તેને દરબારમાં લઇ આવવો.

પેલી તરફ જગનાથ જ્યોતિષી, કપટશંકર, ભૈરવનાથ, બદ્રીનાથ અને ચણ્ડીપ્રસાદ એવો વિચાર કર્યા કરતા હતા કે, તેમના બન્ને દોસ્તો અલ્પકાળમાં જ તેમના માટે ખાવાનું લઈને આવશે; પરંતુ અહીં તો ઉપર દર્શાવ્યા પ્રમાણે પ્રકાર બન્યો હતો. જ્યારે પોતાના બન્ને દોસ્તોના આગમનમાં ઘણો વિલંબ થયો ત્યારે તેમણે એમ વિચાર્યું કે, કદાચ તેઓ બન્ને કેદ પકડાયા હશે; પરંતુ તેઓ એટલું ન સમજી શક્યા કે, જાનકીપ્રસાદ જ જ્યોતિસિંહ હતો!

એ રાત્રે તો તેઓ કાંઈ કરી શક્યા નહિ. બીજે દિવસે સ્હવારે વેશ બદલીને તેઓ સર્વે પોતાના બન્ને દોસ્તોની શોધ કરવા નીકળી પડયા. પ્રથમ તેઓ સર્વ મહારાણા જયસિંહના દરબાર તરફ જવા લાગ્યા તો તેમણે જ્યોતિસિંહને પ્રસન્નતાપૂર્વક દરબારમાં જતો જોયો તેની પાછળ દશ પંદર હથિયારબંધ સિપાહીઓની વચ્ચે કેદ તરીકે અઘોરનાથને પણ જતો તેમણે જોયો. સઘળા બહુરૂપીઓએ તેમની સાથે સાથે જ દરબારમાં પ્રવેશ કર્યો.

જ્યોતિસિંહ અઘોરનાથને લઇ દરબારમાં જઇ પહોંચ્યો. તેણે જોયું કે, દરબાર ઘણો ભરાયો હતો. મહારાણો જયસિંહ પણ મૂલ્યવાન્ રાજસિંહાસનપર બેઠો હતો. જ્યોતિસિંહ મહારાણાને નમન કરી પોતાના આસનપર બેઠો. કેદીને સ્હામો ઉભો રાખવામાં આવ્યો.

મહારાણા જયસિંહે આશ્ચર્ય સૂચક સ્વરે પૂછ્યું:—“ કેમ જ્યોતિ-

સિંહ! તમે કોને પકડી લાવ્યા છો!"

"રાજેન્દ્ર જે પાંચ બહુરૂપીઓ રામગઢથી આ તરફ આવેલા છે તેઓમાંના એકને કેદ પકડી તેને મ્હેં આપની સેવામાં ઉપસ્થિત કર્યો છે. હવે આપશ્રી આપને જેમ ઠીક લાગે તેમ કરો." જ્યોતિસિંહે ઉત્તર આપ્યો.

જયસિંહે પ્રસન્નતાપૂર્ણ દૃષ્ટિથી કેદી તરફ જોઇને પૂછ્યું:—
"બદમાશ? ત્હારું નામ શું છે?"

"મ્હારું નામ ચક્રમચંદ્ર છે." કેદીએ બેપરવાહીથી ઉત્તર આપ્યો.

જયસિંહ અઘોરનાથનું સાહસ જોઇ હસી પડયો. તેણે કહ્યું:—
"આ શયતાનને વિશેષ પ્રશ્નો પૂછવાનું પ્રયોજન નથી. એને હમણાંને હમણાં કેદખાનામાં લઈ જઇને કેદ કરો તથા એનાપર સખ્ત પહેરો રાખો."

આજ્ઞા મળતાં જ કેટલાક પહેરેગીરીએ અઘોરનાથના હાથ પગમાં લોઢાની બેડીઓ નાખી, તથા તેઓ તેને કેદખાના તરફ લઇ જવા લાગ્યા. મહારાણા જયસિંહે અત્યંત પ્રસન્ન થઇ જ્યોતિસિંહને સો સોના મહોરો ભેટ આપી. જ્યોતિસિંહે મહારાણા જયસિંહને નમન કરી એ ભેટનો સ્વીકાર કર્યો.

જગન્નાથ જ્યોતિષી, કપટશંકર અને ભૈરવનાથ દરબારમાં હાજર રહીને આ પ્રકાર જોતા હતા. જ્યારે જયસિંહે અઘોરનાથને કેદ કરવાની આજ્ઞા કરી ત્યારે એ લોકો પણ બ્હાર નીકળી પડયા, તથા એક બીજાની સલાહથી તેમણે એક આશ્ચર્યજનક ચાલાકી કરી.

તેમણે ત્રણે જણાએ અરણ્યમાં જઇને પોતાના વેશ બદલવા માંડયો ભૈરવનાથે જ્યોતિસિંહનો વેશ ધારણ કર્યો, તથા કપટશંકર અને જગન્નાથે સિપાહીઓનો વેશ ધારણ કર્યો. પછીથી જે સૈનિકો અ-

ઘોરનાથને કેદખાનામાં લઇ જતા હતા તેમની તરફ તેઓ ત્રણે જણા જવા લાગ્યા. ત્યાં ગયા પછી ભૈરવનાથે કહ્યું:—" ઉભા રહો. આ નાલાયક બહુરૂપીને માટે મહારાણાશ્રીએ બીજી આજ્ઞા કરી છે. જ્યારે મ્હેં મહારાણાશ્રીને એમ કહ્યું કે, " આ શયતાનને કેદખાનામાં રાખવાથી તેના સાથીદારો કોઇ પણ રીતે તેને છોડાવીને લઇ જશે; માટે જો આપ એને મ્હારા કબજામાં રાખશો તો એ કદાપિ પલાયન કરી જવા પામશે નહિ.' ત્યારે તેમણે એને મ્હારા કબજામાં રાશવાની આજ્ઞા કરી છે; તેથી તમે એ શયતાનને મ્હારે સ્વાધીન કરો. "

એ પહેરેગીરો જાણતા હતા કે, કેદીને જ્યોતિસિંહે જ પકડયો છે; તેથી તેનાં એવાં વચનો સાંભળી તેમના અંતરમાં બિલકુલ સંશય ઉપન્યો નહિ. તેમણે શયતાન અઘોરનાથને, ભૈરવનાથને સ્વાધીન કર્યો.

બનાવટી જ્યોતિસિંહે અઘોરનાથસહ અરણ્યનો રસ્તો લીધો. તેના ચાલ્યા ગયા પછી આ હકીકત દરબારમાં જાહિર કરવાને માટે પહેરેગીરો દરબાર તરફ ગયા. દરબાર હજી સૂધી બરખાસ્ત થયો નહોતો. જ્યોતિસિંહ પણ પોતાના આસનપર બેસી રહ્યો હતો એને જોતાંની સાથે જ પહેરેગીરોના હોશ ઉડી ગયા. તથા તેમનાથી એક પણ અક્ષરનો ઉચ્ચાર કરી શકાયો નહિ.

જ્યોતિસિંહે પહેરેગીરો તરફ જોઇને પૂછ્યું:—" કેમ શું છે ? પેલા બદમાશને કેદખાનામાં પૂરી આવ્યા ને ? "

પહેરેગીરોમાંના એક જણે સાહસ એકઠું કરીને નમ્ર સ્વરે ઉત્તર આપ્યો:—" મહારાજ, એને તો આપે જ અમારી પાસેથી આપની સ્વાધીનતામાં લીધો છે. "

આ ઉત્તર સાંભળી જ્યોતિસિંહ ચમકી ઉઠયો તથા તેણે કહ્યું

" તમે કેદીને લઇ ગયા ત્યારનો જ હું દરબારમાં બેસી રહ્યો છું; છતાં તમારી પાસેથી હું એ શયતાનને કેવી રીતે લઈ ગયો ? ',

ભયની ભાવનાથી પહેરેગીરોનો કંઠ રુંધાઇ ગયો. તેઓ કશો ઉત્તર આપી શક્યા નહિ. પાષાણનાં પૂતળાં પ્રમાણે તેઓ જ્યાં ઉભા હતા ત્યાં તેવી જ સ્થિતિમાં ઉભા રહ્યા. રાણા જયસિંહે જ્યોતિસિંહ તરફ જોઇને પૂછ્યું:-" કેમ, શું થયું ? "

જ્યોતિસિંહે ઉત્તર આપ્યો:-બહુરૂપીઓ ચાલાકી કરી ગયા છે. તેઓ મ્હારો વેશ ધારણ કરી તેમના સાથીદારોને છોડાવી ગયા છે.

આ ઉત્તર સાંભળી રાણો જયસિંહ ઘણો દિલગીર થયો, તથા પહેરેગીરોપર તેને ઘણો ક્રોધ ઉપજ્યો. જયસિંહના ક્રોધને કળી જઇને જ્યોતિસિંહે નમ્રતાથી કહ્યું:-" રાજેન્દ્ર ! પહેરેગીરોનો બિલકુલ દોષ નથી. બહુરૂપીઓનાં કામ આવાં જ હોય છે. તેમનાથી મ્હોટા મ્હોટા ચતુર માણસો ભૂલથાપ ખાઈ જાય છે તો પછી આ બિચારા પહેરેગીરોનો શો હિસાબ ? "

જ્યોતિસિંહની ભલામણથી જયસિંહે પહેરેગીરોનો અપરાધ માફ કર્યો; પરંતુ તેની દિલગીરી તો ઓછી ન જ થઈ.

ભૈરવનાથ વગેરે અઘોરનાથને સાથે લઈ જંગલમાં જઇ પહોચ્યા પછી એક વૃક્ષ નીચે બેસી તેમણે અઘોરનાથને સઘળી હકીકત પૂછી લીધી. હવે જ તેમને માલુમ પડ્યું કે, જાનકીપ્રસાદને પણ જ્યોતિસિંહે જ કેદ પકડી કોઈ ઠેકાણે છુપાવી રાખેલો હોવો જોઇએ. અંતે ભૈરવનાથે જગનાથને પૂછ્યું:-" તમે હવે તમારી જ્યોતિષ વિદ્યાનો પ્રયોગ કરીને કહો જોઈએ કે, જ્યોતિસિંહે જાનકીપ્રસાદને ક્યાં છુપાવ્યો છે ? "

જગન્નાથે પાસા ફેંકી પોતાના મન સાથે થોડા સમય સુધી

ફરીથી ગણના કરીને કહ્યું:—" જ્યોતિસિંહે જ જાનકીપ્રસાદને કેદ પકડયો છે, અને અહીંથી બે ગાઉ ઉત્તરની તરફ આવેલી એક ગુફામાં તેણે તેને કેદ કરી રાખ્યો છે.

આ હકીકત સાંભળી સર્વેએ ગુફા તરફ જવા માંડયું. જગન્નાથને પૂછી પૂછીને તેઓ એ ગુફા સુધી જઇ પહોંચ્યા; પરંતુ ઘણા પ્રયત્નો અજમાવ્યા છતાં તેઓ એ ગુફાના પ્રવેશદ્વારને ઉઘાડી શકયા નહિ. જગન્નાથે પુનઃ પોતાની વિદ્યાનો પ્રયોગ કરી જોઇને કહ્યું:— " ભાઇઓ ! આ પ્રવેશદ્વારની સાથે કોઈ અદ્ભુત ઘટના કિંવા જાદુગરીનો સંબંધ છે, તેથી મ્હારી વિદ્યા આ સ્થળે માર્ગસૂચક થઈ પડે તેમ નથી. જો તમે કોઇ જાદુઇ વિદ્યાનો પ્રયોગ કરો તો જ આ પ્રવેશદ્વાર ઉઘડે તેમ છે. "

તેઓ સર્વે લાચાર બની જઈ એ ગુફાનું પ્રવેશદ્વાર કેવી રીતે ઉઘાડવું તેની ચિંતા કરવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૫ મું. પ્રિયતમની શોધમાં કિશોરી.

---

એક દિવસે જ્યોતિસિંહ દુશ્મનો શું કરે છે તે જોવા જાણવાના ઉદ્દેશથી નગરની બ્હાર નીકળી પડયો. અદ્યાપિ એક પ્રહર દિવસ બાકી હતો. જ્યોતિસિંહ જ્યારે ઘણે દૂર જઇ પહોંચ્યો ત્યારે તેણે એક ઉચ્ચ અને મજબુત વૃક્ષની પાસે વીરસિંહને વિષણુવદને બેસી રહેલો જોયો. તેણે પોતાની સવારીના અશ્વને થોડે દૂર આવેલા એક વૃક્ષના થડ સાથે બાંધેલો હતો. વીરસિંહની પાસે જ એક મૃત્યુને આધીન થયેલું હરિણ પડયું હતું. તેની પાસે એક તાપણી સળગતી

હતી. રાજકુમારની પાસે જતાં એક કેળના પાંદડાં પર માંસના કેટલાક કડકા પડેલા જ્યોતિસિંહે જોયા; તેથી તેણે પૂછ્યું:—"રાજકુમાર! શા વિચારમાં બેઠા છો?"

"ભાઇ! તમે તો ગયા તે ગયા જ! હવે ક્યાં તમને મ્હારી ચિંતા પડી છે?" રાજકુમારે મલિન મુખે કહ્યું.

"રાજકુમાર! રત્નગઢમાં હું આપની જ સેવા બજાવતો હતો. આપની વ્યથાનું આ સેવકના અંતરમાંથી વિસ્મરણ થયું નથી તેમજ થશે પણ નહિ." જ્યોતિસિંહે કહ્યું.

"ત્યારે મ્હારી મનમોહિની મૃગલોચનની શી ખબર છે? એ પ્રેમઘેલી પ્રિયતમાના સમાચાર સાંભળવાને હું અત્યંત આતુર બની ગયો છું." રાજકુમાર વીરસિંહે વ્યાકુળતાથી કહ્યુ.

"હમણાં હું રાજનન્દિનીને મળી શકયો નથી. હું શત્રુઓની હિલચાલ જોવામાં જ રોકાયલો છું. એક શત્રુને મ્હેં કેદ પકડયો હતો તે પણ ચતુરાઈથી છટકી જવા પામ્યો છે. બીજા શત્રુઓની હું ફિકર કરતો નથી; પરંતુ ભૈરવનાથ ઘણો ઉસ્તાદ છે; તેને પણ જ્યારે હું કેદ પકડીશ ત્યારે જ મ્હારા આત્માને શાંતિ મળશે ચારું, રાજકુમાર! હવે જોઈએ કે, તમે અહીં ક્યાંથી આવી ચઢયા? તમારી સાથે એક પણ અંગરક્ષક કેમ નથી?" જ્યોતિસિંહે પૂછ્યું,

"ભાઇ! થોડા અંગરક્ષકોને લઇ આજે સ્હવારે હું શિકાર-કરવા માટે નીકળી પડયો હતો. અરણ્યમાં મધ્યાન્હકાળ સુધી શિકાર કરવા માટે નીકળી પડયો હતો. અરણ્યમાં મધ્યાન્હકાળ સુધી શિકારની શોધ કરી; કિન્તુ એકકે શિકાર પકડયો નહિ. એવામાં આ હરિણ મ્હારા જોવામાં આવ્યું. મ્હેં હરિણ પાછળ મ્હારા અશ્વને

દોડાવ્યો; તેથી સઘળા અંગરક્ષકો પાછળ રહી ગયા. થોડા સમયથી હું અહીં આવી તેમની રાહ જોતો બેઠો છું. ભાઇ મ્હને વિશેષ ભૂખ લાગ્યાથી આ હરિણનું માંસ શેકીને ખાવાનો મ્હારો વિચાર હતો; એટલામાં તમારી સ્વારી અહીં આવી પહોંચી. હવે તમે જ આ માંસને શેકી તૈયાર કરો, જેથી આપણે બન્ને જણા ખાઈએ. આજે આખા દિવસની રખડામણના લીધે મ્હેં કાંઈ ખાધું નથી."

જ્યોતિસિંહે થોડા સમયમાં જ માંસ શેકીને તૈયાર કર્યું; પછીથી એક ઝરાના કિનારાપર બંને દોસ્તો ખાવા બેઠા."

"કેમ બરાબર થયું છે ને?" જ્યોતિસિંહે ખાતાં ખાતાં વીરસિંહને પૂછ્યું.

"એમાં મશાલો નાખનાર તમે છો એટલે કેમ બરાબર ન થાય?" વીરસિંહે જ્યોતિસિંહની પ્રશંસા કરી.

"પરંતુ રાજકુમાર! તમે મશાલો કાઢી નાખીને કેમ ખાઓ છો?" જ્યોતિસિંહે પૂછ્યું.

"મ્હને મોળું માંસ જ ભાવે છે." આમ કહી માંસના બે ત્રણ કડકા ખાધા પછી વીરસિંહે ઉઠી ઉભા થઇ ઝરાના પાણીમાં પોતાના હાથ ધોયા; એથી જ્યોતિસિંહે કહ્યું:–"કેમ, આટલામાં ખાઈ રહ્યા?"

"મ્હારી ભૂખ મરી ગયેલી હોવાથી હું વિશેષ ખાઇ શક્યો નથી." વીરસિંહે ઉત્તર આપ્યો.

જ્યોતિસિંહે તૃપ્તિ થાય એટલું માંસ ખાધું. પછીથી તેણે કહ્યું:— "રાજકુમાર! સંધ્યા સમય થયો છે માટે તમે રાજમહેલ તરફ વિદાય થાઓ અને હું રત્નગઢ તરફ વિદાય થાઉં છું."

"તમે નગર સુધી મ્હારી સાથે આવી રત્નગઢ તરફ પાછા ફરજો." વીરસિંહે કહ્યું.

"ના કુમાર ! મ્હારું મસ્તિષ્ક ભમી જતું હોય એવો મ્હને ભાસ થાય છે; માટે મ્હને રત્નગઢ તરફ જ જવા દ્યો." જ્યોતિસિંહે હરકત દર્શાવી.

"ભાઇ ! તમે વિશેષ ખોરાક ખાધેલો છે; તેથી જો નગર સુધી આવશો તો એ પચી જશે." કુમારે પોતાના આગ્રહનો ત્યાગ ન જ કર્યો.

"ભલે ચાલો ત્યારે." જ્યોતિસિંહે કહ્યું, અને તેઓ વિજયગઢ તરફ જવા લાગ્યા. થોડે દુર જતાં જ જ્યોતિસિંહનું મસ્તિષ્ક વિશેષ ભ્રમિત થઇ ગયું. તેની દૃષ્ટિશક્તિ દૂર થઈ જવા લાગી, અને જોત જોતાંમાં તે બેશુદ્ધ બની જઇ પૃથ્વીપર પટકાઈ પડ્યો.

વાંચકબંધુઓ હવે સમજી શકયા હશે કે, જ્યોતિસિંહ કોઇ બહુરૂપીના પંઝામાં જ ફસાઇ પડેલો હોવો જોઈએ; નહિ તો રાજકુમાર વિરસિંહ તેને આવી રીતે બેહોશ બનાવી દે નહિ.

જ્યોતિસિંહ બેહોશ બની પૃથ્વીપર પટકાઇ પડ્યો એટલે એ બદમાશ બહુરૂપીએ અશ્વપરથી ઉતરી એક કપડામાં તેની ગાંસડી બાંધી લઇ પુનઃ અશ્વારોહણ કર્યું, અને તે વિજયગઢ તરફ નહિ જતાં રત્નગઢના માર્ગે પાછો ફરી અરણ્યમાં જવા લાગ્યો. અરણ્યમાં જઈને તેણે મ્હોટેથી સંકેતધ્વનિ કર્યો. એ સંકેતધ્વનિ સાંભળવામાં આવતાં, અલ્પકાળમાં જ એ અરણ્યમાંથી ક્રૂરસિંહ, અઘોરનાથ, કપટશંકર અને જગનાથ ઘોડેસ્વાર પાસે આવી પહોંચ્યા. અઘોરનાથે પ્રસન્નતાપૂર્વક કહ્યું:—"વાહ ભૈરવનાથ ! તમે આજે ઘણું મહાન્ કાર્ય કર્યું છે. આજે તમે આપણા સર્વથી પ્રબળ શક્તિશાળી શત્રુને પકડ્યો છે."

ક્રૂરસિંહના આનંદનો તો પાર રહ્યો જ નહિ. ભૈરવનાથ કે જેણે અત્યાર સુધી રાજકુમાર વીરસિંહનો વેશ ધારણ કર્યો હતો તેણે અશ્વપરથી નીચે ઉતરી, જ્યોતિસિંહની ગાંસડીને એક બાજૂએ મૂકીને કહ્યું:—" કપટશંકર ! આ ઘોડાને તમે રત્નગઢ પહોંચાડી દ્યો. હું એને જે તબેલામાંથી ચોરી લાવ્યો હતો એ તબેલા પાસેજ તમે એને મૂકી આવજો જેથી એ લોકો પોતાની મેળે જ બાંધી લેશે."

તરતજ કપટશંકર ઘોડેસ્વાર થઈ વિજયગઢ તરફ ચાલ્યો ગયો. ભૈરવનાથે જ્યોતિસિંહની ગાંસડીને પુનઃ પોતાની પીઠપર નાખી તથા પોતાના સાથીદારોને કાંઇ કહીને તેણે રામગઢનો રસ્તો લીધો.

જ્યોતિસિંહ હમ્મેશાં મહારાણા જયસિંહના દરબારમાં જતો હતો, અને નમન કરી પોતાના આસનપર બેસતો હતો. બેએક દિવસ સુધી જ્યોતિસિંહના આસનને ખાલી પડેલું જોઇને રાણા જયસિંહે પોતાના દીવાન હરિસિંહને પૂછ્યું:–" દીવાનજી, આજકાલ જ્યોતિસિંહ કેમ જોવામાં આવતા નથી ? તેમની સાથે તમારી મુલાકાત થઇ હતી કે શું ?"

" ના મહારાજ ! એ સંબંધી હું કાંઇ જાણતો નથી. આજે તપાસ કરીને જે હકીકત હશે તે હું આપને જણાવીશ." દીવાન હરિસિંહે કહ્યું.

દરબાર બરખાસ્ત થયા પછી હરિસિંહ જ્યોતિસિંહના નિવાસસ્થાને ગયો; પરંતુ તેનો પત્તો નહિ લાગ્યાથી એ સંબંધી નોકર ચાકરોને પૂછપરછ કરતાં તેમણે એમ જણાવ્યું કે, થોડા દિવસથી તેમનો અહીં પત્તો નથી. અમે ઘણાં સ્થળોએ તેમની શોધ કરી હોવા છતાં તેમની કશી ભાળ લાગી નથી."

દીવાન હરિસિંહ ચિંતાતુર વદને પોતાના મહાલયમાં જઇને વિચારવા લાગ્યોઃ-"હવે શું કરવું ? જો જ્યોતિસિંહનો પત્તો નહિ લાગે તો ઘણી બદનામી થશે. કોઇ પણ રીતે એનો પત્તો તો મેળવવો જ જોઇએ."

આમ વિચારીને તેમણે ઘણે ઠેકાણે પોતાના માણુસોને જ્યોતિસિંહનો પત્તો મેળવવા મોકલ્યા. તે સિવાય દીવાન હરિસિંહે વિજયગઢના દીવાન અજીતસિંહપર એક પત્ર લખી એ પત્ર એક માણુસને આપી. બીજા દિવસનો દરબાર ભરાય તે પહેલાં એ પત્રનો ઉત્તર લઇ આવવાની તેને આજ્ઞા કરી. એ માણુસ હરિસિંહનો પત્ર લઇ સંધ્યા સમયે વિજયગઢ જઇ પહોંચ્યો. દીવાન અજીતસિંહ પાસે હાજર થઇ તેણે તેને હરિસિંહનો પત્ર આપ્યો. એ પત્ર વાંચતાં જ અજીતસિંહની એવી ખાત્રી થઇ કે, જ્યોતિસિંહ બહુરૂપીઓની પ્રપંચજાળમાં જ ફસાઇ પડેલો હોવો જોઇએ. 'જ્યોતિસિંહ અત્રે નથી.' એવા ભાવાર્થનો ઉત્તર લખી આપીને તેણે માણુસને વિદાય કરી દીધો, તથા પોતાના કેટલાક ગુપ્તદૂતોને બોલાવી તેમને તેણે જ્યોતિસિંહની શોધમાં મોકલ્યા.

બીજા દિવસના દરબારમાં દીવાન અજીતસિંહે મહારાણા દેવીસિંહને એવી વિનંતિ કરી કે, "મહારાજાધિરાજ ! રત્નગઢથી દીવાન હરિસિંહનો પત્ર લઇ એક માણુસ અત્રે આવ્યો હતો. એ પત્રમાં એમ પૂછવામાં આવ્યો હતું કે, જ્યોતિસિંહ વિજયગઢમાં છે કે નહિ ? થોડા દિવસથી રત્નગઢમાં તેનો પતો નથી. મ્હેં એવો ઉત્તર લખી મોકલ્યો કે અત્રે નથી."

આ વચનો સાંભળી દેવીસિંહ આશ્ચર્યચકિત બની ગયો. તેણે પૂછ્યુંઃ-"દીવાનજી, જ્યોતિસિંહ જ્યારે અહીં પણ નથી અને ત્યાં

પણ નથી ત્યારે તે ક્યાં છે ? એ બહુરૂપીઓની પ્રપંચજાળમાં તો નહિ ફસાઈ પડયો હોય ? મહારાણા કનકસિંહના કેટલાક બહુરૂપીઓ રત્નગઢ આવી પહોંચેલા છે તથા જ્યોતિસિંહ તેમના પ્રતિસ્પર્ધી તરીકે રત્નગઢ ગયો હતો તેથી એમ બનવું સંભવિત છે. હશે, જે બન્યું હશે તે બે ચાર દિવસમાં જ આપણા જાણવામાં આવશે."

રાજકુમાર વીરસિંહ પણ પિતાની પાસેના આસનપર બેસી આ વાતચિત સાંભળી રહ્યો હતો. અંતે તેણે ઉભા થઇ નમ્રતાથી કહ્યું:—"જો મને આજ્ઞા મળે તો હું જ્યોતિસિંહનો પત્તો મેળવવાને જઉં ?"

આ હકીકત સાંભળીને દીવાન અજીતસિંહે રાજકુમાર તરફ જોઇને કહ્યું:—"રાજકુમાર ! આપ શૂરવીર અને સાહસિક છો એ માટે કશો સંદેહ નથી; કિન્તુ જ્યોતિસિંહ, બહુરૂપીઓની પ્રપંચ-જાળમાં ફસાઇ પડેલો હોવાથી તેની મુક્તિ કરાવવાને માટે પણ કોઇ બહુરૂપીની આવશ્યકતા છે. આપને વિના કારણ શ્રમ ઉઠાવવાનું પ્રયોજન નથી. વળી આપ જાણો જ છો કે, બહુરૂપીઓ જો કોઇ બહુરૂપીને પકડે છે તો તેઓ તેનો જીવ નહિ લેતાં માત્ર કેદ કરી રાખે છે; તેથી જ્યોતિસિંહના જીવન માટે શંકા રાખવાની જરૂર નથી. વળી જ્યોતિસિંહ એવો હોંશિયાર અને ચાલાક છે કે, તે પોતાના પ્રતિસ્પર્ધીઓની આંખોમાં ધૂળ નાખી કોઇ પણ ઉપાયથી પોતાની મુક્તિ કરી લેશે. આપ ચાર પાંચ દિવસ સૂધી ધૈર્ય ધારણ કરો, ત્યાં સુધીમાં જો તે પાછો ન આવે તો આપ આપને જેમ ઠીક લાગે તેમ કરજો."

રાજકુમાર વીરસિંહે ઉત્તર આપતાં કહ્યું:—"આપનું કહેવું બરાબર છે; પરંતુ એ હોશિયાર છે તેથી પોતાની જાતે જ છૂટીને આવશે એમ ધારી તેમની શોધ ન કરવી એ વ્યાજબી નથી."

" રાજકુમાર ! આપનો જ્યોતિસિંહ પ્રત્યે અપાર પ્રેમ છે તેથી જ આપનું અંતર તેના પ્રત્યે આટલું બધું આકર્ષાય છે. ઠીક છે, ચાર પાંચ દિવસ પછી આપ આપને જેમ ઠીક લાગે તેમ કરજો." દીવાને કહ્યું.

આ પ્રસંગે રાણા દેવીસિંહે કહ્યું:–" ત્યારે બીજા કોઇને જ્યોતિસિંહની શોધમાં મોકલો."

"કેટલાક ગુપ્તદૂતોને મ્હેં અત્યાર પહેલાં જ તેની શોધમાં મોકલ્યા છે." અજીતસિંહે ઉત્તર આપ્યો.

* * * *

રત્નગઢમાં બીજા દિવસે મહારાણા જયસિંહે દીવાન હરિસિંહને દરબારમાં જ પૂછયું:–"કેમ, જ્યોતિસિંહનો પત્તો લાગ્યો કે ?"

" અહીં તો કશો પત્તો લાગતો નથી; રત્નગઢ તરફ મ્હેં માણસ મોકલ્યો છે તે હવે સમાચાર લઇને આવતો હશે." હરિસિંહે ઉત્તર આપ્યો.

બરાબર આ સમયે જ રત્નગઢ ગયેલો માણસ ઉત્તર લઇને આવી પહોંચ્યો. દીવાન હરિસિંહે ઉત્તર વાંચ્યો, તથા અફસોસથી તેણે મહારાણા જયસિંહને જણાવ્યું કે, " વિજયગઢમાં પણ જ્યોતિસિંહ નથી; જ્યોતિસિંહના પિતાએ જ મ્હારા પત્રનો ઉત્તર લખી મોકલ્યો છે."

મહારાણો જયસિંહ ઘણો શોકાતુર બની ગયો. તેણે દીવાનને પૂછ્યું:–" ત્યારે તમે જ્યોતિસિંહની તપાસ કરવાનો કાંઈ પ્રયત્ન કર્યો છે કે નહિ ?"

" જી, હા, મ્હેં કેટલાક ગુપ્તદૂતોને તેમની શોધમાં મોકલ્યા છે." દીવાને ઉત્તર આપ્યો.

દરબાર બરખાસ્ત કરીને ચિંતાતુર ચિત્તે રાણો જયસિંહ પોતાના મહેલમાં ચાલ્યો ગયો. વાતમાં ને વાતમાં રાણા જયસિંહે જ્યોતિ-સિંહના ગૂમ થવાથી હકીકત પોતાની રાણીને કહી સંભળાવીને કહ્યું:— "જો, નસીબ ચાર ડગલાં આગળનું આગળ એવું જે કહેવાય છે તેમાં બિલકુલ અતિશયોક્તિ નથી. ક્રૂરસિંહે તો ખટપટો કરવામાં બાકી રાખી નથી. આપણને સહાયતા કરી શકે એવો એકલો જ્યો-તિસિંહ હતો. એનો પણ થોડા દિવસથી પત્તો લાગતો નથી. એના માટે હવે મ્હારે મહારાણા દેવીસિંહ સમક્ષ પણ શરમાવું પડશે. જ્યારે જ્યારે હું જ્યોતિસિંહની ચાલચલણ, વાતચિતની છટા, ચાલાકી વગેરેનો વિચાર કરું છું ત્યારે ત્યારે મ્હારું હૃદય ભરાઇ આવે છે. એ ઘણો લાયક યુવક છે. તેના મુખમંડળપર કદાપ ઉદાસિનતા જોવામાં આવતી નથી."

જ્યોતિસિંહના ગૂમ થયાના સમાચાર જાણી મહારાણીએ પણ ઘણો અફસોસ દર્શાવ્યો. આ સમયે કિશોરી પણ ત્યાં હાજર હતી. ઉપર્યુક્ત હકીકત સાંભળી લઇ તે રાજકુમારી મૃગલોચની પાસે જઇ પહોંચી. કિશોરીનું અંતર ભરાઇ આવ્યું હતું. તેનો કંઠ રુંધાઇ ગયો હતો. પોતાના મનમાં ને મનમાં તે જ્યોતિસિંહના ઉપર અપાર પ્રેમ રાખતી હતી. રાત્રિ દિવસ તે જ્યોતિસિંહનું જ ચિંતવન કર્યા કરતી હતી, તેથી પ્રિયવિયોગનો શોક તેના અંતરને અતિશય વ્યથિત કરતો હતો.

કિશોરી મૃગલોચની પાસે જઇ કાંઈ બોલી શકી નહિ. તેનું મુખમંડળ ચિંતાના ગાઢ છાયાથી મલિન બની ગયું હતું. તેનાં નયન-યુગલમાં અશ્રુબિંદુઓ ભરાઇ આવ્યાં હતાં. તેની આવી સ્થિતિ જોઇ રાજકુમારી મૃગલોચનીએ આતુરતાથી પૂછયું:—"કેમ શું થયું છે?

ત્હારું મુખમંડળ આજે નિસ્તેજ કેમ દેખાય છે ? કહે કહે, શાથી ત્હારો અંતરાત્મા દુભાય છે ?"

કિશોરી કશો ઉત્તર આપી શકી નહિ. તેના નયનયુગલમાંથી અશ્રુબિંદુઓ સરી પડવા લાગ્યાં. રાજકુમરી મૃગલોચનીએ તેને સ્નેહાલિંગન કરીને કહ્યું:—"સખિ ! તુ શા માટે રુદન કરે છે ? શું થયું છે તે મ્હને કહેવામાં કશી અડચણ છે ?"

અંતે કિશોરીએ આત્મસંવરણ કરીને કહ્યું:—"બ્હેન ? મહારાણાજીના મુખે મ્હેં એમ સાંભળ્યું છે કે, થોડા દિવસથી જ્યોતિસિંહનો પત્તો લાગતો નથી. તેઓ મહારાણા કનકસિંહના બહુરૂપીઓની પ્રપંચજાળના શિકાર થઈ પડયા છે. હવે રાજકુમાર વીરસિંહજી પણ ભાગ્યે જ અહીં આવી શકશે."

કિશોરીથી વિશેષ બોલી શકાયું નહિ. મૃગલોચની સમજી ગઇ કે, કિશોરી અંતઃકરણપૂર્વક જ્યોતિસિંહને ચ્હાય છે, અને તેથી પોતાને પણ લાભ છે; પરંતુ મૃગલોચનીને જ્યોતિસિંહ અને કિશોરી માટે ઘણો શોક ઉપજ્યો. થોડા સમય સૂધી કાંઇ વિચાર કર્યા પછી કિશોરીને ઉદ્દેશીને તેણે કહ્યું:—"તું આવી જ રીતે જ્યોતિસિંહને છોડાવી કે ? જો ત્હારાથી કાંઇ ન બની શકે તો હું તેમને છોડાવવાને કોઈ પ્રયત્ન કરું ? !"

પુષ્પાવતી ત્યાં બેસીને આ સઘળી હકીકત સાંભળતી હતી. તેણે કહ્યું:—"જો મ્હને આજ્ઞા આપો તો હું જ્યોતિસિંહની શોધ કરવા જઉં."

કિશોરીએ કહ્યું:—"હજી તું આવું સાહસિક કાર્ય કરવાને લાયક નથી."

"કેમ મ્હારી લાયકાતમાં શી બાકી રહેલી છે?" પુષ્પાએ સ્મિત મુખે પ્રશ્ન કર્યો.

"તું બહુરૂપીની વિદ્યા અજમાવી શકે છે એ સત્ય છે; પરંતુ એ બદમાશો એટલા બધા પહોંચેલા છે કે, તું એમની હરિફાઈ કરી શકે તેમ નથી. જે બદમાશોની પ્રપંચજાળમાં જ્યોતિસિંહ જેવા સુચતુર પુરુષ ફસાઇ પડયા છે, તેમની આંખોમાં ધૂળ નાખવી એ કાંઇ સામાન્ય કાર્ય નથી. જો રાજકુમારી મ્હને રજા આપતાં હોય તો હું જ્યોતિસિંહને મુક્ત કરવા જવાને તૈયાર છું." કિશોરીએ કહ્યું.

મૃગલોચનીએ કહ્યું:—"આ કાર્યમાં પણ રજા મેળવવાની આવશ્યકતા છે કે? જા, ત્હારા પ્રયત્નથી તેઓ મુક્ત થશે તો ત્હારો તેમનાપર હમ્મેશાંને માટે ઉપકાર રહેશે. તું સત્વર આ કાર્યાર્થે પ્રયાણ કર."

કિશોરીએ પુષ્પાવતીને કહ્યું:—"જો પુષ્પા! હું તો જાઉં છું; પરંતુ તું ઘણી સાવધાનતા રાખજે; નહિ તો પાછું એક સંકટમાંથી મુક્ત થતાં અન્ય સંકટમાં સપડાવાનો પ્રસંગ આવશે. રાજકુમારીની તું રાત્રિ દિવસ સંભાળ રાખજે, જો તેમનાપર કોઇ પણ પ્રકારનું સંકટ મ્હારી ગેરહાજરીમાં આવશે તો હું કદાપિ ત્હારું મ્હોં સુદ્ધાં નહિ જાઉં."

"આ તરફની તમે લેશ પણ ચિંતા રાખશો નહિ. હું બરાબર હોશિયાર રહીશ." પુષ્પાવતીએ આશ્વાસન આપ્યું.

કિશોરી પોતાની વિદ્યા અજમાવવાના સાધનો લઇ જ્યોતિસિંહની શોધમાં નીકળી પડી.

---

## પ્રકરણ ૧૬ મું. મજલિસની મોહિની!

કિશોરી માત્ર સૌંદર્યસંપન્ન અને નિપુણા જ હતી એટલું જ નહિ પરંતુ તે બળવતી પણ હતી. બે ચાર પુરુષો સાથે લઢવું અને તેમને કેદ પકડવા એ તો તેના માટે એક સામાન્ય કાર્ય હતું. શસ્ત્ર-વિદ્યાને તે ઘણી સારી રીતે જાણતી હતી. ગાવા બજાવવામાં ઉસ્તાદ, નૃત્ય કરવામાં નિપુણા તેમજ અનેક કળાઓથી તે સંપૂર્ણ પરિચિતા હતી. એવી કોઈ પણ વિદ્યા નહોતી કે જેને કિશોરી ન જાણતી હોય. તેનું અંગ ગૌર હતું. સઘળા અવયવો ઘાટદાર અને સૌંદર્ય-સંપન્ન હતા. તેની દેહલતા પૂર્ણ યૌવનથી તેજોમયી અને ખીલેલી જણાતી હતી. જ્યારે જ્યારે તેને અંતઃપુરનો ત્યાગ કરી બ્હાર જવું પડતું હતું ત્યારે ત્યારે તે પોતાના સૌન્દર્યને છુપાવી દેવાનો પ્રયત્ન કરતી હતી.

સંધ્યાકાળ પસાર થઇ ગયો હતો. આસમાની આકાશમાં ચંદ્રદેવ ઉદિત થયા હતા. આવા સમયે કિશોરી પોતાના મૂળવેશમાં માર્ગ કાપતી જતી હતી ત્વરિતગતિથી તે જંગલનો માર્ગ કાપતી હતી. તેની ચાલવાની ગતિ જોઇ ભયને જાણે કે તે સમજતી જ ન હોય એવો ભાસ થતો હતો. પોતાના મનમાં તે જ્યોતિસિંહનું સ્મરણ કર્યા કરતી હતી. પોતે કયું કાર્ય કરવા જાય છે, ક્યાં જાય છે, કયો રસ્તો છે વગેરેનું તેને જ્ઞાન નહોતું. નેત્રોમાંથી અવિરલ અશ્રુ-ધારાઓની વૃષ્ટિ થયા કરતી હતી. ઠોકરો ખાતી અથડાતી, કુટાતી તે ચાલી જતી હતી. નળરાજની શોધમાં નીકળેલી દમયન્તીની અરણ્યમાં જેવી સ્થિતિ થઇ હતી તેવી જ સ્થિતિ તેની થતી હતી.

પગમાં ઠોકરો વાગી. કાંટાઓ ભોંકાઇ લોહી નીકળતું હતું. કૃષ્ણકેશકલાપ અસ્તવ્યસ્ત થઇ ગયેલો હતો; આમ છતાં તે માર્ગ કાપ્યા કરતી રહી. એવામાં આગળ એક નાળું આવ્યું. કિશોરી એ નાળામાં પડી ગઇ. તેના મસ્તકમાં એક પત્થર વાગવાથી ઘામાંથી લોહી વહેવા લાગ્યું તેનાં કપડાં લોહીથી ભીંજાઇ ગયાં. હવે જ તેને એ વાર્તાનું સ્મરણ થયું કે, તે જ્યોતિસિંહને છોડાવવા માટે જાય છે. આ વાર્તાનું સ્મરણ થતાં તે સ્વગત કહેવા લાગીઃ—" હે પ્રિયતમ ! આ અભાગિનીની વ્યથાની તુલના થઇ શકે તેમ નથી. હે આરાધ્યદેવતા ! આ દીન દાસી નિરંતર તમારૂં જ સ્મરણ કર્યા કરે છે. તમારી મોહનમૂર્તિનું સ્મરણ કરતાં કરતાં હું કયાં આવી ચઢી છું તેનું પણ મને જ્ઞાન રહ્યું નથી. હું એમજ ધારૂં છું કે, મહારાણા કનકસિંહના બહુરૂપીઓ તમને રામગઢ લઇ ગયા હશે. પ્રિયતમ ! જ્યારે હું તમને શતરૂઓની પ્રપંચજાળમાંથી મુકત કરી શકીશ ત્યારે જ મ્હારા અંતરની વ્યથા ઓછી થશ. "

આવો વિચાર કરી કીશોરીએ, પોતે કયા માર્ગે આવી ચઢી હતી તેની તપાસ કરી તો તેને માલૂમ પડયું કે, તે રામગઢ જવાને બદલે જૂદા જ રસ્તે ચઢી ગઈ હતકે; તેથી તેણે રામગઢ તરફનો માર્ગ શોધી કાઢી એ માર્ગે આગળ વધવા માંડયું. રામગઢનો માર્ગ શોધી કાઢતાં સૂધીમાં મધ્યરાત્રિનો સમય ઉપસ્થિત થયો. આવી રાત્રે કિશોરી એકલી પર્વતપ્રદેશમાં પ્રિયતમનું સ્મરણ કરતી કરતી ત્વરિત ગતિથી માર્ગ કાપવા લાગી.

જ્યારે પ્રભાતનો સમય થયો, શીતળ સુગંધિત વાયુ સ્વચ્છંદતાથી વહેવા લાગ્યો. પંખીઓ માળામાંથી બ્હાર નીકળી કર્ણપ્રિય કલરવ કરવા લાગ્યાં, પૂર્વ દિશામાં ભગવાન્ સૂર્યનારાયણનું આગમન

પ્રદર્શિત કરતાં તેજોમય રંગબેરંગી કિરણો પ્રકાશવા લાગ્યાં. કમનસીબ કિશોરીએ એક સિપાહીનો વેશ ધારણ કરી લીધો, તેને સ્નાન તથા આહાર કરવાની ચિંતા નહોતી. પ્રિયતમ જ્યોતિસિંહની ચિંતા સમક્ષ તે બીજી સઘળી ચિંતાઓને ભૂલી ગઇ હતી. અંતે બીજે દિવસે સંધ્યાકાળના અરસામાં તે રામગઢ જઇ પહોંચી. જ્યાં સુધી જ્યોતિસિંહનો પત્તો ન લાગે ત્યાં સુધી અન્ન જળને મુખમાં સ્થાન નહિ આપવાની કિશોરીએ પોતાના મન સાથે પ્રતિજ્ઞા કરી હતી. રામગઢમાં પ્રવેશ કરી તે જ્યોતિસિંહની તપાસ કરવા લાગી. એકાએક તેને એક ચાલાકી સૂઝી આવી; તેથી એક નિર્જન સ્થળે જઇ અઘોરનાથનો વેશ તેણે ધારણ કર્યો, તથા તે ચણ્ડીપ્રસાદ નામના બહુરૂપીને ત્યાં જઇ પહોંચી.

અમે પહેલાં જણાવી ચુકયા છીએ કે, રામગઢના છ બહુરૂપીઓ પૈકી ચાર બહુરૂપીઓ રત્નગઢ ગયા હતા અને બે રામગઢમાં જ રહ્યા હતા. રામગઢમાં રહેલા બે બહુરૂપીઓનાં નામ બદ્રીનાથ અને ચણ્ડીપ્રસાદ હતાં. ચણ્ડીપ્રસાદે અઘોરનાથને જોઈ તેને પ્રણામ કરીને પૂછ્યું:–" ભાઇ અઘોરનાથ ! આ સમયે કયા શિકારને તમે તમારી જાળમાં સપડાવીને લાવ્યા છો ?

"આ સમયે તો હું એક પણ શિકારને અહીં લાવ્યો નથી; કિન્તુ પેલો અકમરઅલ્લી અહીં છે કે નહિ ? બે દિવસથી તેનો પત્તો લાગતો નથી." કિશોરીએ પોતાની ચાલાકી ચલાવવા માંડી.

"અકમ્મરઅલ્લી અહીં આવ્યો જ નથી." ચણ્ડીપ્રસાદે યથાર્થ ઉત્તર આપ્યો.

"ત્યારે એને કોણે પકડયો હશે ? રત્નગઢમાં તો આપણી સાથે દુશ્મનાવટ કરે એવો એક પણ બહુરૂપી હવે નથી."

"ત્યાં બીજો કોઇ બહુરૂપી હશે કે કેમ એ સંબંધી ચોક્કસ રીતે હું કાંઈ કહી શકતો નથી. માત્ર જ્યોતિસિંહને હું તેના નામથી જાણતો હતો એ તો કેદ પકડયો છે. કિલ્લામાં તેને મહારાણાશ્રીની આજ્ઞાથી કેદ કરી રાખવામાં આવ્યો છે." ચણ્ડીપ્રસાદે કહ્યું.

"ફિકર નહિ. ચિંતા કરવાનું પ્રયોજન નથી. હવે હું અકબર-અલ્લીની શોધ કરવા જાઉં છું હું ધારું છું કે, સત્વર તેનો પત્તો લાગશે." બનાવટી અઘોરનાથે કહ્યું.

આમ કહીને બનાવટી અઘોરનાથ ત્યાંથી રવાના થઇ ગયો. હવે કિશોરીનો જીવ ઠેકાણે આવ્યો. તેની ખાત્રી થઈ ચુકી કે, જ્યોતિસિંહ રામગઢના કિલ્લામાં છે તથા હવે તેને મુક્ત કરવામાં વિશેષ અડચણ વેઠવી પડશે નહિ.

કિશોરી થોડે દૂર આવેલી સરિતાના તટપર ગઇ. ત્યાં બેસી થોડો આહાર કરી તેણે ક્ષુધાને શાંત કરી, તથા તેણે એક ગાયિકાનો વેશ ધારણ કર્યો. કિશોરીને ખૂબસુરત બનવાની જરૂર નહોતી; તે પોતે એવી સૌન્દર્યવતી હતી કે, સેંકડો સૌન્દર્યવતીઓનું એકત્ર સૌન્દર્ય તેના સૌન્દર્ય સમક્ષ નિસ્તેજ બની જાય! છતાં પોતાને કોઇ પિછાની ન શકે એટલા માટે તેને પોતાનો ચહેરો બદલવો પડયો. જ્યારે તે સર્વ પ્રકારે તૈયાર થઇ ગઇ ત્યારે હાથમાં એક બંસી લઇ, રાજમહાલયની પાછળ આવેલી એક સ્વચ્છ જગ્યાએ જઇને બેઠી, અને એક સુમધુર આકર્ષણીય સંગીત લલકારવા લાગી. સંગીતને એક વખત ગાઇને તે બંસરીમાં ઉતારતી હતી. સંગીત આ પ્રમાણે હતું:—

મોહન ત્હારી સુંદર સુરત નાજુક જીવને જાદુ કરે રે;<br>
કાચા સુતરને તાંતણે તાણી પ્રેમ કેદમાં કેદ પૂરે રે. મોહન૦<br>
ભોળી સુરતમાં ફંદ આ ક્યાંના ધુતારાના ઢંગ;

મંતર જંતર જાદુ સમાવા મદનની ચેલી હું તો બની રે. મોહન૦
આ દિલ બુલબુલ અજબ ખુબીથી લોભ લગાડી બાંધી લીધું રે;
ભુખ્યું તરસ્યું શીદને રીબાવે કહે કાંઇ ત્હારૂં ખાધું પીધું રે. મોહન૦
(સ્વ. ડાહ્યાભાઈ ધો. ઝવેરી)

મધ્યરાત્રિ વીતી ગઇ હતી. મહારાણો કનનસિંહ રાજમહાલયની અગાસીમાં ઉભો રહી રાજરાણી સાથે પ્રેમવિનોદ કરી રહ્યો હતો. એકાએક કિશોરીનું સુમધુર સંગીત તેના સાંભવામાં આવ્યું. એ સંગીત મહારાણીએ પણ સાંભળ્યું. પતિપત્નીનો પ્રેમવિનોદ આ સંગીતની લહરીયોમાં સમાઈ ગયો. સંગીતસહ બંસરીનો સ્વર સાંભળવામાં આવતાં જ કનકસિંહની તબિયત બેચેન બની ગઇ. તેણે સત્વર એક સેવિકાને બોલાવી એ ગાયિકાને રાજમહાલયમાં બોલાવી લાવવાની આજ્ઞા કરી.

દાસી કિશોરી પાસે ગઇ. કિશોરીનું ત્રિભુવનમોહન સૌંદર્ય જોઈ તે આશ્ચર્યચકિતા બની ગઈ. તેણે કહ્યું:—" સુંદરિ ! મહારાણા કનકસિંહજી તેમને રાજમહાલયમાં બોલાવે છે તમારું સંગિત સાંભળી તેઓ મુગ્ધ બની ગયા છે. મ્હને તો એમ જ લાગે છે કે, આજે તમારો ભાગ્યોદય થયો છે. "

કિશોરી બિલકુલ આનાકાની નહિ કરતાં દાસીની સાથે રાજમહાલયમાં ગઇ. ત્યાં જઇને તે સંગીત ગાવા લાગી. એના સંગીતને સાંભળી મહારાણો કનકસિંહ અત્યંત પ્રસન્ન થઈ ગયો. તે પોતાના અંતરાવેગને રોકી શકયો નહિ. કિશોરીને દીવાનખાનામાં લઇ જવાની તેણે દાસીને આજ્ઞા કરી.

મહારાણીએ કહ્યું:—" એના કંઠસ્વરપરથી તો એ સ્ત્રી હોય

એમજ લાગે છે; એને અંતઃપુરમાં લઇ જવામાં પણ શી અડચણ છે !

"પહેલાં એની સાથે વાતચિત કરી એનો પરિચય જાણવાની જરૂર છે; પછીથી જો તેને અંતઃપુરમાં રાખવી ઠીક લાગશે તો ત્યાં રાખવામાં આવશે," મહારાણાએ કહ્યું.

થોડા સમય પછી કનકસિંહ દીવાનખાનામાં ગયો. કિશોરીએ કનકસિંહને નમન કર્યું કનકસિંહે જોયું કે, કિશોરીના મનોરમ સૌન્દર્યની તુલના વિશ્વની કોઈપણ સુંદરીના સૌન્દર્ય સાથે થઇ શકે તેમ નહોતી. એનાં નેત્રો ચંચળ હતાં. બન્ને બહુ બળવાન્ અને ગૌરવર્ણના હતા, નેત્રોપરની કાળી ભમરો કામીપુરૂષોને માયાની જાળમાં સપડાવવા માટે—ઘાયલ કરવા માટે જાણે કે કામદેવે ફેંકેલા હૃદયવિદારક તીર હોય એવો ભાસ થતો હતો. ઉન્નત સ્તનદ્વય ચોળીના આંકડાઓ સાથે પ્રચંડ યુદ્ધ કરી તેમાંથી બહાર નીકળવાના પ્રયત્ન કરતા હોય એમ લાગતું હતું, બન્ને પગ કદળીસ્તંભ હોય એમ લાગતું હતું. ગાલોપર લાલી છવાઈ રહેલી હતી. કપોળપ્રદેશ વિસ્તર્ણ હતો કિશોરીએ કેટલાક મૂલ્યવાન્ અલંકારો પણ પહેર્યા હતા.

મહારાણો કનકસિંહ આ રૂપસૌન્દર્યનું દર્શન કરી મહારાણીને ભૂલી ગયો. તેનું મન અસ્થિર બની ગયું. તેણે પુછ્યું:—"ગુલેગુલજાર ! ત્હારા વિશ્વને વિમુગ્ધ બનાવી દે એવા રૂપસૌન્દર્યના દર્શનથી હું મહાસત્તાધિશ અનંગરાજને આધીન થઈ ગયો છું. અલબેલી અબળા ! સમસ્ત જગતનું સૌન્દર્ય ત્હારી દેહવતામાં હું જોઇ શકું છું.

ચક્ષુ ચપળ ત્હારાંમહીં હું મદનનું દર્શન કરૂં,
ઓષ્ઠ સુંદર ચંદ્ર જેવા ચુમીને પીડા હરૂં;
રસવેલી રસના સાગરે, હું સ્નાન આનંદે કરૂં,
રસરાજના બાજારમાં, ખરીદી પ્રિયા ત્હારી કરૂં.

પ્રથમ મ્હને કહે કે શું છે ત્હારૂં નામ અને, કયું છે ત્હારૂં ધામ? પછી પાજે મ્હને પ્રીતિનો જામ અને આ દર્દી જીગરનું દર્દ હરી લેજે તમામ. જાનોજીગર! ત્હારો પરિચય પામવાને મ્હારો અંતરાત્મા આકુળ વ્યાકુળ બની જાય છે; એક ક્ષણનો પણ વિલંબ એક યુગ જેવો જણાય છે,"

"રાજેન્દ્ર! હું અજમેરની રહેવાસી છું. મ્હારૂં નામ રંભા છે. મ્હારા પિતા ઉસ્તાદ ગવૈયા હતા. તેમની પાસેથી જ મ્હેં સંગીત વિદ્યાનું સંપુર્ણ જ્ઞાન મેળવ્યું છે. હું મ્હારા જીગરથી એક સ્વરૂપસુંદર યુવકને ચ્હાતી હતી; પરંતુ સામાન્ય કારણને લીધે એ યુવક મ્હારો ત્યાગ કરી ચાલ્યો ગયેલો હોવાથી દેશેદેશ રખડી રઝળી હું તેની શોધ કરૂં છું, અને પ્રત્યેક સ્થળે તેના વિયોગનું સંગીત ગાઉં છું. જુઓ સાંભળો:—

બંસરી બજાવી ગયો, મોહિની લગાડી ગયો,
મોહન મ્હારો વ્હેની મ્હારી, કહેને કયાં છુપાઇ ગયો?
પ્રેમબાણ રામબાણ કામબાણ મારી ગયો,
હાય રે હૃદય મ્હારૂં મનહર હરી ગયો! બંસરી
ચુમીને ચુમાવી ગયો, અંતરમાં વસી રહ્યો,
સંગે હસ્યો રમ્યો ફર્યો છતાં કયાં છુપાઇ ગયો? બંસરી

રાજેન્દ્ર! મ્હારા પ્રિયતમ ઉસ્તાદ ગવૈયા છે તેથી કોઇ રાજદરબારમાં તેમણે આશ્રય સ્વીકાર્યો હોય એમ ધારી નિરુપાયે હું વિવિધ રાજદરબારોમાં વણ તેમની શોધ કરું છું."

"સુંદરિ! ત્હારૂં ગળું ઘણું મધુર છે. તું કાંઇક આ ત્હારૂં સંગીત સાંભળવાની મ્હારી ઇચ્છા છે." રાણા કનકસિંહે કહ્યું.

"રાજેન્દ્ર ! આપ મ્હારા સંગીતની પ્રશંસા કરો છો તેથી હું આપને અદ્વિતીય પરિક્ષક સમજું છું. વળી તબલા સારંગીના સાજ સિવાય મ્હારી સંગીતનો સંપૂર્ણ આસ્વાદ આપ લઈ શકશો નહિ; તેથી આપ પ્રથમ તેમને અત્રે બોલાવો જેથી હું મ્હારા સંગીતને સંભળાવી આપને આનંદિત કરવાનો પ્રયત્ન કરીશ." કિશોરીએ કહ્યું

સંગીતની ધુનમાં ને ધુનમાં મહારાણો કનકસિંહ તેની અનંગ વ્યથાનું વિસ્મરણ કરી શક્યો. તેણે પહેરેગીરને બોલાવી તબલા તેમજ સારંગીવાળાને હમણાં ને હમણાં પોતાના દરબારમાં હાજર કરવાની આજ્ઞા કરી. પહેરેગીરે તબલચી અને સારંગીવાળાને ગાઢ નિદ્રામાંથી જાગ્રત કરી મહારાણાનો આદેશ તેમને કહી સંભળાવ્યો. તેઓ લાચારીથી મહારાણા કનકસિંહના દિવાનખાનામાં હાજર થયા. ત્યાં આગળ રૂપસુંદરી કિશોરીનું દર્શન કરી તેઓ કાંઇક પ્રસન્ન થયા. ધીમે ધીમે વાતચિત કરતાં તેઓ ખીલ્યા. કિશોરીએ સંગીતનો આરંભ કર્યો. રાત્રિનો સમય હતો. તબલા સારંગી સાથે સંગીત ગવાતું હતું તેથી મહારાણો કનકસિંહતો કિશોરીપર અત્યંત પ્રસન્ન થઈ ગયો. તબલચી અને સારંગીવાળા સુદ્ધાં દંગ થઇ ગયા. તેમને પણ પોતાના જ્ઞાનનો આજે સંપૂર્ણ ઉપયોગ કરવો પડયો. અંતે સંગીત સમાપ્ત થયા પછી કિશોરીએ નમ્રસ્વરે કનકસિંહને ઉદ્દેશીને કહ્યું— "મહારજ ! હવે પ્રભાતકાળ થયો છે. ગઈ કાલની હું શ્રમિતા થઇ ગયેલી છું; કેમકે હું ઘણે દૂરથી આપની રાજધાનીમાં આવી ચઢી છું; માટે જો આજ્ઞા આપો તો હું હવે વિશ્રાંતિ લેવા વિદાય થઉં ?"

આ વચનો સાંભળી કનકસિંહ ચમકી ઉઠયો. તેમણે જોયું તો ખરેખર પ્રભાતકાળ થયો હતો. પોતાના કંઠમાંથી મૂલ્યવાન્ મોતીની માળા બહાર કાઢી કિશોરીને ઈનામમાં આપીને તેણે કહ્યુંઃ—" સુંદરિ !

ત્હારા કંઠનું સંગીત સાંભળવાનો સુયોગ હમ્મેશાં મ્હને પ્રાપ્ત થાય એમ જ હું ઇચ્છું છું. તું હમણાં અહીં જ રહે. તું અહીં સુખમાં રહી શકે એવી વ્યવસ્થા હું તને કરી આપીશ."

"આપનો જ્યારે આટલો બધો આગ્રહ છે ત્યારે પછી અહીં રહેવામાં મ્હને કશી અડચણ નથી." કિશોરીએ નમ્રતાયુક્ત ઉત્તર આપ્યો.

પોતાના અનુચરોને કનકસિંહે રંભાના નિવાસસ્થાનની વ્યવસ્થા કરી આપવાની આજ્ઞા કરી, તથા તે દિવસે રાત્રે મજલિસ કરવાનો નિશ્ચય કર્યો.

રંભાને એક સુંદર મકાન સ્વાધીન કરવામાં આવ્યું કે, જેમાં સર્વ પ્રકારનાં સાધનો તૈયાર હતાં.

રાત્રે મજલિસ હતી. સારા સારા અગ્રગણ્ય પુરુષો એકત્ર થયા. કિશોરી પણ હાજર થઈ. કનકસિંહને નમન કરી તે પોતાના આસનપર બેઠી. મજલિસમાં આવેલી પ્રત્યેક વ્યક્તિની દૃષ્ટિ કિશોરીના સ્વર્ગીય મુખમંડળ તરફ હતી. કોઇ કોઇ પુરુષ તો પાસે બેઠેલા પુરુષને ઉદ્દેશીને કહેતો હતો કે, "વાહ! કેવી ખૂબસૂરત સુંદરી છે! આવી સૌંદર્યમયી સુંદરી તો આજ સૂધીમાં કદાપિ જોવામાં આવી નથી."

યથા સમયે કિશોરીએ સંગીત ગાવાની શરુઆત કરી. એક સંગીત ગાઈ રહ્યા પછી મહારાણાને ઉદ્દેશીને કમનીય કંઠે તેણે કહ્યું:-

"એક વખતે મ્હેં વિજયગઢના મહારાણા દેવીસિંહના દરબારમાં મુજરો કર્યો હતો. એ દિવસે સંગીતનો જેવો રંગ આવ્યો હતો તેના જેવો રંગ અન્ય એક પણ પ્રસંગે આવ્યો નથી. મહારાણા દેવીસિંહના દીવાન અજીતસિંહના પુત્ર જ્યોતિસિંહે મ્હારા અવાજની સાથે મેળવીને એવી ઉત્તમ બીન વગાડી હતી કે અદ્યાપિ એ પ્રસંગ મ્હારાં અંતર્ચક્ષુ સમક્ષ ઉપસ્થિત થયા કરે છે. તે દિવસની મજલિસનું જીવનપર્યંત

હું વિસ્મરણ કરી શકું તેમ નથી. ચાર પાંચ દિવસપર હું પુનઃ વિજયગઢ ગઈ હતી. ત્યાં જતાં મ્હને એમ માલૂમ પડ્યું કે, જ્યોતિસિંહ ત્યાંથી ગૂમ થઈ ગયો છે; તેથી હું પણ ત્યાં નહિ રોકાતાં આ તરફ ચાલી આવી."

આટલું બોલીને કિશોરીએ મૌન ધારણ કર્યું. મહારાણો કનકસિંહ તો તેનાપર અત્યંત પ્રસન્ન થઈ ગયો હતો. તેણે હર્ષસૂચક સ્વરે કહ્યું:–"હમણાં જ્યોતિસિંહ અત્રે કેદખાનામાં પડેલો છે; કિન્તુ મુશ્કેલીની વાત એ છે કે હું તેને મુક્ત કરી શકું તેમ નથી અને કેદીની હાલતમાં તે બીન બજાવનાર નથી."

કિશોરીએ કહ્યું:–"રાજેન્દ્ર! જો એ મ્હારું નામ સાંભળશે તો બીન બજાવવાને અવશ્ય સંમત થશે. વળી હું કહું તે પ્રમાણે તેને અત્રે હાજર કરવામાં આવશે તો તે પ્રસન્નતાપૂર્વક બજાવશે."

"ત્યારે તું કહે તેવી રીતે હું તેને અત્રે બોલાવવાને તૈયાર છું." કનકસિંહે સંમતિ દર્શાવી.

"એને બોલાવી લાવવા માટે આપ બ્રાહ્મણને મોકલો. એ બ્રાહ્મણની ઉમ્મર વીશ વર્ષથી વિશેષ હોવી જોઇએ નહિ. બીજી વાત એ છે કે, એને જ્યારે અહીં લાવવામાં આવે ત્યારે પેલા બ્રાહ્મણ છોકરા સિવાય બીજો એક પણ માણસ તેની સાથે આવે નહિ. વળી જો એ કદાચ પલાયન કરી જાય એવો તમારા અંતરમાં સંશય હોય તો તમે તેના પગોમાંની બેડી રહેવા દેજો બીજી વાત એ છે કે, બીન ઘણી ઉત્તમ હોવી જોઇએ." કિશોરીએ કહ્યું.

કનકસિંહે મજલિસમાં આવેલા રામચંદ્ર નામના એક બ્રાહ્મણ છોકરાને, જ્યોતિસિંહને મજલિસમાં લઈ આવવાની આજ્ઞા કરી. પછીથી

મીર મુન્શીને એવી આજ્ઞા કરવામાં આવી કે, ‘ જ્યોતિસિંહને અહીં એકલો આવતાં કોઇ અટકાવે નહિ એવી પહેરેગીરોને તમે સૂચના કરી દ્યો. તેના પગોમાં માત્ર એક બેડી રહેવા દે જો. ’

આજ્ઞા થતાં જ રામકૃષ્ણ જ્યોતિસિંહને તેડી લાવવા ચાલ્યો, ગયો, તથા મીર મુન્શીએ પણ પહેરેગીરો પાસે જઇ તેમને મહારાણીની આજ્ઞા કહી સંભળાવી. જ્યોતિસિંહને મજલિસમાં એકલો જતાં કોઇએ અટકાવ્યો નહિ. આ સર્વ પ્રકાર ઉપરથી જ્યોતિસિંહે પોતાના અંતરમાં એવો ચોક્કસ વિચાર કર્યો કે, તેને બંધનમુક્ત કરવા માટે તેનો કોઇ દિલોજાન દોસ્ત અવશ્ય આવેલો હોવો જોઇએ. પ્રસન્નતાપૂર્વક જ્યોતિસિંહ રામકૃષ્ણ સાથે રવાના થયો. જ્યારે તે મિજલિસમાં આવી પહોંચ્યો ત્યારે તેણે ઘણો આશ્ચર્યજનક તમાશો જોયો. મજલિસમાં બેઠેલી કિશોરી પોતાના તરફ એકાગ્રદૃષ્ટિથી જોઈ રહી છે એમ અલ્પકાળમાં જ તે સમજી શક્યો. જ્યોતિસિંહ જ્યારે મજલિસમાં ઉપસ્થિત થયો ત્યારે રંભા નામધારિણી કિશોરીએ આનંદ સૂચક સ્વરે કહ્યું:—‘ પધારો જ્યોતિસિંહ ! આપની પૂર્વ પરિચિતા રંભા ક્યારનીય આપની રાહ જોઈ રહી છે, જે બીન આપે વિજયગઢમાં બજાવી હતી તે બીનને આ જન્મમાં હું ભૂલી શકું તેમ નથી. ”

આમ કહીને કિશોરીએ જ્યોતિસિંહ તરફ બે ત્રણ વખત ગુપ્ત નેત્રસંકેત કર્યો. જ્યોતિસિંહ કિશોરીને ઓળખી ગયો. તેણે કહ્યું:— “ રંભાસુંદરી ! પુનઃ તમે આવી પહોંચ્યાં કે શું ? જો મ્હારી સ્હામે મૃત્યુ આવે તો પણ હું તમારી સાથે બીન બજાવીને મરણને શરણ થઉં એવી જ મ્હારી મહત્વાકાંક્ષા છે; કેમકે તમારા જેવી ગાયિકા બીજી એક પણ મ્હારા જોવામાં આવી નથી. ”

જ્યોતિસિંહ અને કિશોરીની વાતચિત સાંભળતાં કનકસિંહને

અતિ આશ્ચર્ય ઉપજ્યું ! પરંતુ તેના અંતરમાં એવી ધૂન ભરાઈ ગઇ હતી કે, ક્યારે રંભા સંગીત લલકારે અને જ્યોતિસિંહ બીન બજાવે !

એક અત્યુત્તમ બીન જ્યોતિસિંહને આપવામાં આવી. તેણે બીન બજાવવા માંડી. કિશોરી ગાવા લાગી. કર્ણપ્રિય બીન સાથે કિશોરીનું આકર્ષણીય સંગીત ગવાતું સાંભળી કનકસિંહ તો અત્યંત પ્રસન્ન થઇ ગયો. મજલિસમાં આવેલા સર્વે લોકો લટુ બની ગયા.

એક જ સંગીત ગવાયા પછી જ્યોતિસિંહે બીન નીચે મૂકી દીધી કનકસિંહે કહ્યું: "બીન મૂકી કેમ દીધી ? બજાવોને ! "

જ્યોતિસિંહે કહ્યું:—" હું રોજ એકજ ગત કિંવા બોલ બજાવું છું. જો આપને સાંભળવાનો શૉખ હોય તો કાલે બીજી ગત સાંભળજો. "

" મહારાજ ! એમનામાં આજ એબ છે. તેઓ એક ઉપરાંત બીજી ગત બજાવતા જ નથી. " કિશોરીએ જ્યોતિસિંહના ઉત્તરનું સમર્થન કર્યું.

કનકસિંહ વિચારવા લાગ્યો કે, " આ કોઇ વિચિત્ર પુરુષ છે. આમ કરવાથી એને શો લાભ થતો હશે ? "

રંભાએ પણ પોતાનું સંગીત ગાવાનું બંધ કર્યું. મહારાણા કનકસિંહે ઘણાં જ અફસોસથી મજલિસ બરખાસ્ત કરી. જ્યોતિસિંહને રામકૃષ્ણ સાથે પુનઃ જેલમાં મોકલવામાં આવ્યો. કનકસિંહના અંતરમાં તો એમજ થવા લાગ્યું કે, જ્યોતિસિંહની બીનની સાથે હમ્મેશાં રંભાનું સંગીત સાંભળવું.

પુનઃ બીજે દિવસે પણ મજલિસ થઇ અને પેલા રામકૃષ્ણ સાથે જ્યોતિસિંહને મજલિસમાં બોલાવવામાં આવ્યો. તે દિવસે પણ એક ગત વગાડીને જ્યોતિસિંહે બીન મૂકી દીધી; છતાં કનકસિંહનું

મન બરાબર સંતુષ્ટ થયું નહિ. તેણે પુનઃ બીજે દિવસે મજલિસ ભરવાની આજ્ઞા કરી. બીજે દિવસે સર્વ લોકો નિયત સમય પૂર્વે જ આવીને મજલિસમાં યથાસ્થાને ગોઠવાઈ ગયા; પરંતુ કિશોરી મજલિસના સમયને એક કલાકનો વિલંબ હતો એ વખતે રામકૃષ્ણનું સ્વરૂપ કિંવા વેશ ધારણ કરીને કેદખાનામાં જઈ પહોંચી તથા તેણે પહેરેગીરોને ઉદ્દેશીને કહ્યું:-"જ્યોતિસિંહને મ્હારે સ્વાધીન કરો." પહેરેગીરો જાણતા હતા કે, રામકૃષ્ણ એકલો જ હમ્મેશાં જ્યોતિસિંહને મજલિસમાં લઈ જાય છે; તેથી તેમણે તાળું ઉઘાડી જ્યોતિસિંહને બ્હાર કાઢયો, તથા તેના પગોમાં બેડી નાખી: તેમણે તેને બનાવટી રામકૃષ્ણને સ્વાધીન કર્યો. બનાવટી રામકૃષ્ણ તેને સાથે લઇને ત્વરિતગતિથી ત્યાંથી ચાલ્યો ગયો. થોડે દૂર જઈ રામકૃષ્ણે જ્યોતિસિંહના પગોમાંની બેડી કાઢી નાખી, અને તેમણે બન્નેએ જંગલના માર્ગે આગળ વધવા માંડયું. આવી રીતે અરણ્યમાં થોડે દૂર ગયા પછી કિશોરીએ પોતાનો મૂળ વેશ ધારણ કર્યો ત્યારે જ્યોતિસિંહ તેની પુષ્કળ પ્રશંસા કરવા લાગ્યો. ઉત્તરમાં કિશોરીએ કહ્યું:-'જ્યોતિસિંહ! તમે મ્હને લજ્જિત ન કરો. હું મ્હને પોતાને તમારા જેટલી ચાલાક સમજતી નથી. તમને છોડાવવાની મ્હને કશી ગરજ નહોતી; માત્ર રાજનન્દિની મૃગલોચનીના આગ્રહથી હું તમને મુક્ત કરવા આવી હતી!"

જ્યોતિસિંહે કહ્યું:-"ઠીકછે, તમને મ્હારી ગરજ ક્યાંથી હોય? મ્હને ત્હારી ગરજ છે તેથી જ મ્હારે ત્હારી સાથે બેસીને બીન બજાવવી પડી છે. જે કામ મ્હારા બાપદાદાએ નહોતું કર્યું તે કામ મ્હારે કરવું પડયું છે."

આ વચનો સાંભળી કિશોરી હસી પડી. તેણે કહ્યું:-"બસ માફ

કરો. હવેથી આમ બોલશો નહિ. હવે કહો જોઇએ કે, આપણે અહીંથી ગુપચૂપ ચાલ્યાં જઇશું કે મહારાણા કનકસિંહને કોઈ ચમત્કાર બતાવતાં જઇશું. તેને આપણે કાંઇ ચમત્કાર તો બતાવવો જ જોઇએ." અંતે આપસ આપસમાં ઘણો વિચાર કરી બન્ને જણાં એક નિશ્ચયપર આવ્યાં, તથા પોતાનું નિશ્ચિત કાર્ય સિદ્ધ કરવાના ઉદ્દેશથી તેઓ બન્ને જણાં એક બીજા ઘોર જંગલમાં ગયા.



## પ્રકરણ ૧૭ મું. કેદમાંથી છુટકારો.



હવે આપણે મહારાણા કનકસિંહની મજલિસની કેવી સ્થિતિ થઇ તે જોઇએ. યથા સમયે કનકસિંહ મજલિસમાં આવી પહોંચી પોતાના મૂલ્યવાન્ આસનપર બેઠો. જ્યારે રંભાસ્વરૂપિણી કિશોરીના આગમનમાં વિલંબથવા લાગ્યોત્યારે કનકસિંહે રંભાને બોલાવી લાવવા માટે એક ચોપદારને મોકલ્યો અને જ્યોતિસિંહને બોલાવી લાવવા માટે રામકૃષ્ણને મોકલ્યો. થોડા સમય પછી ચોપદારો આવી નમ્રતાથી કહ્યું:–" મહારાજ! રંભાસુંદરી તો તેમના મકાનમાં નથી, તેમજ અન્ય કોઇ સ્થળે તેમનો પત્તો સુદ્ધાં લાગતો નથી!"

આ હકીકત સાંભળી કનકસિંહ અત્યાશ્ચર્ય પામ્યો, તથા તેણે ઘણા માણસોને રંભાની શોધમાં મોકલવાની આજ્ઞા કરી. એવામાં રામકૃષ્ણે આવીને બીજા સમાચાર કહી સંભળાવ્યા કે, 'જેલમાં જ્યોતિસિંહ નથી!' હવે કનકસિંહના હોશ ઉડી ગયા. આખી મજલિસમાં બેઠેલા લોકો ઘણા વિસ્મિત બની ગયા. સર્વને એમજ લાગ્યું

કે, એક ઉસ્તાદ ગાયિકા આવી સર્વેને બેવકૂફ બનાવીને ચાલી ગઇ !

બદ્રીનાથ અને ચણ્ડીપ્રસાદે કનકસિંહને એમ કહ્યું કે, "રાજેન્દ્ર! અમને તો એમજ લાગે છે કે, કોઇ બહુરૂપી આવીને જ્યોતિસિંહને છોડાવી ગયો છે."

કનકસિંહે કહ્યું:—"ઠીકછે. એણે પોતાનું કામ ઘણી ચતુરાઈથી કર્યું છે. વળી તમે બન્ને બહુરૂપીઓ મજલિસમાં હાજર હતા; છતાં તમારી અક્કલપર પથ્થર પડયા હતા કે તમે તેને ન ઓળખી શકયા! ધિક્કાર છે તમારા જેવા કમઅક્કલ બહુરૂપીઓને!"

આમ કહી ક્રોધમાં ને ક્રોધમાં જ મહારાણો કનકસિંહ મજલિસમાંથી ઉઠી મહેલમાં ચાલ્યો ગયો. જે લોકો મજલિસમાં આવ્યા હતા તેમણે પોતપોતાના ઘરનો રસ્તો લીધો. આ વાર્તા અલ્પકાળમાંજ સમસ્ત નગરમાં જાહિર થઇ ગઇ. નગરમાં સર્વત્ર આ વાર્ત્તા સંબંધીની જ ચર્ચા ચાલવા લાગી.

બીજે દિવસે પણ મહારાણો કનકસિંહ જ્યારે દરબારમાં ઉપસ્થિત થયો ત્યારે પણ તેનો ક્રોધ ઓછો થયો નહોતો. એક ચોપદારે તેની પાસે આવી બન્ને હાથ જોડીને નમ્રતાથી કહ્યું:—" મહારાજ! જે ગાયિકા અત્રે આવી હતી તે સ્ત્રી જ હતી. એ રામકૃષ્ણનો વેશ ધારણ કરીને જ જ્યોતિસિંહને છોડાવી ગઈ છે. મ્હેં એમને બન્નેને × × × જંગલમાં જતાં જોયાં છે.

આ ખુલાસો સાંભળવામાં આવતાં કનકસિંહ વિશેષ આશ્ચર્ય પામ્યો. તેમને જંગલમાંથી પકડી લાવવાની તેણે પુષ્કળ માણસોને આજ્ઞા કરી. ચોપદારે કહ્યું:—" મહારાજ! આવી રીતે એ લોકોને કેદ પકડી શકાશે નહિ—તેઓ યુક્તિ પ્રયુક્તિથી પલાયન કરી જશે. જો બદ્રીનાથ અને ચણ્ડીપ્રસાદ મ્હારી સાથે આવે તો હું તેમને દૂરથી

એ બન્ને જણાં બતાવી દઇશ. જો બદ્રીનાથ અને ચણ્ડીપ્રસાદ કોઈ ચાલાકી કરીને તેમને કેદ પકડશે તો જ તેઓ પકડાશે."

આ વાતને સમંત થઇને કનકસિંહે પોતાના બન્ને બહુરૂપીઓને ચોપદાર સાથે જવાની આજ્ઞા કરી. થોડા સમયમાં જ ચોપદાર એ બન્ને બહુરૂપીઓને ઉપરોક્ત અરણ્યમાં લઇ ગયો. ત્યાં જતાં એકકે માણુસ જોવામાં આવ્યું નહિ. તેથી ચણ્ડીપ્રસાદે ચોપદારને પૂછ્યું:—" હવે આપણે તેમની ક્યાં શોધ કરીશું ? "

" તેઓ આટલામાં જ કોઈ સ્થળે હશે. " ચોપદારે કહ્યું.

ત્યારે તમે આગળ આગળ ચાલો; આપણે તેમની પૂરતી તપાસ કરીએ. " ચણ્ડીપ્રસાદે કહ્યું.

એ લોકો આજુબાજૂ તપાસ કરવા લાગ્યા. એવામાં એક ગોવાળણુ માથાપર મટુકીમાં દૂધ લઇને આવતી હતી તેને ચોપદારે પોતાની પાસે બોલાવીને પૂછ્યું:—"આટલામાં ત્હેં એક સ્ત્રી અને એક પુરુષને સાથે જતાં જોયાં છે ? "

ગોવાળણે કહ્યું:—"હા, સ્હામેના જંગલમાં મ્હારૂં રહેઠાણુ છે. તેમાં મ્હારી ઘણી ગાયો તથા ભેંસો રહે છે. હમણાં જ મ્હેં એ બન્ને જણાંને બે પૈસાનુ દૂધ વેચાતું આપ્યું છે. બીજું બધું દૂધ લઇ હું શહેરમાં વેચવાને જઉં છું."

આ હકીકત સાંભળી ચોપદાર એ ગોવાળણુને ચાર પૈસા ઇનામ તરીકે આપવા લાગ્યો. એ પૈસાનો અસ્વીકાર કરીને ગોવાળણે કહ્યું:— "આપના પૈસા હું મફત લેવાને ઇચ્છતી નથી જો આપની ઇચ્છા હોય તો મ્હારી મટુકીમાં જે ચાર પૈસાનું દૂધ રહેલું છે તે તમે ખરીદી લ્યો; જેથી મ્હારો શહેરમાં જવાનો ધક્કો ઉગરશે "

"ત્હારૂં દૂધ ખરીદી લેવાને અમને કશી અડચણ નથી. તું ત્હારી મટુકી નીચે મૂકી દે." ચોપદારે આ પ્રમાણે કહ્યું એટલે ગોવાળણ દૂધની મટુકી નીચે ઉતારી દૂધ આપવા લાગી. ચોપદારે પુષ્કળ દૂધ પીધું; પછીથી તેણે પોતાની સાથેના બહુરૂપીઓને ઉદ્દેશીને કહ્યું:—"વાહ, ઘણું ઉત્તમ દૂધ છે. શહેરનું દૂધ તો આપ રોજ પીઓ છો; પરંતુ આ દૂધની મજા તો લઇ જુઓ."

ચોપદારના આગ્રહથી એ બન્ને બહુરૂપીઓએ પણ દૂધ પીધું તથા તેમણે એ ગોવાળણને ચાર પૈસા આપી દીધા. પછીથી તેઓ ત્રણે જણા જ્યોતિસિંહને શોધવા લાગ્યા. થોડે દૂર જતાં જ ચોપદારે કહ્યું:—"કે કોણ જાણે શાથી મ્હારૂં મસ્તિષ્ક ભમે છે!"

"મ્હારી પણ એવી સ્થિતિ છે." ચણ્ડીપ્રસાદે કહ્યું.

બદ્રીનાથ પણ કાંઇ બોલવા જતો હતો એવામાં તે બેહોશ બની પૃથ્વી પર પડી ગયો, ગોવાળણ કાંઇ દૂર ગઇ નહોતી. ત્રણેને બેહોશ બની પડી જતા જોઇ તે તેમની પાસે આવી તથા તેણે એક પ્રકારનું ઔષધ સુંઘાડીને ચોપદારને શુદ્ધિમાં આણ્યો. આ ચોપદાર જ્યોતિસંહ હતો. જ્યારે તે શુદ્ધિમાં આવ્યો ત્યારે તેણે પોતાનો અસલ વેશ ધારણ કર્યો, તથા રામગઢના બન્ને બહુરૂપીઓને મુશ્કેટાટ બાંધી તેઓમાંના એક જણને કિશોરીએ અને બીજાને જ્યોતિસિંહે ઉપાડી લીધો. પછીથી તેમણે બન્નેએ વિજયગઢ તરફ જવા માંડયું.

———:o:———

## પ્રકરણ ૧૮ મું. પુષ્પાવતીની કાર્યપ્રવીણતા

---

જ્યોતિસિંહને છોડાવવા માટે કિશોરી જ્યારે રામગઢ ગઈ ત્યારે પુષ્પાવતીએ વિચાર્યું કે, " અહીં ઘણા બહુરૂપીઓ આવેલા છે, તથા હાલ હું એકલી જ અહીં છું તેથી કદાચ સંકટમાં ફસાઇ પડાય એવો સંભવ છે. હવે મ્હારે એવી યુક્તિ કરવી જોઇએ કે, જેથી બહુરૂપીઓનો બિલકુલ ભય રહે નહિ, અને રાત્રે પણ નિશ્ચિંત જીવે વિશ્રાંતિ લઇ શકાય." આવો વિચાર કરીને પુષ્પાવતીએ એક પ્રકારનો મશાલો તૈયાર કર્યો.

રાત્રે જ્યારે રાજનન્દિની મૃગલોચની પોતાના શયનભુવનમાં જઇ પલંગપર સૂઇ રહી, અને બીજાં સર્વ માણસોએ શય્યાનો આશ્રય સ્વીકાર્યો ત્યારે પુષ્પાવતીએ એ મશાલાને પાણીમાં ઘોળીને જે ઠેકાણે મૃગલોચની સૂઇ રહી હતી તે સ્થળે પ્રવેશદ્વાર પાસે બે ગજ જેટલો લેપ પૃથ્વીપર કર્યો. પછીથી નિશ્ચિંત થઈને તે રાજકુમારીના પલંગ નીચે જઇને સૂઇ રહી.

આ મશાલામાં એવો ગુણ હતો કે, જમીનપર આનો લેપ કરવામાં આવ્યો હોય અને તે સુકાઇ ગયો હોય ત્યાર પછી જો કોઇ પણ માણસનો પગ તેનાપર પડે તો ઘણા જોરથી એક અવાજ થાય, તથા પગ મૂકનારને એમ માલૂમ પણ ન પડે કે, એ સ્થળે કોઇએ લેપ કરેલો છે.

રાત્રે પુષ્પાવતી નિશ્ચિંત જીવથી સૂઇ રહી. એ રાત્રે કોઈપણ માણસ રાજનન્દિનીના શયનભુવનમાં આવ્યું નહિ. સ્હવારે પુષ્પાવતીએ

પાણીથી એ લેપ ધોઇ નાંખ્યો, વળી બીજે દિવસે તેણે નવી ચાલાકી કરી. તેણે એક માટીની ખોપરી બનાવી. વિવિધ રંગોથી એ ખોપરી રંગીને બરાબર રાજનન્દિનીની ખોપરી જેવી જ બનાવી પછીથી જે પલંગપર રાજકુમારી સૂઇ રહેતી હતી એ પલંગપર તકિયાની સહાયતાથી એ ખોપરી ગોઠવી ધડની જગ્યાએ કેટલાંક કપડાં રાખીને એક હલકી ચાદર તેનાપર ઓઢાડી દીધી; પરંતુ તેણે ખોપરીનું મ્હોં ખુલ્લું રાખ્યું અને પલંગની આસપાસ ગઇ કાલવાળો લેપ કરી દીધો. આ કાર્ય કરી રહ્યા પછી તેણે મૃગલોચનીને એ રાત્રે અન્ય શયનગૃહમાં સૂઇ રહેવા કહ્યું. મૃગલોચની સમજી ગઈ બીજા શયનગૃહમાં જઇને સૂઇ રહી. જે શયનગૃહમાં મૃગલોચની સૂઇ રહી એ શયનગૃહના દ્વાર-પર પણ તેણે લેપ કરી દીધો, તથા જે જે શયનગૃહમાં તેણે ખોપરી મૂકી હતી તેની પાસે એક ઓરડી હતી એ ઓરડીમાં તે સૂઇ રહી.

મધ્યરાત્રિ વીતિ ગયા પછી જે શયનગૃહમાં તેણે ખોપરી ગોઠવી હતી એ શયનગૃહમાં એક મ્હોટો અવાજ થયો. એ અવાજ સાંભળવામાં આવતાં જ પુષ્પાવતી ઉઠી ઉભી થઇ, અને તેણે ત્વરિતગતિથી ત્યાં જઇ એ શયનગૃહના દ્વારને બ્હારથી બંધ કરી દીધું પછીથી ઉચ્ચ સ્વરે તે બુમો પાડવા લાગી. પુષ્પાવતીની બુમો સાંભળી ઘણી દાસીઓ ત્યાં આવી ચઢી, તથા એક દાસીએ મહારાણા જયસિંહ પાસે જઇને એવી ખબર આપી કે, મૃગલોચની બ્હેનના શયનગૃહમાં ચોર પેઠેલો છે.' આ સમાચાર સાંભળી મહારાણો જયસિંહ પણ દોડી આવ્યો, તથા તેણે થોડા સિપાહીઓને મહેલની આસપાસ પહેરા પર નિયુક્ત કર્યા. પછીથી શયનગૃહનું દ્વાર ઉઘાડવામાં આવ્યું તો કપટશંકર અને અઘોરનાથ સર્વની નજરે પડયા. ઘણા સિપાહીઓએ તેમને પકડવાને અંદર પ્રવેશ કર્યો. એ બન્ને બહુરૂપીઓ પણ ખંજર

બ્હાર કાઢી પોતાને પકડવા આવનાર સિપાહીઓપર તૂટી પડયા. ચાર પાંચ સિપાહીઓને જખ્મી કર્યા પછી તેઓ બન્ને કેદ પકડાયા. મહારાણા જયસિંહે એમને સખ્ત કેદમાં રાખવાની આજ્ઞા કરી, તથા પુષ્પાવતીને સઘળી હકીકત પૂછી. તેણે પોતાની સઘળી હકીકત કહી સંભળાવી. જયસિંહ અત્યંત પ્રસન્ન થયો, તથા તેણે પુષ્પાવતીને યથોચિત ઇનામ આપીને પૂછ્યું:—" કિશોરી ક્યાં છે ? "

" તે બિમાર છે. " પુષ્પાવતીએ અસત્ય ઉત્તર આપ્યો. જયસિંહે તત્સંબંધી તેને વિશેષ કાંઇ પૂછ્યું નહિ.

સ્હવારે દરબારમાં મહાણા જયસિંહે ઉપર્યુક્ત બંને બહુરૂપીઓને બોલાવ્યા. કારાધ્યક્ષે અલ્પકાળમાં જ તેમને દરબારમાં હાજર કર્યા. જયસિંહે તેમને પૂછ્યું:—" તમારાં નામ શાં છે ? "

" શિરતોડસિંહ. " અઘોરનાથે ઉચ્છૃંખલતાસૂચક ઉત્તર આપ્યો.

આવો ઉછૃંખલ ઉત્તર સાંભળવામાં આવતાં રાણા જયસિંહના મનમાં તેનાપર અત્યંત ક્રોધ ઉપજ્યો તેણે કહ્યું:—" આ બન્ને જણા ઘણા બદમાશ છે. એમના અંતરમાં સહજ પણ ભય ઉપજતો નથી. ઠીક છે, હમણાં એમને લઇ જઈ પૂરતા બંદોબસ્ત સાથે સખ્ત કેદમાં રાખો "

તરતજ અઘોરનાથ અને કપટશંકરને કેદખાનામાં લઈ જવામાં આવ્યા. પછી મહારાણા જયસિંહે દીવાન હરિસિંહને પૂછ્યું:—"જ્યોતિસિંહનો પત્તો લાગ્યો કે ? એમના માટે મ્હારા અંતરમાં ઘણી ચિંતા થયા કરે છે. તેઓ ક્યાં ગૂમ થઈ ગયા છે એ હું સમજી શકતો નથી. "

હરિસિંહે નમ્રતાથી કહ્યું:—" મહારાજ ! અદ્યાપિ પર્યંત તેમનો પત્તો લાગ્યો નથી. જે એ બહુરૂપીઓ પકડાયા છે તેમને જો સખ્ત

સજા કરવામાં આવે તો કદાચ જ્યોતિસિંહનો પત્તો મળી શકે એમ મ્હને લાગે છે.

મહારાણાએ કહ્યું:—"એમ કરવાથી જ્યોતિસિંહ નારાજ થાય તેમ છે. બહુરૂપીઓને મારવા એ તેના મતવિરુદ્ધ છે. હજી પણ થોડા દિવસ સુધી તે નહિ આવે તો આપણને જે માર્ગ ઠીક જણાશે તે આપણે સ્વીકારીશું. વળી તમે એક વાર્તા નિરંતર લક્ષ્યમાં રાખજો. એ વાર્ત્તા એજ છે કે, તમે આપણા સૈન્યની સંપૂર્ણ દેખરેખ રાખી યુદ્ધ માટે તૈયાર રહેજો; કેમકે જો રામગઢાધિપતિ કનકસિંહ આપણા રાજ્ય ઉપર સત્વર ચઢી આવે તો એ સર્વથા સંભવિત છે."

"આ વાર્ત્તા મ્હારા લક્ષ્યમાં જ છે. આ સંબંધી આપને મ્હારે માત્ર એકજ વાત પૂછવાની છે તે હું એકાન્તમાં પૂછીશ." હરિસિંહે કહ્યું,

જ્યારે દરબાર બરખાસ્ત થયો ત્યારે જયસિંહે દીવાન હરિસિંહને એકાન્તમાં બોલાવીને પૂછ્યું:—"તમારે મ્હને શી વાર્ત્તા પૂછવાની છે?"

"મહારાજ! જ્યોતિસિંહે મ્હને અનેક વખતે કહ્યું હતું કે, અહીંના સઘળા મુસલ્માનો કૂરસિંહના પક્ષમાં છે. આપણે એમને કમી કરવા જોઇએ; કેમકે જ્યોતિસિંહનો અભિપ્રાય યથાર્થ હતો એવી મ્હારી પણ ખાત્રી થઇ છે. આ સંબંધી આપને ઠીક લાગે તે આજ્ઞા આ દાસને આપો." હરિસિંહે નમ્રતાપૂર્વક કહ્યું.

જયસિંહે સંમતિ દર્શાવતાં કહ્યું:—"બરાબર છે. હું પોતે જ આ વાત તમને કહેવાની ઇચ્છા રાખતો હતો. હવે તમે જોખમદારીનાં ગંભીર કાર્યોમાંથી ધીમે ધીમે સઘળા મુસલ્માનોને કમી કરી તેમની જગ્યાઓપર વિશ્વાસપાત્ર હિન્દુઓની નિમણુક કરજો."

આમ કહીને મહારાણો જયસિંહ મહેલમાં ચાલ્યો ગયો અને દીવાન હરિસિંહ પોતાના નિવાસસ્થાન તરફ વિદાય થઇ ગયો;



## પ્રકરણ ૧૯ મું. શત્રુતાની શુરુઆત.

---

મહારાણા કનકસિંહે બદ્રીનાથ અને ચણ્ડીપ્રસાદને જ્યોતિસિંહને કેદ પકડી લાવવા માટે મોકલી દરબાર બરખાસ્ત કર્યો, તથા તે મહેલમાં ચાલ્યો ગયો; કિન્તુ રંભાસ્વરૂપિણી કિશોરનું કોઇ પણ પ્રકારે તે વિસ્મરણ કરી શકયો નહિ. તે દિવસે મહારાણી સાથે પણ તેણે હસીને આનંદવિનોદ કર્યો નહિ; તેથી મહારાણીએ ઉત્સુકતાથી પૂછ્યું;—"સ્વામિન્! આપના મુખમંડળપર આજે ચિંતાની છાયા છવાયલી કેમ જોવામાં આવે છે?"

"કાંઇ નહિ. ઉજાગરાઓ થયેલા હોવાથી જ તું મ્હારા મુખપર સુસ્તી જોઇ શકે છે!" સત્ય કારણ છુપાવીને કનકસિંહે કહ્યું.

"સ્વામિન્! પેલી ગાયિકા આવેલી હતી તેને અંતઃપુરમાં લાવીને તેનું સંગીત અમને સંભળાવવાનો વાયદો કર્યો હતો તેનું શું થયું?" મહારાણીએ પૂછ્યું.

"એ ગાયિકા અમને સર્વેને ઉલ્લુ બનાવીને ચતુરાઇથી પલાયન કરી ગઇ છે; તેથી તમારી ઇચ્છા હું કેવી રીતે પૂર્ણ કરું?" કનકસિંહે કહ્યું.

આ વાર્ત્તા સાંભળી મહારાણીને અત્યાશ્ચર્ય ઉપજ્યું. તેણે પૂછ્યું:— "શું બન્યું છે તે સ્પષ્ટતાથી કહો તો ખરા?"

"હમણાં મ્હારો જીવ સ્વસ્થ નહિ હોવાથી હું વિશેષ વાતચિત કરી શકું તેમ નથી." આમ કહી કનકસિંહ ત્યાંથી ઉઠી પોતાના એકાન્ત વિશ્રાન્તિભુવનમાં ચાલ્યો ગયો. ત્યાં બિછાવેલા

પલંગમાં સૂઇ રહીને તે વિચારવા લાગ્યો:—" એ ત્રૈલોકયસુંદરી રંભા કોણ હતી ? એ સ્ત્રી હતી એમાં તો સહેજ પણ સંશય નથી. તે શા માટે જ્યોતિસિંહને છોડાવી ગઇ છે તેનો નિર્ણય હું કરી શકતો નથી. એનો આશક કે જેની તે વાત કહેતી હતી એ જ્યોતિસિંહ તો નહિ હોય ? હાય રંભા ! ત્હેં તો મ્હને ઘાયલ કરી નાંખ્યો. ત્હારાં રામબાણથી મ્હારું હૃદય ઘવાઇ ગયું છે. પ્યારી રંભા હવે હું ત્હારી ક્યાં શોધ કરું ? મ્હારા અંતરની આશા હવે શું સફળ નહિ જ થાય કે ? "

દિલની બેચેની અને રંભાના વિચારોથી સમસ્ત રાત્રિ કનકસિંહે જાગરણ કરવામાં જ પસાર કરી.

સ્હવારે દરબારમાં કનકસિંહે; ચણ્ડીપ્રસાદ અને બદ્રિનાથ આવ્યા છે કે નહિ તત્સંબંધી તપાસ કરી. તપાસ કરતાં માલૂમ પડ્યું કે, અદ્યાપી એ બન્ને બહુરૂપીઓ રામગઢમાં આવ્યા નહોતા. આ પ્રકાર માલૂમ પડતાંજ કનકસિંહને સવિશેષ આશ્ચર્ય ઉપજ્યું. દરબારમાં તે સર્વની અરજીઓ સાંભળતો હતો; પરંતુ તેનું ચિત્ત કિશોરીમાં હતું. એવામાં ભૈરવનાથ, અકબરઅલી, જગન્નાથ જ્યોતિષી અને ક્રૂરસિંહ-પર કનકસિંહની નજર પડી એ લોકો કનસિંહને નમન કરીને એક બાજૂ બેસી ગયા.

કનકસિંહે ઉત્સુકતાથી તેમને પૂછ્યું:—" અહિં તમે સર્વ ક્યારના આવ્યા છો ? વળી રત્નગઢ જઇને આજ સુધીમાં તમે શું કર્યું છે ? "

ભૈરવનાથે કહ્યું:—" મહારાજાધિરાજ ! કામ તો એ થયું છે કે, જાનકીપ્રસાદને જ્યોતિસિંહે કેદ કરી લીધો છે, તથા અઘોરનાથ અને કપટશંકરને પુષ્પાવતી નામની એક ચતુરા સ્ત્રીએ ઘણી ચાલાકી

અને હોશિયારીથી પકડી લીધા છે. આ સિવાય બીજું કોઈ કાર્ય થયું નથી."

"ત્યારે અહીં પણ સ્નાનના જ સમાચાર છે. એક ગુલબદન સુંદરી જ્યોતિસિંહને ચાલાકીથી છોડાવી ગઇ છે. એણે કામ તો સજા પામવા જેવું કર્યું છે; પરંતુ અફસોસ કે, એ સ્ત્રી કોણ હતી, ક્યાંથી આવી હતી એ માલૂમ પડયું નથી. તે જ્યોતિસિંહને છોડાવી ગઇ એટલુંજ નહિ પણ જતા જતાં બદ્રીનાથ અને ચણ્ડીપ્રસાદને પણ ફસાવી ગઇ હોય એમ લાગે છે. એ બન્ને જણા ગઇ કાલના તેની શોધમાં ગયા છે; પરંતુ હજી સૂધી પાછા આવ્યા નથી. ક્રૂરસિંહને સહાયતા કરતાં મ્હને ઘણુ જ નુકસાન થયું છે. હવે તમે લોકો એટલો પત્તો મેળવો કે એ મનમોહિની યામિની કોણ હતી કે, જેણે સંગીતસુધાનું પાન કરાવી મ્હને અસ્થિર બનાવી દીધો હતો. તથા બીજા સઘળા લોકોને લટ્ટુ બનાવી દીધા હતા ? એ મોહિનીની આકર્ષણીય સૂરત અદ્યાપિ મ્હારી દૃષ્ટિ સમક્ષ હોય એવોજ મ્હને ભાસ થાય છે." મહારાણા અસ્વસ્થતાથી કનકસિંહે કહ્યું.

"હજૂર ! એ સુંદરી બીજી કોઈ નહિ પણ રત્નગઢની રાજનન્દિની મૃગલોચનીની પ્રાણાધિકા સખી કિશોરીજ હોવી જોઇએ એવી મ્હારી નમ્ર માન્યતા છે આ કાર્ય એના સિવાય અન્ય કોઇ કરી શકે એ સર્વથા અસંભવિત છે." અકબરઅલીએ ભેદનો સ્ફોટ કર્યો.

"ત્યારે શું કિશોરી કરતાં પણ રાજકુમારી મૃગલોચની વિશેષ ખૂબસૂરત છે ?" કનકસિંહે ઉત્સુકતાથી પૂછયું.

"રાજેન્દ્ર ! મૃગલોચનીના સૌન્દર્ય સમક્ષ કિશોરીનું સૌન્દર્ય ચંદ્રના સમક્ષ એક નિસ્તેજ તારાના જેવું છે. આ સમસ્ત જગત્‌માં કોઈ અપૂર્વ સુંદરી હોય તો તે રાજકુમારી મૃગલોચની જ છે.

હમણાં તે યુવાવસ્થાના આરંભમાં આવેલી છે. ઘણા રાજા મહારાજાઓએ અને રાજકુમારોએ તેના હાથની માગણી કરી છે; પરંતુ હજી સૂધી તે અવિવાહિતા રહેલીછે. એ સ્વર્ગનું પારિજાત મેળવવાની વિજયગઢના રાજકુમાર વીરસિંહની મહત્વાકાંક્ષા છે. વળી રાજકુમારીથી ઉતરતી સુંદરી કિશોરી છે. એ જ્યોતિસિંહને ચ્હાય છે તેથી જ અત્રે આવી તે તેને છોડાવી ગઇ હશે. ”

આ સઘળી હકીકત સાંભળી કનકસિંહે કહ્યું:—“ત્યારે તો જ્યાં સૂધી મૃગલોચની અને કિશોરી મ્હારા હાથમાં નહિ આવે ત્યાં સૂધી મ્હને આરામ મળનાર નથી. એ બન્નેને મ્હારે સ્વાધીન કરવા માટે હું રાણા જયસિંહને હમણાં જ પત્ર લખવાને ઈચ્છું છું. ”

કુરસિંહે કહ્યું:—“ રાજેન્દ્ર ! આપનો આ પ્રસ્તાવ જયસિંહ માન્ય કરશે નહિ ”

“ તેથી શી ચિંતા છે? જો મ્હારી માગણી એ નાકબૂલ કરશે તો હું જયસિંહના રાજ્યપર ચઢાઇ કરી તેને પાયમાલ કરીશ અને મ્હારી ઇચ્છા સફળ કરીશ. ” આમ કહીને કનકસિંહે મીર મુન્શીને બોલાવ્યો, તથા પોતાના નામથી જયસિંહપર એક પત્ર લખવાની તેણે તેને આજ્ઞા કરી. પત્રમાં તેણે એમ લખાવ્યું કે, “રાજકુમારી મૃગલોચનીનો વિવાહ મ્હારી સાથે કરી તેની સખી કિશોરીને પણ મ્હારી સેવામાં મોકલો. ” આવા ભાવાર્થનો પત્ર લખાવી, તેનાપર મહારાણાએ મહોર કરીને ભૈરવનાથને આપ્યો અને કહ્યું:—“ તમે આ પત્ર લઇ જાઓ. આ કાર્ય તમારાથી જ બનશે. ”

કનકસિંહની આજ્ઞા માન્ય કરી ભૈરવનાથ પત્ર લઇ રત્નગઢ તરફ વિદાય થયો.

---

# પ્રકરણ ૨૦ મું.

## યુદ્ધની તૈયારી.

એક દિવસે દરબારમાં બેસીને મહારાણો જયસિંહ દીવાન હરિસિંહને જ્યોતિસિંહના વર્ત્તમાન પૂછી રહ્યો હતો કે, હજી સુધી તેનો પત્તો લાગ્યો કે નહિ ? એવામાં જ જ્યોતિસિંહ પોતાની પીઠપર એક મ્હોટી ગાંસડી ઊંચકીને સ્હામેથી આવતો નજરે પડયો. દરબારમાં પ્રવેશ કરી મધ્યભાગમાં ગાંસડી ઉતારી મૂકી તેણે જયસિંહને નમન કર્યું. જ્યોતિસિંહને ઉપસ્થિત થએલો જોઇને જયસિંહ અત્યંત પ્રસન્ન થયો, તથા તેણે તેને આસનપર બેસવાને સંકેત કર્યો. તે આસનપર બેઠો એટલે જયસિંહે જીજ્ઞાસાથી પૂછ્યું;—

"કેમ જ્યોતિસિંહજી, આટલા દિવસ સુધી તમે ક્યાં છુપાઇ ગયા હતા, તથા તમે તમારી સાથે આ શું લઇ આવ્યા છો ? તમારી ચિંતાથી અમે અડધા થઇ ગયા છીએ. દીવાન અજીતસિંહ પણ ચિંતા કર્યા કરતા હશે; કેમ કે અમે તમારી ત્યાં પણ તપાસ કરાવી હતી."

જ્યોતિસિંહે નમ્રતા પૂર્વક કહ્યું:—"આપનો આ તાબેદાર શતરૂઓની પ્રપંચજાળમાં ફસાઇ પડયો હતો. યુક્તિ પ્રયુક્તિથી હું તેમની પ્રપંચજાળનો ભેદ કરી છૂટી આવ્યો છું, અને જે બે બહુરૂપીઓ રામગઢ હતા તેમને મ્હારી સાથે લેતો આવ્યો છું."

આ વચનો સાંભળી જયસિંહ અતિ આનંદિત થયો. તેણે પોતાના હાથપરનું કીમતી કડું જ્યોતિસિંહને ઇનામમાં આપી દઇને કહ્યું:—"અહીં પણ બે બહુરૂપીઓને પુષ્પાવતીએ મહેલમાં કેદ પકડયા છે. તમે જે બે બહુરૂપીઓને લઇ આવ્યા છો તેમને પણ સત્વર કેદખાનામાં મોકલી દેવા જોઇએ."

પછીથી ગાંસડી છોડવામાં આવી. જ્યોતિર્સિંહ એ બન્ને બહુ-રૂપીઓને શુદ્ધિમાં લાવ્યો અને જે ઠેકાણે અઘોરનાથ અને કપટશંકરને કેદ કરી રાખવામાં આવ્યા હતા એ સ્થળે તેમને પણ કેદ કરવામાં આવ્યા.

ત્યાર પછી જ્યોતિસિંહે કહ્યું:—"મહારાજ! વિજયગઢમાં સર્વને મ્હારી ચિંતા થયા કરતી હશે. માટે જો આપ રજા આપો તો હું જઇને સર્વને મળી સર્વના આત્માનુ સમાધન કરી આવું."

"તમારે ત્યાં જરૂર જવું જ જોઇએ. તમે બેલાશક જાઓ; પરંતુ અત્રે સત્વર પાછા આવી પહોંચજો." જયસિંહે સંમતિ આપી પછીથી તેણે દીવાન હરિસિંહને ઉદ્દેશીને કહ્યું:—"દીવાનજી, તમે પણ જ્યોતિસિંહ સાથે વિજયગઢ જાઓ અને મહારાણા દેવીસિંહને આપણા તરફથી ભેટ અર્પણ કરી પાછા આવજો,"

યથા સમયે દીવાન હરિસિંહ અને જ્યોતિસિંહ વિજયગઢતરફ રવાના થઈ ગયા.

બીજી તરફ કિશોરીને કાર્યસિદ્ધિ કરીને પાછી આવેલી જોઈ મૃગલોચની અતિ આનંદિતા થઇ. તે તેને આલિંગન કરી તેના કુશળ વર્ત્તમાન પૂછવા લાગી. કિશોરીએ સઘળી હકીકત વિસ્તારથી મૃગ-લોચનીને કહી સંભળાવી. એવામાં પુષ્પાવતી પણ ત્યાં આવી ચઢી અને સખીને સુખરૂપ પાછી આવેલી જોઈ ઘણો હર્ષ પામી. તેને જોઇને પુષ્પાવતીએ કહ્યું:—"સખિ! તું એકલી મનમાં મલકાઈશ નહિ. તું શતરૂના બે બહુરૂપીઓને જેવી રીતે અત્રે પકડી લાવી છે તેવી જ રીતે મ્હેં પણ બે બહુરૂપીઓને અહીં કેદ પકડેલા છે." આમ કહીને પુષ્પાવતીએ સઘળી હકીકત તેને કહી સંભળાવી, જે સાંભળી કિશોરી ઘણી આનંદિતા થઇ.

બીજી તરફ રસ્તે જતાં જ્યોતિસિંહે હરિસિંહને ઉદ્દેશીને કહ્યું. "જો આપણે સ્હવારે દરબારના સમયે વિજયગઢ જઈ પહોંચીશું તો ઠીક થશે, કેમ કે એ સમયે દરબારમાં સર્વ હાજર હશે."

આ વાતને હરિસિંહે પણ પસંદ કરી, તથા તેઓ રસ્તામાં જ રોકાયા, બીજે દિવસે દરબારના સમયે તેઓ બન્ને વિજયગઢ જઇ પહોંચ્યા, અને બારોબાર દરબારમાં જ ચાલ્યા ગયા. મહારાણા દેવીસિંહની પાસે જ એક આસનપર વીરસિંહ બેઠેલો હતો. જ્યોતિસિંહ નજરે પડતાં જ તેના આનંદનો પાર રહ્યો નહિ. તેને જાણે કે સમસ્ત વિશ્વનો આનંદ પ્રાપ્ત થઇ ગયો।

દીવાન હરિસિંહે ઝુકીને મહારાણા દેવીસિંહને અને રાજકુમારને નમન કર્યું. તથા અજીતસિંહને પણ ઉચિત માન આપ્યું. જ્યોતિસિંહે પણ દેવીસિંહના ચરણોમાં પોતાનું શિર ઝુકાવ્યું. પછીથી પિતાને પ્રણામ કરી તે રાજકુમારની પાસે પડેલા એક આસનપર બેઠા-દીવાન હરિસિંહે મહારાણા જયસિંહનો પત્ર અને ભેટ તથા રાજકુમાર વીરસિંહ માટે એક મૂલ્યવાન્ પોષાક થાળોમાં મૂકી એ સઘળું મહારાણા દેવીસિંહ સમક્ષ મૂકાવી તેનો સ્વીકાર કરવાની તેણે પ્રાર્થના કરી, અને કહ્યું:—"રાજેન્દ્ર! આ સામાન્ય ભેટનો આપ સ્વીકાર કરી અમને અનુગૃહિત કરો."

દેવીસિંહે ઉત્તરમાં કહ્યું:—"મહારાણા જયસિંહજીનો અમારાપર અપાર પ્રેમ છે એ હું સારી રીતે જાણું છું. આવી ભેટ મોકલવાનો શ્રમ વેઠવાની સહજ પણ આવસ્યકતા ન હોતી; છતાં જ્યારે તમારો અત્યાગ્રહ છે ત્યારે તમારી ભેટનો હું પ્રસન્નતાપૂર્વક સ્વીકાર કરું છું."

ત્યાર પછી દેવીસિંહે જ્યોતિસિંહને તેના કેદ પકડાયાના સમાચાર પૂછ્યા, જ્યોતિસિંહે એ સઘળી હકીકત સંક્ષિપ્તમાં નિવેદન કરી,

પોતે કેવી રીતે મુક્ત થઇ શકયો હતો એ સંબંધી તેને અસત્ય વર્ણન કરવું પડયું. અંતે તેણે કહ્યું:—" રાજેન્દ્ર ! રામગઢથી છૂટીને આવતી વખતે હું ત્યાંના બે બહુરૂપીઓને પણ કેદ પકડી મ્હારી સાથે રત્નગઢ લઇ આવ્યો છું."

દેવીસિંહે પ્રસન્નતાપૂર્વક જ્યોતિસિંહને ધન્યવાદ આપ્યો અને એક સુંદર પોષાક તેને ભેટ તરીકે આપ્યો. ત્યાર પછી દેવીસિંહની અનુમતિ લઇ જ્યોતિસિંહ તેની માતાને મળવા પોતાને ઘેર ગયો; કેમકે પુત્રના કેદ પકડાયાના વર્ત્તમાન જાણવામાં આવ્યાથી તે રાત્રિ દિવસ રૂદન ર્ક્યા કરતી હતી. હરિસિંહનો આતિથ્ય સત્કાર કરવાનું કાર્ય દીવાના અજીતસિંહને સોંપીને દેવીસિંહે દરબાર બરખાસ્ત કર્યો.

જ્યોતિસિંહ તેની માતા તથા અન્યાન્ય સગાં સંબંધીઓને મળી, તેમના મનનું સમાધાન કરી રાજકુમાર વીરસિંહને મળવાના ઉદ્દેશથી તેના મહેલ તરફ ગયો. વાતચિત કરતાં કરતાં વીરસિંહે હાસ્યમુખે તેને પૂછયું:—" ભાઇ ! તમે તમારા કેદ પકડાયાની વાત તો દરબારમાં ખરી કહી હોય એમ લાગે છે; કિન્તુ તમે છૂટી આવ્યા છો એમાં કાંઇ ભેદ હોય એમ મ્હને લાગે છે: માટે મ્હારાથી કોઈ વાત છુપાવવાનું કારણ નથી."

અંતે કિશોરીની સહાયતાથી પોતે કેવી રીતે છૂટયો હતો તેનું યથાર્થ વર્ણન જ્યોતિસિંહે રાજકુમાર સમક્ષ કર્યું. એ વર્ણન સાંભળી વીરસિંહે હસીને કહ્યું:—" ભાઇ ! ત્યારે તો કિશોરીના સહવાસમાં રહીને તમે આ દિલોજાન દોસ્તનું કાર્ય કરવું ભૂલી જતા હશો !"

" રાજકુમાર ! આપની મહત્વાકાંક્ષા તહવે સત્વર પૂર્ણ થઇ જશે.

આજના દરબારમાં ભેટ તરીકે આવેલા પોષાકને જોઈને તો આપ મલકાતા હતા!" જ્યોતિસિંહે પણ હાસ્યમુખે કહ્યું.

પછીથી બન્ને મિત્રો બીજી વાતો કરવા લાગ્યા. જ્યોતિસિંહ થોડા દિવસ સૂધી વિજયગઢમાં રહ્યો. થોડા દિવસ પછી દીવાન હરિસિંહે રત્નગઢ તરફ જવાની વિદાય માગી, અને જ્યોતિસિંહને પણ પોતાની સાથે મોકલાવાની વિનંતિ કરી. એ વિનતિ દેવીસિંહે માન્ય કરી.

જ્યોતિસિંહ અને હરિસિંહ એ દિવસે સ્હાંજે દરબારના સમયે રત્નગઢ જઈ પહોંચ્યા. જ્યોતિસિંહના પુનરાગમનથી રાણો જયસિંહ પ્રસન્ન થયો. દરબાર બરખાસ્ત થવાની તૈયારીમાં હતો એવામાં રામગડથી રાણા કનકસિંહનો પત્ર લઇને ભૈરવનાથ દરબારમાં ઉપસ્થિત થયો તથા તેણે પત્ર રાજાના હાથમાં મૂકયો.

જયસિંહે એ પત્ર વાંચવાની હરિસિંહને આજ્ઞા કરી. પત્ર વાંચતાંની સાથે જ હરિસિંહનું મુખમંડળ ક્રોધથી લાલચોળ બની ગયું. જયસિંહ અને જ્યોતિસિંહ દીવાનના મુખપરના ભાવમાં થએલું પરિવર્ત્તન જોઈને સમજી ગયા કે, એ પત્રમાં કાંઇ અયોગ્ય હકીકત લખેલી હોવી જોઇએ. પત્ર વાંચી રહ્યા પછી હરિસિંહે કહ્યું:—" મહારાજ! કૃપા કરીને આ પત્ર આપ એકાન્તમાં વાંચજો કિંવા વંચાવજો."

તરતજ ભૈરવનાથને ઉતારો આપવાની વ્યવસ્થા કરી મહારાણાએ દરબાર બરખાસ્ત કર્યો. પછીથી જ્યોતિસિંહ અને હરિસિંહ સાથે જયસિંહ રાજમહાલમાં ગયો. ત્યાં તેણે હરિસિંહને, આવેલો પત્ર વાંચવાની આજ્ઞા કરી એટલે હરિસિંહે કહ્યું:—" મહારાજ! કનકસિંહે આ પત્રમાં એવા અનુચિત શબ્દો લખ્યા છે કે મ્હારી જીભે હું એ શબ્દોનો ઉચ્ચાર કરી કહું તેમ નથી."

જયસિંહે પત્ર પોતાના હાથમાં લઇ વાંચી જોયો અને પગથી મસ્તક સૂધી ક્રોધાગ્નિની જ્વાળાથી સળગી ઉઠી એ પત્ર ફાડી નાખી ફેંકી દીધો. પછીથી તેણે રોષસૂચક સ્વરે કહ્યું:—“ ભૈરવનાથને ઉત્તરમાં સાફ જણાવી ઘો કે, સત્વર તેણે રત્નગઢમાંથી ચાલ્યા જવું. આવતી કાલ સૂધી તે આ રાજ્યની સરહદમાં રહેશે તો ઘણી જ ભયંકરતાથી તેનો જીવ લેવામાં આવશે. જ્યારથી નરાધમ ક્રૂરસિંહ અહીંથી ચાલ્યો ગયો ત્યારથી જ મ્હારા અંતરમાં એવો દૃઢ વિશ્વાસ ઉપજ્યો હતો કે. તે આપણા વિરુદ્ધ તેનાથી બની શકશે એટલા ઉપાયો અજમાવશે. ચિંતા નહિ, જ્યાં સૂધી મ્હારા અંગમાં ઉષ્ણ શોણિત વહે છે ત્યાં સૂધી મહારાણા કનકસિંહની આ અયોગ્ય મહત્વકાંક્ષા સફળ થનાર નથી. દીવાનજી, હવે તમે પણ આવશ્યક બંદોબસ્ત સત્વર કરી નાખજો.”

જ્યોતિર્સિંહે ગંભીરતાસૂચક સ્વરે કહ્યું:—“ મહારાજ! મહારાણા કનકસિંહે જ્યારથી તેના બહુરૂપીઓને અત્રે મોકલ્યા ત્યારથી આપણે તેનો હેતુ સમજી શક્યા હતા. હવે વિના વિલંબે એ રત્નગઢપર ચઢી આવશે એ માટે સહજ પણ સંદેહ નથી. તેના બહુરૂપીઓ આપણા કેદી થઇ પડેલા હોવાથી તે પોતાના અંતરમાં ઉપજેલા ક્રોધને શમાવી શકશે નહિ; તેથી આપણે પણ યુદ્ધની તૈયારીથી સત્વર તૈયાર થઇ જવું અત્યાવશ્યક છે.”

“ હું જાણું છું કે, કનકસિંહના સૈન્યમાં ત્રીસ હજાર યોદ્ધાઓ છે; પરંતુ મ્હારા સૈન્યમાં પણ દશહજાર યોદ્ધાઓ છે; તેથી હું ભય પામતો નથી. ક્ષત્રિયો યુદ્ધક્ષેત્રને જ પોતાની રંગભૂમિ સમજે છે.

ખરા ક્ષત્રિય નથી ડરતા, મરણની બ્હીક નહિ ધારતા,<br>
મૂકીને પાય દુશ્મનપર, નિરંતર સ્વર્ગ સંચરતા;

સૂતા જે સુખશય્યામાં, નથી ક્ષત્રિય એ વીરો,
દુશ્મન મારીને મરતા, ખરા ક્ષત્રિયધર્મીઓ.

અદ્યાપિ ભારતવર્ષના પ્રબળ પરાક્રમી ક્ષત્રિયોના સર્વાંગમાં ઉષ્ણુ શોણિત વહે છે. ન્યાય અને નીતિનું સંરક્ષણુ કરવા માટે તેઓ અદ્યાપિ આત્મોત્સર્ગ કરવાને તૈયાર છે." મહારાણા જયસિંહે ક્ષત્રિયોચિત શબ્દો ઉચ્ચાર્યા.

"શિરછત્ર ! અમારા મહારાણા દેવીસિંહના સૈન્યની સંખ્યા પણુ લગભગ પાંચ હજારની છે. તેઓનું તથા આપણું સૈન્ય મળી શત્રુઓના સૈન્ય સહિત મુકાબલો કરવામાં અડચણુ આવશે નહિ. વળી માત્ર સૈન્યબ-ળથી જ વિજય પ્રાપ્તિ થતી નથી. યુક્તિ પ્રયુક્તિ અને ચતુરાઇનો ઉપયોગ કરવામાં આવે છે તો અવશ્ય વિજયી થવાય છે. મ્હારી નમ્ર માન્યતા એવી છે કે, હવે આપ વિના વિલંબે મહારાણા દેવીસિંહજી પાસે સહા-યતા માગો. આપ દીવાનજીને એક પત્ર લખી આપી મ્હારી સાથે મોકલો, એટલે અમે ત્યાંના સઘળા સૈન્યને અહીં લઇ આવીશું. વળી જો આપ આજ્ઞા આપતા હો તો અમે બહાદુર રાજકુમાર વીરસિંહજીને પણુ અમારી સાથે અત્રે તેડી લાવીએ. એમને જ આપણે આપણા સમસ્ત સૈન્યના સેનાધિપતિનો અધિકાર સમર્પણુ કરીશું." જ્યોતિસિંહે પૂર્વવત્ સ્વરે કહ્યું.

"મહારાજ ! જ્યોતિસિંહનો વિચાર સર્વાંશે ઉચિત તેમજ કાર્યમાં પરિણુત કરવા જેવો છે !" દીવાન હરિસિંહે જ્યોતિસિંહના મતને પુષ્ટિ આપી.

"પરંતુ આ પ્રચંડ યુદ્ધમાં સમસ્ત સૈન્યના સેનાધિપતિ રાજકુમાર વીરસિંહજીને કરવામાં હું નારાજ છું. રાજકુમાર બહાદુર અને સાહસિક છે. પરંતુ સર્વથી આગળ શત્રુઓ સ્હામે આપણે તેમને

જ મોકલીએ તો એમાં આપણી કૃતઘ્નતા જ ગણાય. વળી આવી માગણી મહારાણા દેવીસિંહજી પણ માન્ય કરે કે કેમ એ માટે મ્હારા મનમાં શંકા રહે છે.”

“રાજેન્દ્ર! આપના અંતરમાં આપ એવી શંકાને કદાપિ સ્થાન આપશો. નહિ આપની માગણી મહારાણા દેવીસિંહજી અત્યંત પ્રસન્નતા-પૂર્વક માન્ય કરશે.” જ્યોતિસિંહે જયાસંહની અડચણ દૂર કરતાં કહ્યું.

અંતે રાણા જયસિંહે સૈન્યની માગણીસહ રાજકુમાર વીરસિંહને મદદર્થે મોકલવા માટેનો એક પત્ર તૈયાર કરી દીવાનના હાથમાં મૂક્યો. એ પત્રમાં તેણે કનકસિંહ તરફથી આવેલા એક પત્રનો ઉલ્લેખ સુદ્ધાં કર્યો હતો. ત્યાર પછી તેણે દીવાન હરિસિંહને વિજયગઢ તરફ મોકલ્યો, તથા ત્યાંથી તેને સત્વર કાર્યોદ્ધાર કરી પાછા ફરવાની સૂચના કરી.

જ્યારે દીવાન હરિસિંહ વિજયગઢ જઇ પહોંચ્યો ત્યારે નિશાકાળ ઉપસ્થિત થયેલો હોવાથી તે બારોબાર દીવાન અજીતસિંહને ત્યાં ગયો. અજીતસિંહે તેનો અત્યંત આદર સત્કાર કરીને તેને ઉતારો આપ્યો. કુશળવર્ત્તમાનની પૂછપરછ થયા પશ્ચાત્ આવી રીતે એકાએક આવવાનું શું પ્રયોજન છે એવો અજીતસિંહે હરિસિંહને પ્રશ્ન કર્યો. હરિસિંહે ઉત્તરમાં સર્વ હકીકત કહી સંભળાવી. એ હકીકત સાંભળી અત્યંત ક્રોધના આવેશને આધીન બની જઇને અજીતસિંહ ગર્જના-સૂચક સ્વરે બોલી ઉઠયો:—“આજકાલ કનકસિંહના અહંભાવની સીમા રહી નથી. તેનો અહંકાર આસમાન સુધી પહોંચ્યો છે. મ્હને લાગે છે કે, તેને વિનાશકાળે વિપરીત બુદ્ધિ સૂઝી છે; પરંતુ ચિંતા નહિ. આપણે તેને આપણી શક્તિનો સંપૂર્ણ પરિચય કરાવીશું, તેના આ-સમાન સુધી ઊંચે ચઢેલા ગર્વને રસાતળમાં પહોંચાડીશુ.”

એ રાત્રે જ દીવાન અજીતસિંહ, હરિસિંહને મહારાણા દે-

વીસિંહ પાસે લઈ ગયો. આ સમયે રાજકુમાર વીરસિંહ પણ તેના પિતા પાસે બેઠેલો હતો. હરિસિંહને સંમાનપૂર્વક એક આસનપર બેસાડી દેવીસિંહે તેને રત્નગઢના સમાચાર પૂછ્યા. એના ઉત્તરમાં હરિસિંહે પોતાની પાસેનો પત્ર દેવીસિંહના હાથમાં આપ્યો. દેવીસિંહે જાતે જ એ પત્ર વાંચ્યો. પત્ર વાંચતાં જ તેને એટલો બધો ક્રોધ ઉપજ્યો કે, તે એક પણ અક્ષરનો ઉચ્ચાર કરી શક્યો નહિ. એ પત્ર તેણે રાજકુમાર વીરસિંહને વાંચવા આપ્યો. વીરસિંહે પત્ર વાંચી જોયો એટલે તેના ક્રોધનો પણ પાર રહ્યો નહિ. તેનાં નેત્રોમાંથી ક્રોધના અગ્નિકણો વર્ષવા લાગ્યા. થોડા સમય સુધી મૌન ધારણ કર્યા પછી તેણે નમ્રતાપૂર્વક કહ્યું;–"પિતાશ્રી ! યુદ્ધમાં ભાગ લેવાની મ્હારી પ્રબળ ઇચ્છા છે. સ્નેહીના પર સંકટ આવી પડેલું જોઇ એક સિંહ શું કદાપિ તેનાથી દૂર ભાગી જશે કે ? ક્ષત્રિયોનો ધર્મ જ યુદ્ધ કરવાનો છે. આપ પ્રસન્નતાપૂર્વક મ્હને યુદ્ધમાં ભાગ લેવા જવાની રજા આપો."

"બહાદુર કુમાર ! હું તમને ઘણી ખુશીથી યુદ્ધમાં ભાગ લેવા જવાની રજા આપું છું. હું સારી રીતે જાણું છું કે, ક્ષત્રિય વીરો, આત્મીય સ્વજનો કરતાં પણ યુદ્ધને અતિપ્રિય ગણે છે. આપણું સઘળું સૈન્ય સાથે લઇ તમે મહારાણા જયસિંહજીને સહાયતા કરવા જાઓ, તથા યુદ્ધક્ષેત્રમાં શત્રુઓને તમારા વીરત્વનો પૂર્ણ પરિચય કરાવી આપણી વીરકીર્ત્તિનો વિશ્વમાં વિસ્તાર કરો અને પૂર્વજોના નામને દીપાવો." પછીથી મહારાણા દેવીસિંહે પોતાના દીવાન અજીતસિંહને ઉદ્દેશીને કહ્યું:–"દીવાનજી, આજે રાત્રે જ આપણું સમસ્ત સૈન્ય યુદ્ધમાં જવાને તૈયાર થઈ જાય એવી વ્યવસ્થા સત્વર કરો. પ્રભાતકાળે સૈન્યસહ રાજકુમાર રત્નગઢ તરફ કૂચ કરશે."

વીરસિંહ પ્રભાતકાળે રત્નગઢ જવા માટેની તૈયારી કરવા પોતાના મહાલયમાં ગયો. મૃગલોચનીના અને યુદ્ધના વિચારોમાં એ રાત્રિ તેના ધારવા પ્રમાણે જાણે કે ઘણી ઝડપથી પસાર થઇ ગઇ !

## પ્રકરણ ૨૧ મું.

### યુવરાજનું સ્વાગત.

પ્રભાતકાળ થતાં ન થતાંમાં જ સ્નાન સંધ્યાદિ નિત્યકર્મથી નિવૃત્ત થઇ રાજવંશી વસ્ત્રો પરિધાન કરી કુમાર વીરસિંહ તેની માતા પાસે વિદાય લેવા ગયો. રાણા, દેવીસિંહે રાત્રે સઘળી હકીકત રાણીને કહી સંભળાવી હતી. તે પુત્રનો લશ્કરી પોષાક જોઈ અત્યંત પ્રસન્ન થઇ. વીરસિંહે દંડવત પ્રણામ કરી તેની પાસે વિદાય માગી. રાણીએ સજળનયને અતિ પ્રેમપૂર્વક પુત્રને આલિંગન કર્યું, તથા તેના બરડા-પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું:—“બેટા ! જાઓ, વીરપુરુષોમાં તું નામના મેળવ. ક્ષત્રિય કુળની ઓજસ્વિની કીર્તિનો સર્વત્ર વિસ્તાર કરી ફત્તેહનો ડંકો બજાવ. શૂરવીર પુરુષો જેવી રીતે યુદ્ધ પ્રસંગે, માતાપિતા, સ્ત્રી પરિવાર આદિ સગાં સંબંધીઓના સ્નેહનું વિસ્મરણ કરી સ્વ-કર્ત્તવ્ય બજાવે છે તેવી જ રીતે તું પણ ત્હારું કર્ત્તવ્ય બજાવ. શત્રુઓ યુદ્ધક્ષેત્રમાં ત્હારી પીઠ ન જુએ એ વાર્ત્તા સર્વ સમયે સ્મ-રણમાં રાખજે. બેટા ! તેત્રીશ કરોડ દેવતાઓ શત્રુએથી ત્હારું રક્ષણ કરો, અને વિજયદેવી તનેજ વરો એવી હું અંતઃકરણપૂર્વક તને શુભાશીષ આપું છું.”

માતા પાસેથી વિદાય લઈ રાજકુમાર બ્હાર નીકળ્યો. બ્હાર

તેણે દીવાન હરિસિંહને ઘોડેસ્વાર થઇને તેની રાહ જોતો જોયો; તેથી તે પણ એક ચપળ અશ્વપર સવાર થઈ અગ્રેસર થયો. તેમની પાછળ સઘળું સૈન્ય રત્નગઢના માર્ગે અગ્રેસર થવા લાગ્યું.

જ્યારે તેઓ સર્વ રત્નગઢની સરહદમાં જઈ પહોંચ્યા ત્યારે રાજકુમાર વીરસિંહ અશ્વપરથી ઉતરી પડયો, તથા તેણે હરિસિંહને ઉદ્દેશીને કહ્યું:—“ આ જંગલમાં જ સમસ્ત સૈન્યસહ થોભવાનો તથા સર્વ પ્રકારની વ્યવસ્થા કર્યા પછી નગરમાં પ્રવેશ કરવાનો મ્હારો વિચાર છે.”

હરિસિંહે કહ્યું:—“ આપનો વિચાર અત્યુત્તમ છે. હું આગળ જઇને આપના શુભાગમનના સમાચાર મહારાણાશ્રીને નિવેદન કરીશ; પછીથી પાછો અત્રે આવીને આપની સાથે હું નગરમાં આવીશ.”

નીરસિંહે સંમતિ દર્શાવી એટલે વખતને વ્યર્થ નહિ ગૂમાવતાં હરિસિંહ ત્યાંથી સત્વર ચાલ્યો ગયો. તેણે મહારાણા જયસિંહ પાસે જઇ કુમારના આગમનના વર્તમાન નિવેદન કરીને કહ્યું:—“ મહા-રાજ ! રાજકુમાર વિરસિંહજી પોતાના સમસ્ત સૈન્યસહ અહીંથી એક ગાઉના અંતરે ઉતર્યા છે.”

આ સમાચાર સાંભળી જયસિંહ ઘણો પ્રસન્ન થયો, તથા તેણે કહ્યું:—“ સૈન્યના ઉતારા માટે તમે કહો છો એ સ્થાન અત્યુત્તમ છે; કિન્તુ વીરસિંહજીને સંમાનપૂર્વક આપણે અહીં તેડી લાવવા જોઇએ. હવે તમે આપણા રાજ્યના સઘળા સરદારોને સાથે લઇ જઇ વીર. સિંહજીનું સ્વાગત કરી તેમને અહીં તેડી લાવો.”

જયસિંહની આજ્ઞાનુસાર ઘણા સરદારોને સાથે લઇ દીવાન હરિસિંહ વીરસિંહને તેડી લાવવા માટે ગયો. આ સમાચાર જાણ-વામાં આવતાંજ જ્યોતિસિંહ વીરસિંહ પાસે જઈ પહોંચ્યો અને દુરથી જ તેણે કહ્યું:—“ સ્વાગતમ્! „

જ્યોતિસિંહને જોઈને વીરસિંહ અતિ આનંદિત થયો, તથા તેણે તેને કેટલીક હકીકત પૂછી. જ્યોતિસિંહે સહાસ્યમુખે ઉત્તર આપ્યો:–"જે છે તે ઠીક છે, અને બાકી રહ્યું હશે તે યથાસ્થિત થઇ જશે. રાજકુમાર! તમારા સૌભાગ્યનો ઉદયકાળ પાસે આવી પહોંચ્યો છે." આમ કહીને જ્યોતિસિંહ લશ્કરની વ્યવસ્થા કરવામાં રોકાયો.

થોડા સમયમાં જ હરિસિંહ પણ ત્યાં જઇ પહોંચ્યો અને મહારાણા જયસિંહની આજ્ઞા હતી તે તેણે રાજકુમારને જણાવી. રાજકુમાર એક સુસજ્જિત અશ્વપર સવાર થયો અને સો લશ્કરી સૈનિકોસહ રાણા જયસિંહની મુલાકાત કરવા જવા લાગ્યો.

સમસ્ત શહેરમાં એવા સંવાદનો પ્રચાર થઇ ગયો કે, વિજયગઢનો રાજકુમાર મહારાણા જયસિંહની મદદે આવે છે, તથા તેની સવારી અલ્પકાળમાં જ કિલ્લામાં જશે. આથી સઘળાં માણસો સવારી જોવાને માટે રાજમાર્ગ પર આવેલાં મકાનોની અગાસીઓમાં અને છજાંઓમાં અગાઉથી બેસી ગયાં. રસ્તાઓપર પણ મનુષ્યોની ઘણી ઠઠ જામી ગઈ. સર્વનાં નેત્રો ઉત્તર દિશા તરફ–કે જે તરફથી સવારી આવવાની હતી તે તરફ હતાં, આ સમાચાર જ્યારે અંતઃપુરવાસિની રાજરમણીઓના જાણવામાં આવ્યા ત્યારે તેઓ સર્વ રાજમહાલયની ઉંચી અટારીમાં જઈને મૂલ્યાવાન્ આસનોપર બેઠી. મૃગલોચની અને કિશોરી સુદ્ધાં એ રમણીમંડળમાં હતી. મહારાણો જયસિંહ પણ સવારી જોવા માટે દિવાનખાનાની છતપર જઇને એક સુખાસનપર બેઠો.

થોડા સમયમાં જ ઉત્તર દિશા તરફ થોડી ધુળ ઉડતી જોવામાં આવી, ધીમે ધીમે સવારી પણ આવતી નજરે પડી.

જે સવારો રાજકુમારની પાછળ આવતા હતા તેમણે બખ્તરો પહેરેલાં હતાં એ બખતરેપર અસ્ત થતા સૂર્યનાં કિરણોનો પ્રકાશ પડતો હોવાથી તે ઘણાં તેજસ્વી જણાતાં હતાં, રાજકુમારની આગળ સોનાની છડી સાથે એક છડીદાર આગળ વધતો હતો. આખા શહેર-માં લાલપીળા રંગની ધ્વજાઓ અને પુષ્પમાળાઓ જોવામાં આવતી હતી, છડીદારની પાછળ એક સુચતુર બળવાન્ અશ્વ કે જેનું સ-વાંગ અનેકવિધ મૂલ્યવાન્ અલંકારોથી વિભૂષિત થએલું હતું તેના પર રાજકુમાર વીરસિંહ સવાર થયો હતો. વીરસિંહે રાજવંશી પો-શાક પહેરેલો હતો. તેનું વદનમંડળ હર્ષવિકસિત જણાતું હતું; તેનાં નેત્રો તેજોમય દેખાતાં હતાં. તેના કંઠમાં મૂલ્યવાન્ મોતીઓની એક તલ્વાર લટકી રહી હતી. તેના મ્હોં પર તાકાત, જવાંમર્દી, અને વીરતા જાણે કે પ્રકાશી રહ્યાં હતાં.

શહેરમાં ઘણી ગિર્દી થઇ ગઇ. જેની દૃષ્ટિ વીરસિંહપર પડતી હતી તેનાં નેત્રો અંજાઈ જતાં હતાં. મહારાણીએ ઘણા કાળ પછી રાજકુમારને આવા તેજ અને રુઆબમાં જોયો તેથી તેના અંતરમાં પણ અપાર માયા ઉપજી. એકાએક અંતરના આ વેગથી તેના મુખમાંથી એવા શબ્દોનો ઉચ્ચાર થઈ ગયો કે, “ જો મ્હારી મૃગ-લોચનીને લાયક કોઇ વર હોય તો તે રાજકુમાર વીરસિંહ જ છે; ગમે તેટલી અડચણો હશે તો પણ હું તેમને જ મ્હારા જમાઈરાજ બનાવીશ. ”

મૃગલોચની અને કિશોરી બીજી એક બારીમાંથી રાજકુમાર તરફ જોઇ રહી. હતી. કિશોરીએ વક્રદૃષ્ટિથી રાજનન્દિનીતરફ જોયું; જેથી એ મુગ્ધા લજ્જાશીલા બની ગઇ, તેનું હૃદય જોરથી ધબકતું

હતું. રાજકુમારની પ્રેમપ્રતિમા તેના હૃદયપટપર અંકિત થઈ ગઇ હતી. તિક્ષ્ણદૃષ્ટિથી તે રાજકુમાર તરફ જોઈ રહી.

યથા સમયે વીરસિંહ કિલ્લા નીચે આવી પહોંચ્યો. મહારાણો જયસિંહ સત્વર નીચે ઉતર્યો. વીરસિંહે રાણા જયસિંહને વંદન કર્યું જયસિંહે તેને સ્નેહાલિંગન કર્યું. તેનાં નેત્રોમાંથી હર્ષાશ્રુઓ ઉભરાઈ જવા લાગ્યાં. પછીથી તે વીરસિંહનો હાથ પકડી તેને મહેલમાં લઈ ગયો. મહારાણી તેમને બન્નેને પોતાના તરફ આવતા જોઇને આગળ આવી. વીરસિંહે તેને નમન કર્યું. રાણીનાં નયનયુગલમાં સ્નેહાશ્રુજળ ભરાઇ આવ્યું. અત્યંત પ્રસન્નતાપૂર્વક તેણે રાજકુમારને આસનપર બેસવા કહ્યું. રાણો જયસિંહ પણ એક આસનપર બેઠો. તેની ડાબી બાજૂ મહારાણી અને જમણી બાજુએ વીરસિંહ બેઠાં. નવવસ્ત્રથી વિભૂષિતા થયેલી દાસીઓ ત્યાં ફર્યા કરતી હતી. વીરસિંહની તીક્ષ્ણ દૃષ્ટિ ચોતરફ ફરવા લાગી. જાણે કે એ દૃષ્ટિ કોઇને શોધવાનો પ્રયત્ન કરતી હોય એવો જ ભાસ થતો હતો. એક દ્વારની પાછળ છુપાઈ રહીને તેની ફાટમાંથી રાજનન્દિની મૃગલોચની પણ એકાગ્રદૃષ્ટિથી રાજકુમાર તરફ જોઈ રહી હતી. પ્રિયતમને મળવાને માટે તેનું મન અધીરું બની ગયું હતું; પરંતુ આ પ્રસંગે કુમારને મળી શકાય તેમ નહોતું.

થોડા સમય સૂધી રાણો જયસિંહ અને રાજકુમાર મહેલમાં રહ્યા. પછીથી જયસિંહ કુમારને પોતાના દીવાનખાનામાં લઇ ગયો, તથા તેણે રાજમહાલયમાંજ કુમારને ઉતારો આપ્યો. રાણા પાસેથી વિદાય લઇ કુમાર પોતાના વિશ્રાન્તિભુવનમાં ગયો. રાજનન્દિની મૃગલોચનીનું દર્શન નહિ થવાથી તેનું અંતર ઉદાસ થઇ ગયું હતું. રાજનન્દિની સાથે કેવી રીતે મુલાકાત કરવી તેની જ ચિંતા એ કર્યા કરતો હતો.

એ ચિંતામાં ને ચિંતામાં જ તે નિદ્રાધીન થઇ ગયો.

સ્હવારે જ્યારે રાણો દરબારમાં ગયો ત્યારે વીરસિંહ પણ પોતાના નિત્યકર્મથી નિવૃત્ત થઇ દરબારી પોષાક પહેરીને જ્યોતિસિંહની સાથે દરબારમાં ગયો. રાણાએ પોતાના સિંહાસનની પાસે જ એક રત્નજડિત કુરસીપર કુમારને માનપૂર્વક બેસાડયો. દરબારમાં દીવાન હરિસિંહે મહારાણા દેવીસિંહે લખેલો પ્રત્યુત્તર રાણાના હાથમાં મૂકયો. એ ઉત્તર વાંચી રાણો ઘણો આનંદિત થયો. થોડા સમય પછી તેણે દીવાનને ઉદ્દેશીને કહ્યું:—"દીવાનજી, વિજયગઢથી આવેલા સૈનિકોને ખાનપાન વગેરેની બિલ્કુલ તકલીફ ન ઉઠાવવી પડે એ સંબંધી પૂર્ણ સંભાળ રાખજો." પછીથી રાજકુમાર વીરસિંહને ઉદ્દેશીને તેણે કહ્યું:— "વીરસિંહજી, અહીંના તેમજ આપના સકળ સૈન્યની સરદારી આજથી જ હું આપને સમર્પણ કરું છું. આપને જેમ ઠીક લાગે એવો બંદોબસ્ત આપ કરજો."

વીરસિંહે જ્યોતિસિંહ તરફ દૃષ્ટિ ફેરવીને કહ્યું:—"તમે જાઓ, અને મ્હારા સૈન્યના ત્રણ વિભાગ પાડી નાખીને બબ્બેહજાર સૈનિકોને રત્નગઢની બન્ને બાજૂએ રાખો, તથા હજાર સૈનિકોના દશ વિભાગ પાડી નાખીને રત્નગઢની આસપાસ પાંચ ગાઉ સૂધી તેઓ બંદોબસ્ત રાખે એમ કરો. ગુપ્તદૂતોને પણ ચોતરફ મોકલો. અહીંના સૈન્યની આવતી કાલે કવાયત જોઇને તેની ઉચિત વ્યવસ્થા કરવામાં આવશે."

આજ્ઞા થતાં જ જ્યોતિસિંહ રવાના થઇ ગયો. વીરસિંહની કાર્યકુશળતાથી રાણો જયસિંહ પોતાના મનમાં ને મનમાં ઘણી પ્રશંસા કરવા લાગ્યો. તેણે હરિસિંહને કહ્યું:—'દીવાનજી, કાલે કવાયત થવાની છે એવું આપણા સૈન્યમાં જાહિર કરી દ્યો."

એટલામાં રાણા જયસિંહના ગુપ્તદૂતોએ આવી નમન કરીને ખબર આપી કે, "કનકસિંહ પોતાના સઘળા સૈન્યસહ રત્નગઢપર ચઢાઇ કરવાના ઉદ્દેશથી રામગઢથી નીકળી ચુકયો છે, બેત્રણ દિવસમાં તે આપણા રાજ્ય પાસે આવી પ્હોંચશે."

રાજકુમારે સાહસિકતાથી કહ્યું:—"કાંઇ ચિંતા નહિ. તમે તમારા કામપર ચાલ્યા જાઓ."

બીજે દિવસે મહારાણો જયસિંહ અને રાજકુમાર એક હાથીપર બેસીને લશ્કરની કવાયત જોવા ગયા. હરિસિંહે સૈન્યમાંથી ઘણા મુસલ્માનોને કમી કરેલા હોવા છતાં હજી એકહજાર મુસલ્માન સૈનિકો સૈન્યમાં રહી ગયા હતા. કવાયત જોઇને રાજકુમાર ઘણો ખુશી થયો; પરંતુ મુસલ્માનોની ચર્યા જોઇ તે ચિંતામગ્ન બની ગયો. રાજકુમારની ચિંતાનું કારણ રાણો તરત જ સમજી ગયો તથા તેણે મૃદુસ્વરે પૂછયું:—"મુસલ્માન સૈનિકોને સૈન્યમાંથી કમી કરી નાખવાની આપની ઇચ્છા છે કે?"

"ના, એમ કરવાથી એ લોકો શત્રુઓના સાથીદાર થઇ જશે. મ્હારા વિચાર પ્રમાણે તો મ્હને એમ કરવું ઉચિત લાગે છે કે, શત્રુઓના આક્રમણને અટકાવવા માટે સર્વ સૈનિકોની આગળ તેમને જ મોકલવા, તથા તેમની પચ્છવાડે એક તોપખાનું અને થોડું સૈન્ય અમારું રહેશે. એ મુસલ્માન સૈનિકોની ખરાબ દાનત જોવામાં આવશે કિંવા તેઓ પલાયન કરી જવાનો પ્રયત્ન કરતા જણાશે તો અમારું સૈન્ય તોપો છોડીને તેમનો જીવ લેશે. જીવ જવાના ભયથી એ લોકો શત્રુઓને નહિ મળી જતાં યુદ્ધ કરશે."

વીરસિંહનો આ વિચાર જયસિંહને પસંદ પડયો, તથા પોતાના મનમાં તે કુમારના અદ્દભુત બુદ્ધિબળની પ્રશંસા કરવા લાગ્યો.

જ્યારે રાણાએ પાછા ફરવા માંડયું ત્યારે વીરસિંહે નમ્રતાપૂર્વક કહ્યું:—"આજે શિકાર ખેલવા જવાની મ્હારી ઇચ્છા થઈ છે; જો આપ રજા આપતા હો તો જઉં ?"

"ઠીક જાઓ; પરંતુ બહુ દૂર જશો નહિ અને સંધ્યાકાળ પૂર્વે પાછા આવી પહોંચજો." જયસિંહે સંમતિ દર્શાવીને સૂચના કરી. પછીથી તેણે હાથીને નીચે બેસાવડાવ્યો. વીરસિંહ હોદ્દામાંથી ઉતરી પડી ઘોડાપર સવાર થયો. મહારાણાની આજ્ઞાથી દીવાન હરિસિંહે રાજકુમારની સાથે સો સવારોને મોકલ્યા.

રાજકુમાર વીરસિંહ શિકાર કરવાના ઉદ્દેશથી એક ઘીચ અરણ્યમાં જઈ પહોંચ્યો અને શિકારની શોધ કરવા લાગ્યો. એટલામાં જ્યોતિસિંહે તેની પાસે આવીને પૂછ્યું:—"સૈન્યનો સઘળો બંદોબસ્ત કરી આપ આ તરફ આવ્યા છો કે શું ?"

"એક જ દિવસમાં સઘળો બંદોબસ્ત ક્યાંથી થઇ જાય ! થોડો થયો છે ને થોડો આવતી કાલે થઈ જશે." રાજકુમારે સરળ ઉત્તર આપ્યો.

"જે ગુફામાં આપણે યુસફખાનને કેદ રાખ્યો છે એ ગુફા તરફ જઇ આવવાની આજે મ્હારી ઇચ્છા થઈ છે. જો આપની ઇચ્છા હોય તો આપ પણ મ્હારી સાથે ચાલો." જ્યોતિસિંહે કહ્યું.

"હા ચાલો, હું પણ તમારો સાથે આવું છું." આમ કહીને કુમારે ઘોડાનું મ્હોં ફેરવ્યું. સાથે આવેલા સવારોને રત્નગઢ તરફ પાછા ચાલ્યા જવાની આજ્ઞા કરવામાં આવી. બે હરિણનો કુમારે શિકાર કર્યો હતો એ હરિણોના મૃતદેહને સવારો લઈ ગયા.

યથા સમયે રાજકુમાર અને જ્યોતિસિંહ ગુફા પાસે જઇ પહોંચ્યા. ગુફાના પ્રવેશદ્વાર પાસે જઈ તેમણે બન્નેએ અશ્વપરથી

અવતરણ કર્યું. પછીથી જ્યોતિસિંહે કહ્યું:–હવે આપ ગુફાનો દરવાજો ઉઘાડો જોઇએ.”

વીરસિંહે સિંહની પાસે જઈ તેની જીહ્વા બ્હાર ખેંચી કાઢી. એ સાથે જ એક ભયંકર અવાજ થયો અને ગુફામાં પ્રવેશ કરવાનો માગ ખુલ્લો થયો. જ્યોતિસિંહે કહ્યું:–પ્રવેશદ્વાર ઉઘાડવાનું તમને યાદ તો રહ્યું છે. તમારી સ્મરણશક્તિ ઘણી ઉત્તમ છે.”

પછીથી બન્ને જણાએ ગુફામાં પ્રવેશ કર્યો, અને ફરતા ફરતા તેઓ ઝરાના કિનારા પાસે જઇ પહોંચ્યા તો ત્યાં તેમણે યુસફખાન અને જાનકીપ્રસાદ એક શિલાપર બેઠેલા જોયા.તેમના પગોમાં બેડીઓ હતી. કુમારને જોઈ તેઓ ઉઠી ઉભા થયા અને નમ્રતાપૂર્વક કહ્યું:– “હજૂર! હવે અમારા અપરાધની અમને માફી મળવી જોઇએ.”

“હજી થોડા દિવસ પછી તમને માફી આપવામાં આવશે.” કુમારે કહ્યું.

થોડા સમય સૂધી વીરસિંહ અને જ્યોતિસિંહ બાગમાં ફર્યાં અને તેમણે મેવો ખાધો, પછીથી જ્યોતિસિંહે કહ્યું:–“રાજકુમાર! ચાલો હવે આપણે બન્ને જણા બ્હાર નીકળી જઇએ.”

બન્ને જણા બ્હાર નીકળ્યા એટલે જ્યોતિસિંહે કહ્યું:–“આ પ્રવેશદ્વાર આપે ઉઘાડેલું હોવાથી આપ જ તેને બંધ કરો.”

રાજકુમારે દ્વાર બંધ કર્યું તથા તેઓ ઘોડેસવાર થઈ રત્નગઢની પાસે જઈ પહોંચ્યા એટલે જ્યોતિસિંહે કહ્યું:–“આપ હવે પધારો. હું લશ્કરની થોડી ગણી તપાસ કરીને આવું છું.”

રાજકુમાર નગર તરફ વળ્યો અને જ્યોતિસિંહ બીજી દિશા તરફ ગયો. વીરસિંહે કિલ્લામાં જઈ અશ્વપરથી અવતરણ કરી પોતાના વિશ્રામભુવનમાં જઈ વિશ્રાન્તિ લેવા માંડી.

બે પ્રહર રાત્રિ પસાર થઇ હશે એવામાં જ્યોતિસિંહ વીરસિંહ પાસે આવી પહોંચ્યો. રાજકુમારે પૂછયું:—" કહો જોઇએ કે, શા સમાચાર છે ? "

" આપની આજ્ઞાનુસાર મ્હેં સઘળો બંદોબસ્ત કરી નાખ્યો છે. આજે આખા દિવસમાં મ્હને એક કલાકની પણ ફુરસદ મળી શકી નથી; નહિ તો મ્હેં આપની મુલાકાત કરી હોત. "

આ વાકયો સાંભળી વીરસિંહે હસી પડીને કહ્યું:—" બે પ્રહર સૂધી તો તમે મ્હારી સાથે હતા ને કહો છો કે મુલાકાત કરી શકાઈ નહિ ! "

વીરસિંહનું વાક્ય સાંભળી જ્યોતિસિંહ વિસ્મિત બની ગયો તેણે કહ્યું:—" આપશું કહો છો એ હું સમજી શકતો નથી."

" આટલા બધા ભૂલકણા ક્યારથી થઈ ગયા ? જે ગુફામાં આપણે યુસફખાન અને જાનકીપ્રસાદને કેદ કરી રાખ્યાછે એ ગુફામાં આજે તમે મ્હારી સાથે નહોતા આવ્યા કે ? "

હવે જ્યોતિસિંહના મ્હોંપરનો રંગ ઉડી ગયો. મૌન ધારણ કરી તેવિષણ્ણવદને વીરસિંહના મ્હોં તરફ જોઈ રહ્યો. જ્યોતિસિંહની સ્થિતિ જોઇ વીરસિંહપણ વિસ્મિત બની ગયો. જ્યોતિસિંહે સૂચ્યું:—"વારુ, એતો કહો કે, હું આપને ક્યાં મળ્યો હતો ? ક્યાં સૂધી આપની સાથે આવ્યો હતો અને ક્યાંથી પાછો ફર્યો હતો ? "

આ પ્રશ્નોના ઉત્તરમાં વીરસિંહે તેને સઘળી હકીકત કહી સંભળાવી. એ હકીકત સાંભળતાં જ જ્યોતિસિંહે કહ્યું:—"રાજકુમાર ! આપે બધી બાજી બગાડી છે. યુસફખાન અને જાનકીપ્રસાદ પલાયન કરી જશે એની વિશેષ ચિંતા નથી; પરંતુ ગુફાનુ ગુપ્તદ્વાર ઉઘાડવા અને બંધ કરવાનું રહસ્ય શત્રુઓ સમજી ગયા તેનીજ વિશેષ ચિંતાછે."

રાજકુમારે કહ્યું:–" ભાઈ! તમે શું કહો છો ? હું તો કાંઇ સમજી શકતો નથી."

"જો સમજી શકયા હોત તો આવી રીતે છેતરાત નહિ. આ કામ બદમાશ ભૈરવનાથનુંજ હોવું જોઇએ. પેલો જગન્નાથ જ્યોતિષી પણ કાંઇ સામાન્ય માણસ નથી. એણે જ પોતાના જ્યોતિષની સહાયતાથી એ ગુપ્ત ગુફા શોધી કાઢી પોતાના સાથીદારોને બતાવેલી હોવી જોઇએ." જ્યોતિસિંહે ખુલાસો કર્યો.

વીરસિંહ આ સઘળી હકીકત સાંભળી વિસ્મિત અને સ્તંભિત બની ગયો. પોતાનાથી થયેલી ભૂલ માટે તે અફસોસ કરવા લાગ્યો. જ્યોતિસિંહે કહ્યું:–" કુમાર! હવે અફસોસ કરવાનું પ્રયોજન નથી. જે થવાનુ હતું તે થઇ ગયું છે. હું હમણાં ગુફા તરફ જાઉં છું. કેદીઓ તો પલાયન કરી ગયા હશે; કિન્તુ હું ત્યાં જઇને તાળાનો બંદોબસ્ત કરીશ. એ પ્રવેશદ્વારનાં બીજાં પણ કેટલાંક તાળાં છે કે જે વિશેષ મજબુત છે. એ તાળાં વાસવા ઉઘાડવામાં ઘણો સમય લાગતો હોવાથી જ હું તેનો ઉપયોગ કરતો નથી. હવે એ તાળાંઓ માંનુ જ એક લગાવ્યા સિવાય છુટકો નથી."

"મ્હને પણ એ તાળાં બતાવશો કે ?" વીરસિંહે ઉત્સુકતાથી પૂછ્યું.

"જ્યાં સુધી આપણે યુદ્ધમાં વિજયી ન થઇએ ત્યાં સુધી હું એ તાળાં આપને બતાવી શકીશ નહિ. આપ કદાચ પાછા શત્રુઓથી છેતરાઈ જાઓ તો આપણી બાજી ધુળધાણી થઈ જાય." જ્યોતિસિંહે કહ્યું. રાજકુમારે પણ એ સંબંધી વિશેષ આનાકાની કરી નહિ.

તરતજ જ્યોતિસિંહ ગુફા તરફ ચાલ્યો ગયો, તથા સ્હવાર થત પહેલાં તો પાછો આવી પહોંચ્યો. સ્હવારે વીરસિંહે જ્યારે

આત્યાગ કર્યો ત્યારે તેણે જ્યોતિસિંહને પૂછ્યું:—ભાઇ! ગુફાના શા સમાચાર છે?"

"કેદીઓ છૂટી ગયા છે; પરંતુ હું તાળાનો બંદોબસ્ત કરી આવ્યો છું." જ્યોતિસિંહે ઉત્તર આપ્યો.

ન્હાઇ ધોઇ નાસ્તો કરી જ્યોતિસિંહ રાજકુમારને દરબારમાં લઇ ગયો. બન્ને જણા યથાસ્થાને બેસી ગયા. આજે ગુપ્તદૂતોએ દરબારમાં આવી એવા સમાચાર જાહિર કર્યા કે, "રાણા કનકસિંહનું સૈન્ય વિશેષ પાસે આવી પહોંચ્યું છે. હવે તે રત્નગઢથી માત્ર દશ ગાઉ દૂર રહેલું છે."

આ સમાચાર સાંભળી રાણા જયસિંહ તરફ દૃષ્ટિ કરીને રાજકુમારે કહ્યું:—"મહારાજ! મુસલ્માન સૈનિકોને હવે કનકસિંહના સૈન્યને આગળ વધતું અટકાવવા માટે મોકલવા જોઇએ."

"રાજકુમાર! આપ આપની ઇચ્છા હોય તેમ કરો." રાણા જયસિંહે સંમતિ દર્શાવી.

રાજકુમારે જ્યોતિસિંહને ઉદ્દેશીને કહ્યું:—"આપણું એક તોપખાનું પણ એ યવનસૈન્યની પાછળ રવાના કરો." આમ કહી તેણે જ્યોતિસિંહના કાનમાં મૃદુસ્વરે એવી સૂચના કરી કે, "આપણા તોપખાનાવાળાઓને સમજાવી દેજો કે જો તેઓ મુસલ્માન સૈન્યની દાનત ખરાબ જુએ કિંવા તેઓ પલાયન કરી જવાનો પ્રયત્ન કરતા જણાય તો તેઓ એક પણ યવન સૈનિકને જીવતો રાખે નહિ."

જ્યોતિસિંહ ઉપર દર્શાવેલો બંદોબસ્ત કરવાને ચાલ્યો ગયો. તે હરિસિંહને પણ પોતાની સાથે લઇ ગયો. મહારાણાએ દરબાર બરખાસ્ત કર્યો, તથા રાજકુમારને સાથે લઇ તેઓ મહેલમાં ગયા. તેમણે બન્નેએ સાથે બેસીને ભોજન કર્યું. પછીથી કુમાર પોતાના

વિશ્રાન્તિભુવનમાં ચાલ્યો ગયો. તેનો અવકાશનો સમય ઘણી વ્યાકુળતામાં પસાર થતો હતો; પરંતુ આજે પણ તે રાજનન્દિની મૃગલોચનીનું દર્શન કરી શક્યો નહિ.

---

## પ્રકરણ ૨૨ મું. હૃદયવિદારક ઘટના.

---

સંધ્યાકાળ સમયે પણ રાણા જયસિંહને મળવા માટે વીરસિંહ ગયો. રાણો જયસિંહ તેને પોતાની પાસે બેસાડી તેની સાથે વાતચિત કરવા લાગ્યો. એવામાં દીવાન હરિસિંહ અને જ્યોતિસિંહ પણ ત્યાં આવી ચઢ્યા. રાણાએ તેમને સૈન્યવિષયક કેટલાક પ્રશ્ન પૂછ્યા "આજ્ઞાનુસાર યવનસૈન્યને મોકલ્યું છે અને તેમની પાછળ એક તોપખાનું પણ રવાના કર્યું છે' એવો જ્યોતિસિંહે ઉત્તર આપ્યો. હવે યુદ્ધ સંબંધીની ચર્ચા ચાલવા લાગી. ચર્ચામાં ને વિચારોમાં રાત્રિના બે પ્રહર પસાર થઇ ગયા. એવામાં એકાએક ચોપદારોએ આવીને એવા વર્તમાન જણાવ્યા કે, " મહારાજ ! ચોર મહેલમાંથી કેટલાક માણસો નીકળી પલાયન કરી ગયા છે. પહેરેગીરોએ તેમને શત્રુઓ સમજી તેમના તરફ તીર છોડ્યાં હતાં; છતાં તેઓ ઘાયલ થઇને પણ નાશી ગયા.

આ સમાચાર સાંભળી રાણો ઘણી ચિંતામાં પડી ગયો. રાજકુમાર અને જ્યોતિસિંહ પણ વિસ્મિત અને સ્તંભિત બની ગયા. એવામાં રાજમહાલયમાં કેટલાંક માણસો ઉચ્ચ સ્વરે આક્રંદ કરતાં હોય એવો હૃદયવિદારક ધ્વનિ સાંભળવામાં આવ્યો. ધીમે ધીમે એ આક્રંદધ્વનિ વિશેષ ભયંકરતાથી સંભળાવા લાગ્યો. સમસ્ત રાજ-

મહાલયમાં હાહાકાર થઇ રહ્યો. રાણાના અને રાજકુમારના મુખપર ગાઢ ચિંતાની છાયા છવાઇ ગઇ. એવામાં કેટલીક દાસીઓ ત્વરિત ગતિથી એ સ્થળે આવી પહોંચી, તથા ઘણી મુશ્કેલીથી તેમણે કહ્યું:—"મહારાજ! રાજકુમારીનું તથા કિશોરીનું મસ્તિષ્ક કાપી નાખીને કોઇ લઈ ગયું છે."

આ વર્ત્તમાન જાણવામાં આવતાં જ સર્વનું અંતર ભેદાયું. રાણો તો હાય પોકારી પડી ગયો. રાજકુમારની પણ અજબ સ્થિતિ થઈ ગઇ. દીવાન હરિસિંહનાં નેત્રોમાંથી અશ્રુધારાઓની અવિરલ વૃષ્ટિ થવા લાગી. જ્યોતિસિંહ પાષાણના પુતળા પ્રમાણે સ્તંભિત બની ગયો. મહારાણાએ આત્મસંવરણ કરી રાજકુમારને પોતાના હૃદય સાથે ચાંપી આક્રંદ કરવા માંડ્યું. આક્રંદ કરતો કરતો તે કુમારને સાથે લઈ ત્વરાથી રાજમહાલયમાં ગયો. ત્યાં જતાંજ તેણે ઘણો હાહાકાર થતો જોયો. અબળાઓના આર્ત્તનાદથી ગગનમંડળ પણ જાણે કે વિદીર્ણ થતું હતું. મૃગલોચનીના મૃતદેહ પાસે રાજરાણી પછાડા ખાતી હતી. મૃગલોચનીનું મસ્તક ધડથી જૂદું થઈ ગયેલું હોઇ એ સ્થળેથી અતિશય શોણિત વહી જતું હતું. રાણો પણ જઇને રાજનન્દિનીના મૃતદેહ પાસે ઢળી પડ્યો. રાજકુમારના અંગમાં તો હાલવા જેટલી શક્તિ પણ રહી નહિ. અંદર જતાં જતાં દ્વાર પાસે જ તે ઢળી પડ્યો. દાંત બેસી ગયા અને મ્હોં મુડદાના જેવું નિસ્તેજ બની ગયું.

એ સ્થળે રાજનન્દિની મૃગલોચની અને કિશોરીની લાશ પડી હતી. તેમનાં બન્નેનાં મસ્તિષ્કને કોઈ કાપી ગયું હતું. એ ઠેકાણે ચારે તરફ લોહીને લોહી જ જોવામાં આવતું હતું. સર્વની સ્થિતિ ઘણી વિચિત્ર થઈ ગઇ હતી. મહારાણી આક્રંદ કરતી કરતી ઉચ્ચ

સ્વરે કહેતી હતી કે, "દીકરી, તું મ્હને એકલી મૂકીને ક્યાં ચાલી ગઈ રે ! ક્યા નિષ્ઠુર માણસે ત્હારું આવું રોમાંચ ઉપજાવે એવું ભયંકર મૃત્યુ નિપજાવ્યું છે ! હવે ત્હારા સિવાય જીવતી રહીને હું શું કરીશ ? ત્હારા માટે જ આટલી બધી ઉપાધીઓ આવી પડી હતી; હવે જ્યારે તું જ અમારો સર્વનો ત્યાગ કરી ચાલી ગઈ છે ત્યારે આ રાજ્યનું પણ શું થશે ?!"

રાણો જયસિંહ પણ આક્રંદ કરતાં કહેતો હતો કે, "હવે નિમકહરામ ક્રૂરસિંહનું અંતર ઠંડું થયું હશે. હવે દુરાત્મા કનકસિંહની દુષ્ટેચ્છા સફળ થઇ હશે. હવે તે આવીને ભલે આ રત્નગઢને સ્વાધીન કરે. હવે અમને સુખ દુઃખની સહજ પણ ચિંતા નથી."

એવામાં રાણા જયસિંહે દ્વાર પાસે વીરસિંહને પડી રહેલો જોયો. તેનું મસ્તક વિદીર્ણ થયેલું હોઈ તેમાંથી લોહીની ધારા વહી જતી હતી. તેનો શ્વાસ પ્રશ્વાસ રૂંધાઇ ગયેલો હતો, રાણાએ રાજકુમારની નાડી તપાસી જોઇ તો તેના ધબકારા બંધ થઈ ગયેલા જણાતા હતા. નાસિકા પાસે હાથ મૂકી જોયો તો ત્યાં પણ કોઈ પણ પ્રકારની જીવિતક્રિયા થતી જોવામાં આવી નહિ. આ સર્વ પ્રકાર જોવામાં આવતાં રાણા જયસિંહના મસ્તિષ્કપર જાણે કે વજ્રાઘાત થયો. ઉચ્ચ સ્વરે રડતાં રડતાં તે બોલી ઉઠયો:—"અરેરે ! મહા ભયંકર અનર્થ થઇ ગયો છે. સંકટપર સંકટ આવી પડ્યું છે. મ્હારા કમનસીબ કિસમતની સીમા આવી રહેલી છે. મ્હારા રાજ્યની પાયમાલી થવાની સાથે વિજયગઢ રાજ્યની પણ પાયમાલી થઈ ગઈ છે. હવે હું મહારાણા દેવીસિંહને શો ઉત્તર આપીશ ? સમસ્ત રત્નગઢનું રાજ્ય વીરસિંહને સમર્પણ કરી વાનપ્રસ્થાશ્રમમાં ગમન કરવાની મ્હારી જે મહત્વાકાંક્ષા હતી તે આજે સર્વથા નિરા-

આના સ્વરૂપમાં પરિવર્તિત થઇ ગઇ છે. ( દ્વાર તરફ દૃષ્ટિ કરીને રાણો કહેવા લાગ્યો. ) અરે, કોઈ જલ્દી જાઓ અને જ્યોતિસિંહને બોલાવી લાવવામાં એક ક્ષણ માત્રનો વિલંબ ન કરો."

બરાબર આ સમયે જ અસ્થિર ચિત્તે જ્યોતિર્સિંહ જયસિંહ સમક્ષ ઉપસ્થિત થયો. રાજકુમારને મૃતવત્ સ્થિતિમાં પડી રહેલો જોઈ તેની વ્યાકુળતા વૃદ્ધિંગત થઇ ગઈ. તેણે અનેક ઉપચારો કર્યા કિન્તુ વીરસિંહ શુદ્ધિમાં આવ્યો નહિ. રાજવૈદ્યે પણ વિવિધ ઉપચારો કર્યા; કિન્તુ તેનો એક પણ ઉપચાર આશાજનક નિવડયો નહિ. જ્યોતિર્સિંહના શોકની સીમા રહી નહિ.

રાજનન્દિની મૃગલોચની અને કિશોરીના મૃત્યુવર્ત્તમાન અલ્પકાળમાં જ સમસ્ત રત્નગઢમાં જાહિર થઇ ગયા. પ્રજા પણ આ વર્ત્તમાન જાણવામાં આવતાં અત્યંત દુઃખી થઈ. ઘણાં મનુષ્યો આક્રંદ કરતાં કરતાં રાજમહાલયની પાસે એકત્ર થવા લાગ્યાં. રાણો જયસિંહ અને તેની રાણી રાજનન્દિની મૃગલોચનીના મૃતવત્ દેહ પાસે પડયાં પડયાં હૃદયવિદારક ક્રંદન કરતાં હતાં. દાસીઓનાં નેત્રોમાંથી પણ અવિરલ અશ્રુધારાઓ પ્રવાહિતા થતી હતી. એક પ્રકારના ગાઢ શોકની છાયા રાજમહાલયમાં છવાઈ ગઇ હતી. એવામાં એક ઘણો ભયંકર અવાજ થયો, અને રાક્ષસના જેવા એક વિદ્રુપ અંગવાળો પુરુષ ખભાપર મ્હોટી ગદા લઈ ત્યાં ઉપસ્થિત થયો. સર્વની દૃષ્ટિ એ વિચિત્ર પુરુષ પ્રત્યે આકર્ષાઈ. સર્વ દિંગમૂઢ બની જઈ તેના તરફ જોઈ રહ્યાં. પ્રથમ તો એ પુરુષે સકળ મનુષ્યોના શોક પ્રત્યે દુર્લક્ષ્ય દર્શાવી હાસ્ય કર્યું, તથા જ્યોતિર્સિંહના મુખમંડળ તરફ થોડા સમય સૂધી એકાગ્રદૃષ્ટિથી જોઈ રહીને તેણે કહ્યું:—

"માયાના મોહથી મુગ્ધ બની જઈ શા માટે વ્યર્થ શોક કરો છો?

હે દૈવજ્યોતિસ્વરૂપ મનુષ્યો ! તમે સંપૂર્ણ વિચાર કરી જોશો તો તમને માલૂમ પડશે કે, આ સકળ માયાવી કાર્ય છેઃ શોક કર્યાથી કાંઇ સુફળ મળવાનું નથી. ગુરુદેવ બ્રહ્માનંદને તમારા સહાયક સમજી તમે તમારું કર્ત્તવ્ય બજાવો."

આટલાં વચનો ઉચ્ચારી એ વિદ્રુપ અંગવાળો પુરુષ જે સ્થાનેથી આવ્યો હતો તે સ્થાન તરફ જતો રહ્યા. તે કયાં જતો રહ્યો એ કોઇ જાણી શકયું નહિ; તેની પાછળ જવાનું સાહસ કોઇ કરી શકયું નહિ.

ઉપર્યુક્ત પુરુષનાં વચનોનો અલ્પકાળપર્યંત જ્યોતિસિંહે પોતાના અંતરમાં કાંઇ વિચાર કર્યો. પછીથી તેણે કુમારનું મસ્તિષ્ક એક તકિયાપર ગોઠવી, મૃગલોચનીના સર્વાંગની તપાસ કરી જોઇ તો તેના વિષણ્ણ વદનમંડળપર આશાની છાયા છવાઇ રહી. આનંદાવેશમાં જ તેણે કહ્યું:–"હવે મ્હને એમજ લાગે છે કે, રાજકુમારીને તથા તેમની સખી કિશોરીને રાણા કનકસિંહનો જ બહુરૂપી યુક્તિ પ્રયુક્તિથી ઉપાડી ગયેલો હોવો જોઇએ, તથા તે જ આ બનાવટી મૃત દેહોને અહીં મૂકી ગયેલો છે; કેમકે આ મૃતદેહોને જોઇ આપણે તેમને મૃત્યુ પામેલી સમજી કોઇ પણ પ્રકારની શોધ કરીએ નહિ."

રાણા જયસિંહે કહ્યું:–"આ મૃતદેહો બનાવટી છે એમ તમે શા ઉપરથી ધાર્યું ?"

"આપને હું ખાત્રી કરી આપવા તૈયાર છું આપ મ્હારી પાસે આવો." જ્યોતિસિંહે કહ્યું.

રાણો જયસિંહ આશાતુર વદને તેની પાસે ગયો. મહારાણી પણ ત્યાં ગઇ. જ્યોતિસિંહે પોતાની કમરમાંથી એક તીક્ષ્ણ કટાર

બ્હાર ખેંચી કાઢી, કિશોરીનો એક કૃત્રિમ પગ કાપી નાંખ્યો. એ પગનો કડકો તેણે મહારાણાને બતાવીને કહ્યું:—" જુઓ, આ પગના કડકામાં એકકે હાડકું જોવામાં આવે છે ? "

જયસિંહે બરાબર તપાસ કરીને કહ્યું:—"તમારૂં કહેવું યથાર્થ છે. આ મૃતદેહ બનાવટી છે એ માંટે હવે મ્હારા અંતરમાં સહજ પણ સંદેહ રહેતો નથી. "

પછીથી મૃગલોચનીના મૃતદેહની પણ એવી જ રીતે પરિક્ષા કરવામાં આવી તો તેમાંથી પણ એકકે હાડકું જોવામાં આવ્યું નહિ. હવે જ સર્વેની એવી ખાત્રી થઇ ગઇ કે, આ નૃશંસ કાર્ય કોઇ બહુરૂપી જ કરી ગયો છે. રાણા જયસિંહે કહ્યું—" મૃગલોચની અદ્યાપિ જીવિતા છે એમ જાણવામાં આવતાં મ્હારૂં અંતર આનંદિત થાય છે; પરંતુ તે શતરૂઓની પ્રપંચજાળમાં ફસાઈ પડી છે એ કાંઈ સામાન્ય શોકની વાત નથી."

"એ માટે આપ નિશ્ચિંત રહો. હું હમણા જ રાજકુમારીની શોધમાં જઉ છું. તેમને તથા કિશોરીને હું સત્વર શત્રુઓના પંઝામાંથી છોડાવી લાવીશ." જ્યોતિસિંહે નિર્ભયતા દર્શાવી.

જ્યોતિસિંહનાં આવાં નિર્ભયતાસૂચક વચનો સાંભળવામાં આવતાં સર્વના અંતરમાં સાહસ ઉપજ્યું. હવે મહારાણાના અંતરમાં રાજકુમાર વિરસિંહને સત્વર શુદ્ધિમાં લાવવાની ચિંતા ઉત્પન્ન થઈ. રાજવૈદ્યે તેમજ અન્ય માણસોએ અનેકવિધ ઉપચારો કર્યાં; કિન્તુ રાજકુમાર શુદ્ધિમાં આવ્યો નહિ. જ્યોતિસિંહે પણ ઘણા ઉપાયો અજમાવ્યા; કિન્તુ તેના સર્વ ઉપાય વ્યર્થ થયા. અંતે રાણા જયસિંહે જ્યોતિસિંહને ઉદ્દેશીને પૂછ્યું:—"હવે આપણે શું કરીએ ?

"મહારાજ ! રાજકુમારને તેમના વિશ્રામભુવનમાં મોકલી દો.

ત્યાં જઇને હું એકલો જ તેમને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરીશ.” જ્યોતિસિંહે કહ્યું.

તરત જ રાજકુમારને બે માણસો તેના એકાન્ત વિશ્રામભુવનમાં મૂકી આવ્યા. ત્યાર પછી એકલો જ્યોતિસિંહ રાજકુમાર પાસે ગયો વીરસિંહને એક મૂલ્યવાન્ પલંગમાં સુવાડવામા આવ્યો હતો.

જ્યોતિસિંહે વિશ્રામભુવનમાં સઘળાં બારી બારણાં બંધ કરી દીધાં પછીથી વીરસિંહના કાન પાસે મ્હોં રાખીને તે કહેવા લાગ્યોઃ– “રાજકુમાર ! મૃગલોચની મરી ગઇ નથી; પરંતુ જીવતી છે. જુઓ જુઓ, કનકસિંહના બહુરૂપીઓ તેને ઉપાડી જાય છે. જલ્દી જઈ તમે તેને દુષ્ટોના સપાટામાંથી છોડાવો–એક ક્ષણનો પણ વિલંબ ન કરો. મૃગલોચનીને શત્રુઓના પંઝામાં ફસાઇ પડેલી જોયાં છતાં તમે એક કાયર ભીરુ પુરુષની માફક આમ પડયા રહેશો કે ?। આટલામાં જ આપના વીરત્વનો અંત આવે છે કે ?”

આટલાં વાકયોનો કર્ણમાં પ્રવેશ થતાં જ વિરસિંહે પોતાનાં નેત્રો ઉઘાડયાં, તથા તેણે રોષદર્શક સ્વરે કહ્યું:–“કોણ મ્હારી મૃગલોચનીને લઈ જાય છે ? ક્યાં છે મ્હારી મૃગલોચની ?”

આમ કહીને તે વ્યાકુળતાથી ચોતરફ જોવા લાગ્યો. જ્યોતિસિંહને તેણે પોતાની પાસે બેઠેલો જોયો. વ્યાકુળતાથી તેણે જ્યોતિસિંહને પૂછ્યું:–“ભાઈ ! હમણાં કોણ કહેતું હતું કે, મૃગલોચની જીવતી છે, અને તેને બહુરૂપીઓ ઉપાડી ગયા છે ?”

“રાજકુમાર ! હું જ આપના કાનમાં એમ કહેતો હતો, તથા આપને મ્હેં જે કહ્યું છે તે સત્ય છે. રાજકુમારી જીવતાં છે; પરંતુ દુશ્મનો એમનું હરણ કરી ગયા છે. દુશ્મનોએ મૂકેલી બનાવટી લાશો જોઇને જ આપ બેહોશ બની ગયા હતા.” જ્યોતિસિંહે રાજકુમારના ભ્રમને દૂર કરવાનો પ્રયત્ન કર્યો.

"એ લાસ બનાવટી હતી એમ કહી તમે મ્હારું સાંત્વન કરવાને ઇચ્છો છો કેમ ?" વીરસિંહે અવિશ્વાસ દર્શાવ્યો.

"હમણાં જ હું આપની ખાત્રી કરી આપું છું." આમ કહીને જ્યોતિસિંહે વિશ્રામભુવનનું પ્રવેશદ્વાર ઉઘાડી નાખ્યું તો ત્યાં આગળ રાણો જયસિંહ સજળનયને અને વિષણ્ણવદને ઉભો રહ્યો હતો. રાજકુમારને શુદ્ધિમાં આવેલો જોતાં તેના શોકનો ભાર કાંઇક ઓછો થયો. મહારાણીએ કેટલીક દાસીઓને રાજકુમારની તબિયતના સમાચાર જોઇ આવવા મોકલી હતી તેઓ પણ ત્યાં આવી પહોંચી. તેઓમાંની એક દાસીને ઉદ્દેશીને જ્યોતિસિંહે કહ્યું:—"રાજકુમારીજીની અને કિશોરીની બનાવટી લાસોમાંથી પગના જે બે કડકાઓ કાપેલા છે તે તું સત્વર અહીં લઇ આવ."

દાસી જઇને સત્વર એ કડકા લઈ આવી. પછીથી એ બન્ને મૃતદેહ બનાવટી હોવાની જ્યોતિસિંહે રાજકુમારની ખાત્રી કરી આપી, પોતાની ખાત્રી થઈ ગયા પછી વીરસિંહે કહ્યું:—"ઠીક છે; પરંતુ દુશ્મનોએ ઘણી બદમાશી કરી છે. આપણે તેમને તેમના આવા ભયંકર કાર્યની સજા કરવી જ જોઇએ."

"એ માટે આપ નિશ્ચિંત રહો, અને આ દોસ્ત શું કરે છે તે શાન્તિથી જુઓ." જ્યોતિસિંહે કહ્યું.

સ્હવાર થતાં સુધી મહારાણો જયસિંહ, જ્યોતિસિંહ અને વીરસિંહ વાતો કરતા બેસી રહ્યા. એવામાં ત્યાં આગળ દીવાન હરિસિંહે ઉપસ્થિત થઇ રાણાને નમન કર્યું. રાણાએ તેને એક આસનપર બેસવાનો ઇશારો કર્યો. હરિસિંહ આસનપર બેઠો. બીજાં માણસોને કિંવા દાસ દાસીઓને ત્યાંથી વિદાય કરી દેવામાં આવ્યાં. પછીથી હરિસિંહે જ્યોતિસિંહને પૂછ્યું:—"મ્હેં એવું સાંભળ્યું છે કે, જે મૃતદેહને સર્વેએ રાજકુમારીના મૃતદેહ તરીકે ઓળખ્યો હતો તે બનાવટી હતો !"

જ્યોતિસિંહે હરિસિંહને સઘળી સત્ય હકીકત કહી સંભળાવી. ત્યાર પછી હરિસિંહે કહ્યું:—“ બીજો પણ એક મોઠો બનાવ બન્યો છે, રાજનન્દિનીના મૃત્યુ વર્ત્તમાન જાણવામાં આવ્યાથી સર્વ ચિંતાતુર હતા. જે જે સરકારી નોકરોના જાણવામાં આ સમાચાર આવ્યા એઓ વ્યાકુળતાથી રાજમહાલય પાસે દોડી આવ્યા. જે ઠેકાણે આપણે પેલા બહુરૂપીઓને કેદ કરી રાખ્યા હતા ત્યાં પહેરો ઓછો થઈ ગયો. આ સુયોગને વ્યર્થ નહિ જવા દેતાં એ બહુરૂપીઓ તેમનાપર જે પહેરેગીરો પહેરો ભરતા હતા તેમના પર તૂટી પડી, તેમને ઘાયલ કરી પલાયન કરી ગયા છે. આ કાર્યમાં તેમના સાથીદારોએ તેમને સંપૂર્ણ સહાયતા કરેલી છે. ”

આ સમાચાર સાંભળી રાણો, જ્યોતિસિંહ અને વીરસિંહ સ્તંભિત બની ગયા. અલ્પકાળ પછી વીરસિંહે કહ્યું:—“ આપણે પાછા મ્હોટી મુશ્કેલીમાં ફસાઈ પડયા. શત્રુના સઘળા બહુરૂપીઓ આપણી કેદમાંથી મુક્ત થઈ ગયા છે. રાજનન્દિની તથા કિશોરીને ઉપાડી જઇને તો તેમણે ગજબ કર્યો છે ! હવે આ સઘળું સહન કરી શકાતું નથી. હું આજે જ કૂચ કરીશ, અને આપણા વૈરની વસુલાત લઈશ. ”

રાજકુમારે આટલાં વચનો ઉચ્ચાર્યાં એવામાં એક ચોપદારે આવીને અર્જ કરી કે, “ મહારાજ ! યુદ્ધના સમાચાર લઈ એક ગુપ્તદૂત આવેલો છે. તેને અહીં હાજર કરવાની રજા છે ? ”

“ સત્વર તેને અહીં હાજર કર. ” રાણાએ અનુમતિ આપી. ચોપદાર ચાલ્યો ગયો અને અલ્પકાળમાં જ એક ગુપ્તદૂતને ત્યાં મૂકી ગયો. તેણે રાણાને નમન કરીને નમ્રતાપૂર્વક કહ્યું:—“ મહારાજ ! શત્રુઓને આગળ વધતા અટકાવવા માટે જે યવન સૈન્યને અહીંથી

મોકલવામાં આવ્યું હતું તે યથાસ્થાને જઈ પહોંચે ત્યાં સુધીમાં શત્રુ સૈન્ય ચાર ગાઉ સુધી આગળ આવ્યું હતું. યુદ્ધના આરંભકાળમાં યવન સૈન્ય ગચ્છંતિ કરી જવાનો પ્રયત્ન કરતું હતું; તેથી પાછળના સૈન્યને તોપો ફોડવાની ફર્જ પડી હતી, અને તેથી ચોથા ભાગનું યવન સૈન્ય માર્યું ગયું હતું. અન્ય યવન સૈનિકોએ નિરુપાયવશતઃ શત્રુઓ સાથે એવા પરાક્રમથી યુદ્ધ કર્યું કે તેમણે લગભગ એક હજાર શત્રુઓનો સંહાર કરી નાખ્યો; પરંતુ અંતે યુદ્ધમાં સઘળું યવન સૈન્ય માર્યું ગયું છે. તોપચીઓ જીવના જોખમે યુદ્ધ કરે છે; માટે હવે જો તેમને ત્વરાથી સહાયતામાં બીજું સૈન્ય નહિ મોકલી આપવામાં આવે તો તેમનો પણ નાશ થઈ જશે."

આ વર્તમાન સાંભળી વીરસિંહે હરિસિંહને હુકમ કર્યો કે, બીજું પાંચ હજારની સંખ્યાનું સૈન્ય તેમની મદદે મોકલો, અને સંગ્રામ ક્ષેત્રમાં મ્હારો તંબૂ ઠોકવાની પણ વ્યવસ્થા કરો. મધ્યાન્હ-કાળે હું પણ કૂચ કરીશ."

હરિસિંહ સૈન્ય રવાના કરવાને ચાલ્યો ગયો. જયસિંહે રાજકુમારને કહ્યું:–" હું પણ તમારી સાથે આવીશ."

"ના–હમણાં આપ અહીં જ રહો. હું એક વખત જઈને જોઉં તો ખરો કે મહારાણો કનકસિંહ કેવો બહાદુર છે ! આપને હમણાં તકલીફ ઉઠાવવાની જરૂર નથી." વીરસિંહે કહ્યું.

થોડા સમય સુધી વાતચિત થયા પછી મહારાણો જયસિંહ ઉઠીને મહેલમાં ચાલ્યો ગયો. જ્યોતિસિંહ અને રાજકુમાર સ્નાન સંધ્યાદિ નિત્યકાર્યથી સત્વર નિવૃત્ત થઈ ગયા. પછીથી જ્યોતિસિંહે એક ડાંડીઆને બોલાવી આખા નગરમાં એવો ઢંઢેરો ફેરવવાની આજ્ઞા કરી કે, " જેને દંતારવીરની સાધના હોય તેણે જ્યોતિસિંહને મળવું"

આજ્ઞાનુસાર દાંડીઆએ આ ઢંઢેરો સમસ્ત નગરમાં ફેરવ્યો. આ ઢંઢેરાનો ભેદ નહિ સમજાયાથી સર્વ આશ્ચર્ય પામ્યા.

યથા સમયે રાજકુમાર અને જ્યોતિસિંહ દરબારમાં હાજર થયા. આજે દરબારમાં સર્વના મુખમંડળપર ચિંતાની છાયા છવાઇ રહેલી જોવામાં આવતી હતી. રાજકુમાર યુદ્ધમાં જવા માટે રાણા પાસેથી વિદાય લઇ જ્યોતિસિંહ સાથે ચાલ્યો ગયો. જયસિંહનું ચિત્ત પણ અસ્વસ્થ હોવાથી આવશ્યક કાર્યો બજાવી તે રાજમહાલયમાં ચાલ્યો ગયો. મૃગલોચની અને કિશોરી જીવતી છે એવા વર્તમાન જાણવામાં આવ્યાથી જયસિંહના અંતરમાં ધૈર્ય ઉત્પન્ન થયું હતું; કિન્તુ તેઓ બન્ને કેટલું દુઃખ ભોગવતી હશે એ વિચાર સર્વના અંતરને વ્યાકુળ બનાવી દેતો હતો. સર્વનાં નેત્રોમાંથી અદ્યાપિ અશ્રુજળ સુકાતું નહોતું. કોઇને ક્ષુધા તૃષ્ણાનું ભાન રહ્યું નહોતું. રાણો જયસિંહ મહેલમાં ગયો એટલે રાણીએ અધીરતાથી તેને પૂછ્યું:— "સ્વામિન્! રાજકુમારીની શોધ કરવાનો કાંઇ પ્રયત્ન કર્યો કે નહિ?

"તમે એ માટે સર્વથા નિશ્ચિંત રહો. જ્યોતિસિંહ પોતે રાજકુમારીની શોધ કરવા જાય છે. વીરસિંહ પણ યુદ્ધમાં ભાગ લેવા માટે હમણાં જ દરબારમાંથી વિદાય થયા છે. હવે તો ઇશ્વર જે કરે તે ખરુ. પ્રિયા!" જયસિંહે કહ્યું.

"પરમકૃપાળુ પરમાત્મા યુદ્ધમાં આપણો વિજય કરો અને અધર્મી શત્રુઓનો સંહાર કરો એવી તેને મ્હારી અનન્યભાવે પ્રાર્થના છે." રાણીએ કહ્યું.

——:o:——

## પ્રકરણ ૨૩ મું.

## રણમાં ભંગ.

---

દિવસનો અલ્પકાળ અવશિષ્ટ હતો. યુદ્ધભૂમિના મયદાનમાં જ્યોતિસિંહ, વીરસિંહ અને સેનાપતિ શૂરસિંહ તંબુમાં બેસીને વાતચિત કરતા હતા. પૂર્વ તરફ ઘણા તંબૂઓ ઠોકેલા જોવામાં આવતા હતા. મ્હોટા મ્હોટા શામિયાનાઓમાં તોપો ગોઠવી રાખેલી જોવામાં આવતી હતી. દક્ષિણ તરફના શામિયાનાઓમાં અનેક અશ્વો ખોંખારા કરી રહ્યા હતા. તેનાથી થોડે દૂર કેટલાક હાથીઓને મજબુત સાંકળો સાથે બાંધી રાખેલા હતા. પશ્ચિમ તરફ દુંદુભીવાળાઓ, ગુપ્તદૂતો, સુરંગો ખોદનારાઓ વગેરેના તંબૂઓ હતા. ખોરાકીનો સરસામાન પણ ત્યાંજ રાખેલો હતો. અસંખ્ય સિપાહીઓ પોતાનાં હથિયારોને કાર્યોપયોગી બનાવતા હતા.

વીરસિંહે સેનાપતિ શૂરસિંહને કહ્યું:—“આવતી કાલે પ્રભાત થતાં જ આપણો પડાવ દુશ્મનોની પાસે યુદ્ધના મયદાનમાં પડશે એમ હું ધારૂં છું.”

“મહારાજ ! આપની ધારણા યથાર્થ છે. સર્વ પ્રકારની સુવ્યવસ્થા મધ્યરાત્રિ થતાં સુધીમાં થઇ જશે એટલે પછી આપણું સૈન્ય ત્વરિત ગતિથી અહીંથી કૂચ કરશે.” શૂરસિંહે કહ્યું.

બરાબર આ સમયે જ લક્ષ્મણસિંહ ત્યાં આવી પહોંચ્યો. તેણે રાજકુમાર તથા જ્યોતિસિંહને નમન કર્યું. તેને જોઇ રાજકુમાર અત્યંત પ્રસન્ન થયો, તથા જ્યોતિસિંહે પણ તેને સ્નેહાલિંગન કર્યું.

“કેમ લક્ષ્મણ ! ત્હેં અહીં આવીને શું કામ કર્યું છે ?” વીરસિંહે પૂછ્યું.

જ્યોતિસિંહે કહ્યું:—"રાજકુમાર! લક્ષ્મણસિંહે ઘણું કાર્ય બજાવ્યું છે. જુઓ, પ્રથમ તો આપણે બન્ને જ્યારે રાજનન્દિની મૃગલોચનીના બગીચામાં રાત્રિના સમયે બેઠા હતા ત્યારે ત્યાં મહારાણાના આગમનની ખબર આપવા આવનાર તથા આપણને સાવધાન કરી જનાર લક્ષ્મણસિંહ જ હતો. ત્યાર પછી વિજયગઢ આવીને ક્રૂરસિંહના રામગઢ ગયાના સમાચાર આપનાર, અને ક્રૂરસિંહનું રામગઢના બહુરૂપીઓ સહ રત્નગઢમાં આગમન થવાના વર્ત્તમાન જણાવનાર પણ લક્ષ્મણસિંહ જ હતો. છેવટે જ્યારે મૃગલોચની અને કિશોરીનું ખૂન થયું છે એમ સમજી આપણે સર્વે વિલાપ કરતા હતા ત્યારે તેઓ બન્ને જીવતી છે એમ આપણને લક્ષ્મણસિંહ જ વેશાંતર કરીને જણાવી ગયો હતો. એનું કોઇ ચોક્કસ ઠેકાણું નહિ હોવાથી આજે પ્રભાતકાળે મ્હેં જે ઢંઢેરો ફેરવ્યો હતો તે એને બોલાવવા માટે જ ફેરવ્યો હતો."

આ સઘળી હકીકત જાણવામાં આવતાં જ રાજકુમાર વીરસિંહે અત્યંત પ્રસન્નતાપૂર્વક કહ્યું:—"લક્ષ્મણસિંહ! તમારી કાર્યકુશળતા માટે તમને જેટલો ધન્યવાદ આપવામાં આવે તેટલો ઓછો જ છે." આમ કહીને વીરસિંહે લક્ષ્મણસિંહની પીઠ ઠોકી.

"રાજકુમાર! મ્હેં માત્ર મ્હારૂં કર્ત્તવ્યકર્મ બજાવ્યું છે; તેથી મ્હારી પ્રશંસા કરવાની આવશ્યકતા હોય એમ હું ધારતો નથી." લક્ષ્મણસિંહે સૌજન્ય દર્શાવ્યું. ત્યાર પછી તેણે ગંભીરતાસૂચક સ્વરે કહ્યું:—"હવે આપણે રાજનન્દિનીને શત્રુઓના પ્રબળ પંઝામાંથી સત્વર મુક્ત કરવાં જોઇએ; નહિ તો તેમને અપાર કષ્ટ વેઠવું પડશે. વળી જો આપણે માત્ર રાજનન્દિનીને મુક્ત કરવાના જ કાર્યમાં ગુંથાઇશું

તો યુદ્ધનું પરિણામ શોચનીય આવવાની સંભાવના છે, માટે જે કાંઈ કરવું હોય તે સંપૂર્ણ વિચાર કરીને કરવાની જરૂર છે."

આ સમયે રાજકુમારે જ્યોતિસિંહને પૂછ્યું:—"જ્યોતિસિંહ! હમણાં રાજકુમારી મૃગલોચની ક્યાં હશે?"

"એ વાતની મ્હને ચોક્કસ ખબર નથી; પરંતુ મ્હને એમ લાગે છે કે, અકબરઅલ્લી અને ભૈરવનાથ મળી રાજનન્દિનીને ઉપાડી ગયા છે. આપણે જો તેમની શોધ કરીશું તો તેમનો પત્તો લાગ્યા સિવાય રહેશે નહિ." જ્યોતિસિંહે ઉત્તર આપ્યો.

પછીથી યુદ્ધભૂમિમાં જઇ પહોંચીને પછી તેમણે સર્વેએ રાજકુમારીની શોધ કરવા જવાનો નિશ્ચય કર્યો.

મધ્યરાત્રિ સુધી તેઓ સર્વ મસલત કરતા બેસી રહ્યા. ત્યાર પછી તેઓ શ્રમિત થયેલા શરીરને વિશ્રાંતિ આપવા ઉઠયા. રાજકુમારે પોતાના તંબૂમાં શયન કર્યું. તેની સાથે જ જ્યોતિસિંહનો તંબૂ હતો. એ તંબૂમાં જ્યોતિસિંહ અને લક્ષ્મણસિંહે શયન કર્યું. પછીથી એ તંબૂઓની આસપાસ સશસ્ત્ર પહેરેગીરો પહેરો ભરવા લાગ્યા.

રાત્રિનો જ્યારે એક પ્રહર અવશિષ્ટ રહ્યો ત્યારે પ્રથમથી થયેલા નિર્ણયાનુસાર સમસ્ત સૈન્યે એ સ્થળેથી કૂચ કરવાની તૈયારી કરી. સર્વ પ્રકારની તૈયારી થઇ ગયા પછી સૈન્યે આગળ વધવા માંડયું. સૈન્યની પાછળ એક હાથીપર રાજકુમાર બિરાજ્યો હતો. તેની આજૂબાજૂ અનેક અંગરક્ષકો ખુલ્લાં હથીયારોસહિત ચાલતા હતા. જ્યોતિસિંહ અને લક્ષ્મણસિંહ પોતાની બહુરૂપી વિદ્યાનાં સકળ સાધનો સાથે લઇ, ઘોડેસ્વાર થઇ રાજકુમારની આગળ પાછળ ચાલતા હતા.

એક પ્રહર દિવસ થતાં સુધીમાં રાજકુમારનું સૈન્ય મહારાણા કનકસિંહના સૈન્ય પાસે જઇ પહોંચ્યું એ સ્થળે સત્વર છાવણી નાખી

શકાય એવો બંદોબસ્ત રાજકુમારે પ્રથમથી જ કર્યો હતો. સઘળા સૈન્યે ત્યાં પડાવ નાખ્યો એટલે રાજકુમાર વીરસિંહ પોતાના તંબુમાં સર્વ સલાહકારો સાથે બેસી યુદ્ધ સંબંધીની મસલત ચલાવવા લાગ્યો. પ્રથમ યુદ્ધનો આરંભ નહિ કરતાં રાણા કનકસિંહને એક પત્ર લખી મોકલાવવાનો સર્વએ નિશ્ચય કર્યો. વીરસિંહે પોતાના કામદારને પત્ર લખવાની આજ્ઞા કરી. એ પત્રમાં રાણા કનકસિંહને ઉદ્દેશીને એવા ભાવાર્થની હકીકત લખવામાં આવી કે, ક્રૂરસિંહ જેવા બેઇમાન બદમાશ નોકરના ભંભેર્યાથી તમે મહારાણા જયસિંહ વિરુદ્ધ યુદ્ધ કરવા આવ્યા છો એ તમે સર્વથા અનુચિત કાર્ય કર્યું છે! એટલું જ નહિ પણ તમારા બહુરૂપીઓ રત્નગઢમાંથી રાજકુમારી મૃગલોચની અને તેમની સખી કિશોરીનું હરણ કરી ગયા છે. આપના તરફથી જે અયોગ્ય પગલું ભરવામાં આવ્યું છે તે સંબંધી વિચાર કરવાની આ તમને તક આપી છે. આ તકનો સદુપયોગ કરી રાજનન્દિની અને તેમની સખી કિશોરીને યોગ્ય આદરસત્કારસહ આપ સત્વર અત્રે પહોંચાડી દેજો, તથા આપના સમસ્ત સૈન્યને આપની રાજધાનીમાં પાછું બોલાવી લેજો. આમ છતાં પણ જો આપનો વિચાર અધર્મનો આશ્રય સ્વીકારી યુદ્ધ કરવાનો જ હોય તો અમે પણ ક્ષત્રીયો છીએ. યુદ્ધમાં ઉતરવાને, અને અમારું પ્રબળ પરાક્રમ પ્રદર્શિત કરવાને અમે પ્રત્યેક ક્ષણે તૈયાર છીએ. ક્ષત્રિય સંતાનોની સુખશય્યા યુદ્ધભૂમિજ છે!"

આવા ભાવાર્થનો પત્ર લખી કામદારે તૈયાર કર્યો. હવે આ પત્ર કોની સાથે કનકસિંહને પહોંચાડવો એ વિચારથી વીરસિંહ ચોતરફ દૃષ્ટિ ફેરવવા લાગ્યો. આ સમયે લક્ષ્મણસિંહ પોતાના આસનપરથી ઉઠી ઉભો થયો, તથા રાજકુમાર સમક્ષ એ પત્ર લઈ જવાની પોતાની ઇચ્છા તેણે નમ્રતાપૂર્વક પ્રદર્શિત કરી. જ્યોતિસિંહની સંમતિ મળતાં

તેની આ ઇચ્છાને વિરસિંહે માન્ય કરી; પછી લક્ષ્મણસિંહ, વીરસિંહ તથા જ્યોતિસિંહને નમન કરી સ્વકાર્ય સાધનાર્થે તે વિદાય થઈ ગયો.

વાંચકબંધુઓ ! હવે આપણે મહારાણા કનકસિંહની છાવણીનું દિગ્દર્શન કરીએ. એક વિસ્તૃત મયદાનમાં કનકસિંહના સકળ સૈન્યે છાવણી નાખી હતી. અનેક ન્હાના મ્હોટા તંબૂઓ અધિકારી મંડળને માટે ઠોકવામાં આવ્યા હતા. એ તંબુઓના સ્વરૂપ ઉપરથી જ તેમાં નિવાસ કરતા અધિકારીની યોગ્યતાની તત્કાર કલ્પના ઉપજી શકતી હતી. સિપાહી લોકોએ પૃથ્વીદેવીના વિશાળ વક્ષઃસ્થળપર જ આશ્રય સ્વીકાર્યો હતો. યુદ્ધનો સઘળો સરંજામ સુવ્યવસ્થાથી ગોઠવેલો જોવામાં આવતો હતો. સર્વ સ્થળોએ સશસ્ત્ર પહેરેગીરો સાવધાનતાથી પહેરો ભરતા નજરે પડતા હતા. મહારાણા કનકસિંહના તંબૂના શોભા-સૌન્દર્યની તુલના થઇ શકવી અસંભવનીય હતી. સુવર્ણકળશમંડિત એ તંબૂ મખમલનો હોઇ તેનું બ્હારનું સૌન્દર્ય પણ પ્રેક્ષકને મુગ્ધ અને આશ્ચર્યશકિત બનાવી દે એવું હતું.

છાવણીમાં જઈ પહોંચતા જ વિના વિલંબે લક્ષ્મણસિંહે કનક-સિંહના તંબૂને અનાયાસે જ પિછાની લીધો. તંબૂમાંથી વાજીંત્રનો મધુર સ્વર સાંભળવામાં આવતો હતો. એક વિલોલનયના, અપ્સરા-સ્વરૂપિણી, ત્રિભુવનમોહિની નવયૌવના ગાયિકા આકર્ષણીય સંગીત લલકારી રહી હતી. મહારાણો કનકસિંહ એક વિરામાસનપર આડો પડેલો હોઇ બે ગુલબદન દાસીઓ મયૂરપુચ્છના પંખાથી તેને વાયુ ઢોળતી હતી. વિરામાસનની પાસેના એક આસનપર સુરાસુંદરીની સ્થાપના થયેલી જોવામાં આવતી હતી. રાણો કનકસિંહ વારંવાર સુરાપાર કરી ગાયિકાના સંગીતસુધાનું પાન કરતો હતો.

ગાયિકા હૃદયભેદક અને મદનોત્પાદક હાવભાવથી ગાઇ રહી હતી કે,

" લૂટા લૂંટોજી મેરા બાલા જોબન.
બાલા જોબન, મેરા બાલા જોબન. લૂટો...
મધવા પીલાઉં મૈંય મીઠાઈ ખિલાઉં,
ઔર મૈંય દઉં મેરા કોમલ બદન. લૂટો...
બિરહાકી મારી મૈંય મર રહી હું;
આઓ મેરા બલમા બુઝાઓ અગન. લૂટો...
ભૂખ ન જાનું, પ્યાસ ન જાનું;
એક પિયુસે મેરી લાગી લગન. લૂંટો...

સંગીત પૂર્ણ થયું; છતાં વાયુદેવતામાં જાણે કે તેનો મધુર આલાપ અલ્પકાળ સૂધી કાયમ રહ્યો. રાણા કનકસિંહે પુનઃ એક સુરાપાત્રનું પાન કરીને આવેગસૂચક સ્વરે કહ્યું:–" ગુલબદન! ત્હારા સંગીતની હું જેટલી તારીફ કરૂં તેટલી ઓછી જ છે. શરાબ, સંગીત અને સુંદરી એ ત્રણે વસ્તુઓ વિશ્વમાં પુરુષવર્ગને માટે અત્યંત આનંદદાયિની છે. "

બરાબર આ સમયે એક ચોપદારે આવી નમન કરીને અર્જ કરી કે:—" મહારાજ! રાજકુમાર વિજયસિંહનો એક દૂત એક પત્ર લઇને આવ્યો છે. તે હમણાં આપની મુલાકાત કરવા માગે છે. મ્હને શી આજ્ઞા છે? "

" એક કલાક પછી પુનઃ મ્હારી પરવાનગી લઇ તું એને અત્રે ઉપસ્થિત કરજે. હમણાં એને તમારી સર્વની દેખરેખમાં રાખો. " મહારાણા કનકસિંહે આજ્ઞા કરી. ચોપદારી પુનઃ નમન કરી ચાલ્યો ગયો.

ત્યાર પછી નાયિકાને વિદાય કરવામાં આવી. કનકસિંહે એક ચોપદારને મોકલી પોતાના બહુરૂપીઓને પોતાની પાસે બોલાવ્યા. બીજા કેટલાક રાજ્યાધિકારીઓ પણ ત્યાં આવી યથાસ્થાને બેસી ગયા.

બરાબર એક કલાકનો સમય પસાર થઇ ગયો એટલે પુનઃ ઉપર્યુક્ત ચોપદારે આવી રાજકુમારે વીરસિંહના દૂતને હાજર કરવાની આજ્ઞા માગી. કનકસિંહે તેને આજ્ઞા આપી. લક્ષ્મણસિંહે તંબુમાં પ્રવેશ કરી, કનકસિંહના આસન પાસે રાજકુમારનો પત્ર મૂકી દીધો. પછીથી તે એક બાજુએ ખસી જઇને ઉભો રહ્યો. તેણે કનકસિંહને નમન પણ કર્યું નહિ. એથી રાણો કનકસિંહ અત્યંત ક્રોધે ભરાયો; પરંતુ તેણે આત્મસંવરણ કરીને પોતાના એક નોકરને વીરસિંહનો પત્ર વાંચવાની આજ્ઞા કરી. નોકર પત્ર વાંચી રહ્યો એટલે અપાર ક્રોધાવશ થઇને કનકસિંહે ઉચ્ચ સ્વરે કહ્યું:—"આજકાલનો એક નામર્દ છોકરો કેટલો બધો મિજાજ બતાવે છે. એના જેવા શિયાળના ડરાવ્યાથી શું મ્હારા જેવો બહાદુરસિંહ ડરી જશે ? આજે એ અજ્ઞાની છોકરાએ મ્હારૂં જે ભયંકર અપમાન કર્યું છે તેથી મ્હારા તનબદનમાં કિન્નાની પ્રચંડ જ્વાળા સળગી ઉઠી છે. વીરત્વનાં બણગાં ફુંકવાથી કાંઇ વિશ્વમાં વિજેતા તરીકે વિખ્યાત થઇ શકાતું નથી.

ગગનમાં ગાજતા મેઘો, નહીં કદી એ વરસવાના;
ભસે છે શ્વાન જે બહુએ, નહીં એ તો કરડવાના.
ગુમાની જે બની ગાંડા, કરે મુખે બહુ બકવા;
કદિ ના હામ ભીડીને, કંઇ એ કાર્ય કરવાના.

એ ગુમાની છોકરાનું ગુમાન હું અલ્પકાળમાં જ દૂર કરીશ—તેના વીરત્વરૂપી અભિમાની હથિયારની ધાર બુઠ્ઠી કરી નાખીશ.

શિયાળના ડરાવ્યાથી સિંહ તો ડરતો નથી;
ભસે છે શ્વાન જે તેની, પરવા કદિ કરતો નથી.

મ્હારા હાથમાં આવેલી સુંદરીઓને હું પાછી તેમને સ્વાધીન કરૂં ?! ના ના—એ બન્ને સુંદરીઓ મ્હારા રંગમહાલયને શોભાવશે અને

મ્હને તેમના યૌવનનો આસ્વાદ ચખાડી સ્વર્ગીય સુખનું દર્શન કરાવશે," સુરાની ઉત્તેજનાને આધીન થઇ કનકસિંહે આવાં વચનો ઉચ્ચાર્યાં.

"મહારાણા કનકસિંહ! મ્હને તો એમજ લાગે છે કે, વિનાશકાળે તમને વિપરીત બુદ્ધિ સૂઝી છે." લક્ષ્મણસિંહે સાહસનો સંચય કરીને કહ્યું.

"ઓ એ બદામના ગુલામ! શું તું પણ મ્હારું અપમાન કરે છે?" આમ બોલી તેણે લક્ષ્મણસિંહને પકડવાની પોતાના માણસોને આજ્ઞા કરી. લક્ષ્મણસિંહે પ્રથમથી જ સાવધાનતા રાખી હતી. પોતાના કમ્મરપટ્ટામાં ખોસેલી કટારને બ્હાર ખેંચી કાઢી પોતાનાપર હુમલો કરનાર માણસો પૈકી બે ત્રણ જણાને તો તેણે ધરાશાયી કરી નાખ્યા. પછીથી પોતાની બહુરૂપી વિદ્યાના વાટવામાંથી એક દડો બ્હાર કાઢી તેણે તેને જોરથી પૃથિવીપર પછાડયો. તે સાથે જ એક એવો પ્રચંડ અવાજ થયો કે, મહારાણા કનસિંહના તંબુમાં ગણો ખળભળાટ થઇ રહ્યો, સઘળા દરબારીઓ અને રાણો સુદ્ધાં આ અવાજ થતાંની સાથે જ ચમકી ઉઠયા. કનકસિંહના મસ્તકપરનો મૂલ્યવાન્ શિરપેચ જમીનદોસ્ત થઈ ગયો. વિના વિલંબે એ શિરપેચને ઉપાડી લઇ લક્ષ્મણસિંહ એ તંબુમાંથી પલાયન કરી ગયો. તેના આવા અદ્ભુત વ્યવહારથી કોઇ તેને પકડવાનું સાહસ કરી શકયો નહિ.

કનકસિંહના સઘળા નોકરો દિઙ્મૂઢ બની જઇ એક બીજાના મ્હોં તરફ જોઇ રહ્યા. લક્ષ્મણસિંહને કોઇ પકડી શકયું નહિ તેથી કનકસિંહના ક્રોધનો પાર રહ્યો નહિ. પોતાનો સઘળો ક્રોધ તેણે પોતાની પાસે બેઠેલા બહુરૂપીઓપર ઉતાર્યો. તેમના તરફ તિરસ્કારયુક્ત

દષ્ટિથી જોઇને રાણા કનકસિંહે ક્રોધકર્કશ સ્વરે કહ્યું:—" ધિક્કાર છે તમને અને તમારી બહુરૂપી વિદ્યાને. એક અનુભવશૂન્ય નામર્દ મ્હારું આવું ભયંકર અપમાન કરી ગયો; છતાં તમે તેને કાંઇ કરી શક્યા નહિ એ કાંઇ સામાન્ય શર્મની વાત નથી !"

" રાજેન્દ્ર ! અસંખ્ય મનુષ્યોમાં અમે નિર્ભયતાથી પ્રવેશ કરી ઇચ્છિત કાર્યને સફળ કરી શકીએ છીએ; કિન્તુ માત્ર એકજ માણુસપર દશ બહુરૂપીઓએ તૂટી પડવું એ કાર્ય અમારા ધર્મ વિરુદ્ધ છે. અહીં મ્હોટા મ્હોટા પહેલવાનો હતા તેમણે શું કર્યું ?" ભૈરવનાથે કહ્યું

" ઠીક છે, કાલે હું જોઈ લઇશ. " આમ કહી સર્વેને વિદાય કરી રાણો કનકસિંહ વિશ્રાન્તિ લેવા શય્યાવશ થયો.

---

## પ્રકરણ ૨૪ મું.

### ભીષણ સંગ્રામ અને વિજયપ્રાપ્તિ.

આનંદથી અધીરો બની જઈ ત્વરિતગતિથી લક્ષ્મણસિંહ પોતાની છાવણીમાં જઈ પહોંચ્યો. રાજકુમાર વીરસિંહ પાસે ઉપસ્થિત થઇને તેણે, બનેલા સર્વ બનાવનું યથાસ્થિત બ્યાન કર્યું. તેની હકીકત સાંભળી રહ્યા પછી વીરસિંહે પણ અત્યંત આનંદિત થઇને કહ્યું:— " ચાલો, યુદ્ધારંભમાં જ આપણને અત્યુત્તમ શુકન થયા છે "

" સર્વથી સારા શુકન તો મ્હારા માટે થયા છે કે મ્હેં એક ઉત્તમ શિષ્ય તૈયાર કર્યો છે. " જ્યોતિસિંહે પ્રસન્નતાસૂચક સ્વરે કહ્યું. પછીથી તેણે કનકસિંહના શિરપેચને પોતાના વાટવામાં મૂકી દીધો. આવો પ્રકાર જોઇને વીરસિંહે કહ્યું:—" વારું, તમે આ શિરપેચનું શું કરશો ? તમારો જે વિચાર હોય તે મ્હને જણાવો તો ખરા ?"

"રાજકુમાર ! આનું નામ વિજયનો શિરપેચ છે. જે દિવસે આપનો વરઘોડો નીકળશે તે દિવસે આ શિરપેચ પહેરી, હાથમાં ઝુંડો લઇને હુ સર્વની આગળ ચાલીશ." જ્યોતિસિંહનો આવો વિનોદાત્મક ઉત્તર સાંભળી રાજકુમાર ઉચ્ચ સ્વરે હસી પડયો; કિન્તુ તે સાથે તેનાં નેત્રોમાંથી બે અશ્રુબિંદુઓ સરી પડયાં. જ્યોતિસિંહ સમજી શક્યો કે, એ વિરહાશ્રુજળ રાજનન્દિનીના વિયોગનું જ હતું. તેણે લક્ષ્મણસિંહને ઉદ્દેશીને કહ્યું:—"ભાઇ ! આવતી કાલે યુદ્ધનો આરંભ થશે જ, એટલા માટે એક બહુરૂપી તો અત્રે રહેવો જોઇએ જ; વળી મૃગલોચનીની ખબર મેળવવી એ સર્વથી અગત્યનું કાર્ય છે—"

"ત્યારે આપ અહીં રહીને આજ્ઞા આપતા હો તો હુ રાજનન્દિનીની તપાસ કરવા જવાને તૈયાર છું." લક્ષ્મણસિંહે કહ્યું.

"ભાઈ ! રામગઢના પહાડી પ્રદેશથી તું બરાબર પરિચિત નથી. રાજનન્દિની અને કિશોરી એ પ્રદેશમાં જ હોવાં જોઇએ એમ હું ચોક્કસ ધારું છુ, માટે તું અહીં રહે અને હું તેમની શોધ કરવા જઉં છું." આમ કહી રાજકુમાર વીરસિંહની સંમતિ લઈ, તેને સર્વ પ્રકારે સાવધાનતા રાખવાની સૂચના કરી, પોતાનાં ઉપયોગી સાધન સાથે લઇને તે રામગઢ તરફ જવા નીકળી પડયો, અને અલ્પકાળમાં જ એક ઘીચ જંગલમાં અદ્રશ્ય થઈ ગયો.

જ્યોતિસિંહના વિદાય થયા પછી વિષણ્ણવદને રાજકુમાર શય્યાનો આશ્રય સ્વીકાર્યો. રાજકુમારી ક્યાં કેવી સ્થિતિમાં હશે એ સંબંધીના જ અનેક વિધ વિચારો તેના અંતરમાં પ્રત્યેક ક્ષણે ઉપજતા હતા. રાત્રિનો ઘણો સમય વ્યતીત થયા પછી રાજકુમાર નિદ્રાધીન થયો; પરંતુ તેની નિદ્રાને અમે તંદ્રા કહીશું તો તેજ વિશેષ ઉચિત લેખાશે. તંદ્રાવસ્થામાં તે અદ્ભુત સ્વપ્નોનું દર્શન કરવા લાગ્યો. ક્વચિત્ તે

મૃગલોચનીને અગાધ જળરાશીમાં ડૂબી મરતી જોતો હતો તો ક્વચિત્ તેને અંધકારમયી ગુફામાં બંધનાવસ્થામાં પડી રહેલી જોતો હતો. સ્વપ્નાવસ્થામાં કુમાર બકવાદ કર્યા કરતો હતો. અંતે એક અત્યંત ભીષણ દેખાવ તેના જોવામાં આવ્યો.

મૃગલોચની અને કિશોરીનાં મસ્તકોમાંથી લોહીની અજસ્ર ધારાઓ વહી જતી હતી. એક નરરાક્ષસ એ રુધિરનું પાન કરતો હતો. આવો હૃદયવિદારક દેખાવ નજરે પડતાં જ વીરસિંહ સ્વપ્નાવસ્થામાં પણ કંપી ઉઠયો, તથા એ નરરાક્ષસનો નાશ કરવા માટે તેની પાસે જવાની તે તૈયારી કરવા લાગ્યો. રાજકુમાર ત્યાં જઈ પહોંચે તે પૂર્વે તો એક મહાત્માને પોતાના હાથના ચીમટાથી એ નરરાક્ષસના અંગપર પ્રહાર કરતા તે જોઇ શકયો. પછીથી એ મહાત્મા પુષ્પપિંજરમાં એ બન્ને મસ્તકો મૂકી અદૃશ્ય થઇ ગયા.

આવો પ્રકાર જોવામાં આવતાં જ રાજકુમાર ચમકી ઉઠયો. તે ત્વરાથી જાગ્રત થયો–શુદ્ધિમાં આવ્યો. એવામાં એક ગુપ્તદૂતે આવીને શત્રુઓ ચઢી આવે છે એવા સમાચાર તેને કહી સંભળાવ્યા. વીરસિંહ વિના વિલંબે યુદ્ધસજ્જાથી સુસજ્જિત થઇ ગયો અને પોતાના સમસ્ત સૈન્યસહ પ્રથમથી ચોક્કસ કરેલા સ્થળે જઈ પહોંચ્યો. વ્યુહરચના કેવી રીતે કરવી એ સબંધીનું તેણે સેનાપતિને પ્રથમથી જ શિક્ષણ આપ્યું હતું. વીરસિંહ એક અરબી અશ્વપર સવાર થયો હતો. તેણે લક્ષ્મણસિંહને ઉદ્દેશીને કહ્યું:–" યુદ્ધમાં અસંખ્ય મનુષ્યોના લોહીને રેડાવા દેવાની કાંઇ જરૂર નથી. કનકસિંહને આપણે એવો સંદેશો પહોંચાડવો જોઇએ કે, જેઓ વીરત્વના ઘમંડી હોય તેઓ એક બીજાની સાથે દ્વંદ્વ યુદ્ધ કરે. વળી કનકસિંહ પોતાને સાક્ષાત અર્જુનનો અવતાર સમજે છે, તેથી તેની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવાને હું

તૈયાર છું, વિના કારણ ગરીબ બિચારા સિપાહીઓનું લોહી શા માટે રેડાવા દેવું જોઇએ ?"

"આપનો વિચાર અત્યુત્તમ છે. અલ્પકાળમાં જ આ સંદેશો હું કનકસિંહને પહોંચાડી આવું છું." આમ કહીને લક્ષ્મણસિંહ શત્રુઓની છાવણી પાસે જઈ પહોંચ્યો અને તેણે પોતાની પાસેનો એક રુમાલ બે ત્રણ વખત હલાવ્યો. આવો પ્રકાર જોવામાં આવતાંજ બહુરૂપી ભૈરવનાથ કનકસિંહના સૈન્યમાંથી બ્હાર નીકળી લક્ષ્મણસિંહ પાસે આવી પહોંચ્યો, તથા તેણે કહ્યું:–"જય માયાની." લક્ષ્મણસિંહે પણ ઉત્તરમાં એજ શબ્દો ઉચ્ચાર્યાં. પછીથી ભૈરવનાથે પૂછ્યું:– "કેમ શી ખબર છે કે તમે અહીં આવીને બહુરૂપીઓને બોલાવો છો?"

"તમને એક વાત કહેવાના વિચારથી હું અત્રે આવ્યો છું." લક્ષ્મણસિંહે કહ્યું.

"કહો ત્યારે."

"તમારા સૈન્યમાં મર્દ વિશેષ છે કે સ્ત્રીઓ વિશેષ છે ?"

"એક પણ સ્ત્રી અમારા સૈન્યમાં નથી."

"તમારા સૈન્યમાં કોઈ બહાદુર છે કે, સર્વ ગરીબ સિપાહીઓનો જીવ લેવાવાળા અને તમાશો જોવાવાળા છો ?"

"અમારા સૈન્યમાં અનેક બહાદુર પુરૂષો છે."

"તમારા કહેવાપરથી તો મ્હને એમ લાગે છે કે, તમારા સૈન્યમાં સઘળા નામર્દોનો જ સમાવેશ થયેલો છે."

"એ તો યુદ્ધમાં ઉતરતાં જ માલૂમ પડશે."

"ત્યારે પછી એકેકની સાથે એકેક લઢી–દ્વંદ્વ યુદ્ધ કરી તમારા વીરત્વનો પરિચય કેમ કરાવતા નથી ? એમ કરવાની યુદ્ધનો સત્વર અંત આવી જશે અને બિચારા ગરીબ સિપાહીઓનો જીવ સુદ્ધાં

બચશે. અમારા રાજકુમાર વીરસિંહજીનું એવું કહેવું છે કે, મહારાણા કનકસિંહને પોતાના વીરત્વનું ઘણું ઘમંડ છે; તેથી તેની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવા તેઓ તૈયાર છે. જો તેઓ જીતશે તો રામગઢના રાજસિંહાસનના માલિક થશે, અને પરાજિત થશે તો સૈન્યસહ પાછા ફરી જશે." લક્ષ્મણસિંહે સઘળો ખુલાસો કર્યો.

"આ કાર્યમાં અમારા મહારાણા પાછી પ્હાની કરે એવા નથી. તેઓ જંગબહાદર છે. તમારા રાજકુમારને તો તેઓ એક મગતરાની માફક ચોળી નાખશે." ભૈરવનાથે કહ્યું.

"એ તો હું પણ જાણું છું કે, તમારો મહારાણો બોલવામાં બહાદરજ છે; પરંતુ તે જ્યારે રાજકુમારની સાથે દ્વંદ્વ યુદ્ધ કરે ત્યારે જ તેમના વીરત્વની માહિતી મળી શકે."

આટલી વાતચિત થયા પછી ભૈરવનાથ પોતાના સૈન્યમાં ગયો, તથા લક્ષ્મણસિંહે સાથે જે વાતચિત થઈ હતી તેની સઘળી હકીકત તેણે રાણા કનકસિંહને કહી સંભળાવી. સઘળી હકીકત સાંભળવામાં આવતાં જ ક્રોધથી તેનું મ્હોં લાલચોળ બની ગયું. તેણે ઉચ્ચ સ્વરે કહ્યું:—"એ આજકાલનો નાદાન છોકરો મ્હારી સાથે દ્વંદ્વ યુદ્ધ કરવાની અભિલાષા રાખે છે ! મ્હને તો એમજ લાગે છે કે, તેના મસ્તકપર મૃત્યુનો ભયંકર ડંકો વાગે છે.

મ્હારી રાજસત્તાના દિશામાં નાદ ગાજે છે;
ઘડીમાં જોઇ લેજે કે, વિજયવાજીંત્ર વાજે છે.

ભૈરવનાથ ! એ છોકરાની ઉમ્મેદ પાર ઉતારવા હું તૈયાર છું." આમ કહીને આવેગમાં ને આવેગમાં ઘોડાપર સ્વાર થઇ મહારાણો કનકસિંહ મયદાનમાં સ્હામો આવ્યો. રાજકુમાર વીરસિંહ પણ કનકસિંહને મયદાનમાં આવેલો જોઈ, પોતાના અશ્વને એડી મારી આગળ વધ્યો. કનકસિંહ પાસે જઈ પહોંચ્યા પછી રોષસૂચક સ્વરે તેણે કહ્યું:—

"પોતાને મ્હોઢે પોતાના વીરત્વનાં વખાણ કરો છો અને એક વીર પુરુષ તરીકે જ્યારે સર્વત્ર પરિચિત થવાનો પ્રયત્ન કરો છો ત્યારે પછી બહાદુરીથી યુદ્ધ કરીને મૃગલોચનીને કેમ ન લઇ ગયા ? ધિક્કાર છે આવી બહાદુરીપર ! "

આ વચનો રાણા કનકસિંહના હૃદયમાં તીર જેવાં લાગ્યાં. ક્રોધવશ થઇને તેણે વીરસિંહ પર હુમલો કર્યો; પરંતુ વીરસિંહ પ્રથમથી જ સાવધાન હતો તેથી તેણે કનકસિંહનો ઘા ચુકાવી દીધો. દોસ્તો અને દુશ્મનોના મુખમાંથી 'વાહ વાહ' નો અવાજ નીકળી પડયો. આથી કનકસિંહ વિશેષ રોષે ભરાઇ મ્યાનમાંથી તલ્વાર બ્હાર ખેંચી કાઢી રાજકુમારપર તૂટી પડયો. વીરસિંહે પણ તલ્વારનો જવાબ તલ્વારથી જ આપ્યો. બે પ્રહર સુધી બન્ને જણાનું દ્વંદ્વ યુદ્ધ ચાલ્યું બન્ને જણા જીવની માયાનો ત્યાગ કરી એક સાથે યુદ્ધ કરતા હતા. અંતે વીરસિંહની તલ્વારના ઘાથી કનકસિંહનો ઘોડો જખ્મી થઇને પડી ગયો. વળી મહારાણા કનકસિંહના અંગપર પણ કેટલાક જખ્મ થયા, અશ્વપરથી કૂદી પડી કનકસિંહે વીરસિંહના અશ્વને મારી નાખવાની ઇચ્છા કરી; કિન્તુ તેની મતલબ સમજી જઇને વીરસિંહ અશ્વપરથી કૂદી પડયો; અને તેણે અગ્રેસર થઈ કનકસિંહના હાથના કાંડાપર એક એવો જબરજસ્ત ફટકો લગાવ્યો કે જેથી તેના હાથમાંની તલ્વાર જમીનપર પડી ગઈ. એ તલ્વારને ત્વરાથી લક્ષ્મણસિંહે ઉપાડી લીધી. કનકસિંહ સમજી ગયો કે, વીરસિંહ સર્વ પ્રકારે બળવાન્ હતો. જો બીજો થોડો સમય આવી રીતે દ્વંદ્વ યુદ્ધ થશે તો પોતાનો જીવ જશે આવો વિચાર કરી તેણે પોતાના સૈન્યને રાજકુમાર વીરસિંહપર હુમલો કરવાનો સંકેત કર્યો. એકાએક અસંખ્ય દુશ્મનોએ વીરસિંહને ઘેરી લીધો. આવો પ્રકાર જોવામાં આવતાં જ

વીરસિંહના સૈન્યે પણ દુશ્મનોપર હુમલો કર્યો. સેનાપતિ શૂરસિંહ અને લક્ષ્મણસિંહ ઘણી મુશ્કેલીથી શત્રુ સૈન્યનો ભેદ કરી રાજકુમારની મદદે જઈ પહોંચ્યા. બન્ને સૈન્ય એક બીજામાં ભરાઈ ગયાં, અને પ્રચંડ રણસંગ્રામની શરુઆત થઈ.

કનકસિંહના સૈન્યમાં જે યોદ્ધાઓ પોતાને અદ્વિતીય પહેલવાન સમજતા હતા તેમણે સર્વએ વીરસિંહનો સંહાર કરી નાખવાની ઇચ્છા કરી. એકાએક તેઓ સર્વ રાજકુમારપર તૂટી પડયા. રાજકુમાર વીરબાળક અભિમન્યુની માફક અપૂર્વ નિપુણતાથી યુદ્ધ કરવા લાગ્યો. શત્રુઓનો સંહાર થવા લાગ્યો. ઘોડાઓના ખડખડાટથી, સમશેરોના અવાજથી, ઘાયલ થતા સૈનિકોની હૃદયવિદારક ચીસોથી, હાથીઓના કારમા અવાજોથી સમસ્ત યુદ્ધભૂમિએ અત્યંત ભીષણ સ્વરૂપ ધારણ કર્યું. સેનાપતિ શૂરસિંહ પોતાના સૈન્યને ઉત્તેજિત કરવાના ઉદ્દેશથી તેમને સંબોધીને કહેવા લાગ્યોઃ—" બહાદુર ક્ષત્રિયો ! શત્રુઓનો સંહાર કરી આ ધર્મયુદ્ધમાં વિજય મેળવો. જ્યાં ધર્મ છે ત્યાં જ જયદેવીનું શુભાગમન થાય છે. ક્ષત્રિય કુળદીપક શૂરવીરો ! આપણો ધર્મ આપણે પ્રાણાન્તે પણ બજાવવો જોઇએ. આપણી માતૃભૂમિની સ્વાધીનતાનું, આપણી મા બ્હેનોની મર્યાદાનું આપણે આપણા જીવના જોખમે પણ સંરક્ષણ કરવુંજ જોઇએ. શૂરવીર ક્ષત્રિય વીરો પોતાનો ધર્મ બજાવવામાં કદાપિ પાછી પ્હાની કરતા નથી. શત્રુ અધર્મનો આશ્રય સ્વીકારી મનમાં ને મનમાં મલકાય છે—ગર્વથી ફુલાય છે; પરંતુ આપણે ધર્મનો પક્ષ સ્વીકારી યુદ્ધ કરીએ છીએ. આ જગત્‌માં અધર્મનો કદાપિ વિજય થતો નથી. અધર્મનો કવચિત્ જે અભ્યુદય થયેલો જોવામાં આવે છે તે ક્ષણ કાળ માટે પ્રકાશતી સૌદામિનીના જેવો ક્ષણસ્થાયી હોય છે. તેનાથી સુખ કિંવા શાન્તિની પ્રાપ્તિ થતી નથી. બાહ્ય દૃષ્ટિથી તે

સૌન્દર્યમય લાગે છે; પરંતુ વાસ્તવિક રીતે તે દાવાનલ જ હોય છે. ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રના સમયમાં એકત્રિત થએલાં ઉભય સૈન્યદલ મહારાજ યુધિષ્ઠિરની જયપ્રાપ્તિની કામના કરતાં હતાં. પ્રભાતકાળે જાગ્રત થયા પછી સર્વ એક સ્વરે કહેતા કે, '**जयस्तु पाण्डुपुत्राणाम् येषां पक्षे जनार्दनः**' એજ પ્રમાણે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આ ધર્મયુદ્ધમાં આપણે અવશ્ય વિજયી થઈશું. આજે જ આપણે અહીંથી શત્રુઓનો સંહાર કરી નાખી વિજયદેવીસહ પાછા ફરવાનું છે."

શૂરસિંહનાં આવાં ઉત્તેજનાત્મક વચનો સાંભળી અસંખ્ય ક્ષત્રિયવીરો એક સ્વરે બોલી ઉઠયા:—"કબૂલ છે—ધર્મના રક્ષણ માટે અમારો તુચ્છ જાન પણ કબૂલ છે."

ક્ષત્રિય વીરો પુનઃ પ્રબળ પરાક્રમથી શત્રુઓનો સંહાર કરવા લાગ્યા. રાજકુમાર વીરસિંહના હાથે પણ ઘણા દુશ્મનો માર્યા ગયા. સંધ્યાકાળ સુધી આ ભીષણ યુદ્ધ ચાલ્યું. ત્યાર પછી યુદ્ધ બંધ પાડવાનો ડંકો વગાડવામાં આવ્યો. અદ્યાપિ વિજયદેવી કયા પક્ષને વરશે એ સર્વથા અનિશ્ચિત હતું. બન્ને પક્ષ પોત પોતાની છાવણીમાં જતા રહ્યા. રાજકુમાર પોતાના તંબૂમાં ગયો; કિન્તુ એ ઘણો શ્રમિત થઈ ગયો હતો. સેનાપતિ શૂરસિંહ પણ જખમી થયો હતો. રાત્રે સર્વેએ આરામ કર્યો.

કનકસિંહ પોતાના તંબૂમાં જઈ સઘળા સલાહકારો સાથે હવે શું કરવું એ સંબંધીની મસલત ચલાવવા લાગ્યો. તેણે કહ્યું:—"વીરસિંહનું સૈન્ય જો કે ઘણું થોડું છે; પરંતુ એની બહાદુરી જોવામાં આવ્યાથી મ્હારું સઘળું ધૈર્ય અદ્રશ્ય થઈ ગયું છે; કેમકે મ્હેં તેની સાથે યુદ્ધ કરી તેના વીરત્વનો પૂર્ણ પરિચય પ્રાપ્ત કર્યો છે.

મ્હારો તો એવો અભિપ્રાય છે કે રાત્રિના સમયે રાજકુમારના સૈન્ય-પર છુપો હુમલો કરવો. આ અભિપ્રાય સર્વેને સમયોચિત લાગ્યો.

મધ્યરાત્રિ વ્યતીત થઈ ગયા પછી કનકસિંહે પાંચસો સૈનિકો-સહ એકાએક વીરસિંહના સૈન્યપર હુમલો કર્યો. ઘણી ગડબડ થઇ રહી, અંધકારમયી રાત્રિમાં દોસ્ત કે દુસ્મન પિછાનવાનું કાર્ય ઘણું મુશ્કિલ હતું. રાજકુમારનું સૈન્ય પોતાના સૈનિકોનો જ, શત્રુઓ સમજીને સંહાર કરવા લાગ્યું. વીરસિંહ પણ આ પ્રકાર સમજી ગયો. તે વિના વિલંબે પોતાના તંબૂમાંથી બ્હાર નીકળી પડયો. લક્ષ્મણસિંહે ઘણા માણસોને મશાલો સળગાવવાની સૂચના કરી. ટૂંક સમયમાં જ મશાલો સળગી ઉઠી અને સર્વત્ર પ્રકાશનો વિસ્તાર થઈ રહ્યો. હવે શત્રુઓના પાંચસો માણસોનો સંહાર કરવાનું કાર્ય કાંઇ વિશેષ મુશ્કિલ નહોતું. પ્રભાતકાળ થતાં ન થતામાં તો સર્વ શત્રુઓનો સંહાર થઇ ગયો; કિન્તુ મશાલોના પ્રકાશનો વિસ્તાર થતાં પૂર્વે વીરસિંહના લગભગ એક હજારો સૈનિકો માર્યા ગયા હતા. એ માટે વીરસિંહને ઘણો અફસોસ થયો અને તેણે સ્હવારે યુદ્ધને બંધ પડવા દીધું નહિ.

બન્ને સૈન્ય પુનઃ એક બીજામાં ભળી ગયાં. રાજકુમારે નિત્ય-કર્મથી નિવૃત્ત થઇ, બખ્તર પહેરી સૈન્યમાં પ્રવેશ કર્યો. યુદ્ધ પ્રચંડ રીતે ચાલી રહ્યું હતું. કોઇને પોતાના તનબદનની પણ ખબર નહોતી. એવામાં એકાએક પૂર્વ અને ઉત્તરકોણમાંથી કેટલાક ઘોડેસવાર સૈનિકો ત્વરિત ગતિથી યુદ્ધક્ષેત્ર તરફ આવતા માલૂમ પડયા. એ સઘળા સૈનિકોની આગળ એક તેજસ્વી વીરપુરુષ અરબી અશ્વપર સવાર થઈ સ્ફુર્તિથી આગળ વધતો જોવામાં આવ્યો. તેના પોષાક વગેરેપરથી તે સૈન્યનો સરદાર હોય એવો ચોક્કસ ભાસ થતો હતો. એ સરદારે પોતાના મ્હોંપર બુરખો નાખેલો હતો તેથી તેની માત્ર બે આંખો જ જોવામાં આવતી હતી. એ સરદારની પાછળ આવતા

સઘળા ઘોડેસવાર સૈનિકોએ સુદ્ધાં પોતાનાં મ્હોંપર બુરખા નાખ્યા હતા.

ઉપર્યુક્ત સૈન્ય જ્યારે રણસંગ્રામમાં આવી પહોંચ્યું ત્યારે તેણે પ્રબળ પરાક્રમથી રાણા કનકસિંહના સૈન્યપર પાછળથી હુમલો કર્યો. આ પ્રકાર જ્યારે વીરસિંહ અને તેના સૈનિકોના જોવામાં આવ્યો ત્યારે તેમની હિમ્મત પણ ઘણી વધી ગઈ. તેઓ વિશેષ હિમ્મતથી યુદ્ધ કરવા લાગ્યા. બન્ને બાજૂના હુમલાને કનકસિંહનું સૈન્ય પહોંચી શક્યું નહિ. તેઓ પલાયન કરી જવા લાગ્યા. રાજકુમારે અને તેના સૈનિકોએ પણ બે ગાઉ સુધી શત્રુઓની પૂંઠ લીધી; પછીથી તેઓ સર્વે વિજયડંકો વગાડતા વગાડતા પોતાની છાવણીમાં આવ્યા; પરંતુ તે પૂર્વે તેમને મદદ કરવા આવેલું સૈન્ય અદ્રશ્ય થઈ ગયેલું હોવાથી તે કોનું સૈન્ય હતું, તેનો સરદાર કોણ હતો વગેરે જાણી શકવાનું કાર્ય મુશ્કિલ હતું. રાજકુમારે સ્વગત ઘણો વિચાર કર્યો; કિન્તુ તે કોઈ પણ પ્રકારનો નિશ્ચય કરી શક્યો નહિ.

મહારાણા કનકસિંહનો સઘળો માલ ખજાનો તથા તેનો મૂલ્યવાન્ તંબૂઓ વગેરે વીરસિંહના હાથમાં આવ્યું. વીરસિંહ જ્યારે નિશ્ચિંત થયો ત્યારે તેણે લક્ષ્મણસિંહને પૂછ્યું:—"પેલા બુરખાવાળા લોકો કે જેમણે આપણને સહાયતા કરી હતી તેઓ કોણ હતા એ તમે કહી શકો છો ?"

"ના મહારાજ ! એ સંબંધી હું કાંઇ સમજી શક્યો નથી: પરંતુ તેમની બહાદુરી અપૂર્વ હતી એ ચોક્કસ છે."

બરાબર આ સમયે એક ગુપ્તદૂતે આવી એવા સમાચાર કહ્યા કે, "દુશ્મનો થોડે દૂર જઇને રોકાયા છે, અને તેઓ ફરીથી યુદ્ધમાં ઉતરવાની તૈયારી કરી રહ્યા છે."

આ સમાચાર સાંભળી રાજકુમાર વીરસિંહ પુનઃ યથોચિત તૈયારી કરવામાં ગુંથાયો.

---

## પ્રકરણ ૨૫ મું. આશા નિરાશા.

---

જ્યોતિસિંહ મૃગલોચની અને કિશોરીની શોધ કરવા માટે રાજકુમાર વીરસિંહ પાસેથી વિદાય થઈ યુદ્ધક્ષેત્રમાંથી બ્હાર નીકળી પડયો, અને સ્વગત વિચારવા લાગ્યો કે, " હવે હું ક્યાં જાઉં ? શત્રુના સૈન્યમાં શોધ કરવાની કશી જરૂર નથી; કેમકે, મૃગલોચની અને કિશોરી શત્રુ સૈન્યમાં નાહિ જ હોય એવી મ્હારી દઢ માન્યતા છે. પ્રથમ રામગઢ જવું જ હું વિશેષ ઉત્તમ સમજું છું. રાજકુમારને જેવી રીતે મૃગલોચનાના વિરહની અપાર વ્યથા થાય છે તેવી જ રીતે મ્હારા અંતરમાં કિશોરીના માટે અપાર દુઃખ થાય છે. પ્રથમ દષ્ટિએ જ તેણે મ્હારા અંતરાત્માનું આકર્ષણ કરી મ્હને પ્રેમવશ બનાવી દીધો છે. શત્રુઓએ જ્યારે મ્હને કેદ કર્યો હતો ત્યારે તેણે પુષ્કળ દુઃખ વેઠીને તથા ઘણું સાહસ કરીને મ્હને મુક્ત કર્યો હતો; તેથી આ પ્રસંગે મ્હારે તેને ત્વરાથી શત્રુઓના પંજામાંથી મુક્ત કરવી જ જોઇએ."

સ્વગત આવો વિચાર કરી જ્યોતિસિંહ રામગઢ તરફ જવા લાગ્યો. કોઇ પણ પ્રકારની ચિંતામાં કિંવા વિચારોમાં જો કોઇ મનુષ્ય પોતાનો માર્ગ કાપે છે તો તેનો માર્ગ સત્વર ખૂટે છે તેમજ તેને વિશેષ શ્રમ પણ જણાતો નથી. જ્યોતિસિંહ પણ પોતાના મનમાં ને મનમાં અનેકવિધ વિચારો કરતો કરતો બીજે દિવસે સ્હવારે જ રામગઢ જઈ પહોંચ્યો. તે પોતાનો વેશ બદલીને રામગઢમાં આમતેમ ફરવા લાગ્યો, વારંવાર તે અનેક સ્થળોએ ભટકતો હતો અને

પોતાનું કાર્ય સિદ્ધ કરવાની ફિકર કરતો હતો; પરંતુ સંધ્યાકાળ સુધીમાં તે કાંઈ કરી શક્યો નહિ.

રાત્રે જ્યોતિસિંહે વેશ બદલીને કિલ્લામાં પ્રવેશ કર્યો, અને તે ચોતરફ શોધ કરવા લાગ્યો. મધ્યરાત્રિનો સમય ઉપસ્થિત થયો હતો. જ્યોતિસિંહ કિલ્લામાં આવેલા ઉચ્ચ પ્રસાદોનું સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરતો હતો. આવી કાર્યપ્રણાલીમાં કેટલોક સમય પસાર કર્યા પછી પોતાની પાસેની એક કાળી ચાદર બ્હાર કાઢીને તે તેણે પોતાના શરીરપર ઓઢી લીધી. પછીથી એક ચંદનઘોને બ્હાર કાઢી તેની દોરીનો એક છેડો હાથમાં પકડી રાખીને તેણે એક પ્રાસાદમાં પ્રવેશ કર્યો. એ પ્રાસાદનું દિવાનખાનું તદ્દન શાન્ત અને ગંભીર જણાતું હતું; પરંતુ દીપકોના ઉજ્જ્વલ પ્રકાશનો એ દીવાનખાનામાં પૂર્ણ વિસ્તાર થઇ રહેલો હતો. પછીથી જ્યોતિસિંહ સાવધાનતાથી એ મહેલના વિશાળ ચોકમાં ગયો. એવામાં તેની દૃષ્ટિ એક સુંદરતાપૂર્ણ ઓરડા તરફ ગઇ. એ ઓરડાના શોભાસૌન્દર્યની સીમા નહોતી. એક દીપકનો ઝાંખો પ્રકાશ એ ઓરડાઓમાં ફેલાયો હતો. ત્યાં એક મૂલ્યવાન્ પલંગમાં બિછાવેલી દૂધના જેવી સફેદ અને મખમલના જેવી સુંવાળી શય્યામાં એક ઇંદ્રલોકની અપ્સરા જેવી અલૌકિક સૌન્દર્યમયી નવયુવતી સૂઇ રહી હતી. એ પલંગની આસપાસ નીચેના ભાગમાં કેટલીક રાજરાણીની તહેનાતમાં રહેનારી દાસીઓ કિંવા સેવિકાઓ પણ સૂઇ રહી હતી. જ્યોતિસિંહે આ શયનગૃહમાં પ્રવેશ કરી સળગતા દીપકને બુઝાવી નાખ્યો; પછીથી તે શયનગૃહના દ્વાર પાસે ઉભો રહી એ ત્રૈલોક્યસુંદરીના વદનમંડળનું મુગ્ધદૃષ્ટિથી દર્શન કરવા લાગ્યો. જ્યોતિર્મયી જ્યોત્સ્નાનો રમ્ય પ્રકાશ એ મનમોહિનીના મુખમંડળ પર પડેલો હોવાથી એ સુંદરી સાક્ષાત ભુવનમોહિની જ હોય એવો

સહજ ભાસ થતો હતો. તેનો સુકોમળ કૃષ્ણકેશકલાપ તેના મુખમંડળનું દર્શન કરવા આવેલો કોઇ ફણિધર હોય એમ લાગતું હતું. સુન્દરીના ઓષ્ઠનો ગુલાબી રંગ નવપ્રફુલ્લ ગુલાબ પુષ્પના રંગથી કોઈ પણ રીતે ઉતરે એવો નહોતો. આ નિદ્રાધીના સુંદરી મહારાણા કનકસિંહની રાણી જ હોવી જોઈએ એવો જ્યોતિસિંહે પોતાના મનમાં વિચાર કર્યો. થોડા સમય સૂધી સ્વગત કાંઇ વિચાર્યા પછી પોતાના વાટવામાંથી લેખનસામગ્રી બ્હાર કાઢીને તેણે એક એવો પત્ર લખ્યો કે,

"કોણ જાણે કે શાથી હમણાં ને હમણાં રાજનન્દિની મૃગલોચનીને મળવાની પ્રબળ ઈચ્છા મ્હારા અંતરમાં ઉત્પન્ન થઇ છે. ગમે તેમ હો, હું હમણાં જ તેને મળવા જાઉં છું. એને ક્યાં રાખવામાં આવેલી છે તેનો પત્તો મ્હને મળેલો છે."

પછીથી રાણીના પલંગ પાસે જઇ એક પ્રકારનું ઔષધ સુંધાડીને જ્યોતિસિંહે તેને બેહોશ બનાવી દીધી. આ કાર્ય કરીને તેણે રાજરાણીને એક ચાદરમાં બાંધી લીધી. તેણે જે પત્ર લખ્યો હતો તે રાણીના બિછાનામાં ઉશિકા પાસે મૂકી દીધો. તત્પશ્ચાત્ તે ત્યાંથી, રાણીને ઉંચકી જે માર્ગેથી આવ્યો હતો તે જ માર્ગેથી રાજમહાલયની બ્હાર નીકળી પડયો, અને સરિતાતટ તરફ જવાનો ગુપ્ત દરવાજો ઉઘાડી તેમાંથી બ્હાર નીકળી, પહાડી પ્રદેશ તરફ આગળ વધવા લાગ્યો.

જ્યોતિસિંહે એક પરિચિત ગુફામાં જઇ રાજરાણીને સુવાડી અને તે સત્વર શુદ્ધિમાં ન આવે એટલા માટે તેણે તેને વિશેષ બેશુદ્ધિની દવા સુંઘાડી. આટલું કાર્ય કર્યા પછી પાછો તે કિલ્લાના દરવાજા પાસે જઈ એક ખુણામાં છુપાઇને બેસી રહ્યો.

પ્રભાતકાળે જ્યારે દાસીઓ જાગ્રત થઇ ત્યારે પલંગમાં

રાજરાણી જોવામાં નહિ આવ્યાથી તેઓ આશ્ચર્યચકિતા અને વિમૂઢ બની ગઇ. તેમણે સર્વત્ર ઘણી શોધ કરી; કિન્તુ રાણીનો પત્તો નહિ-લાગ્યાથી ઘણો કોલાહલ થઇ રહ્યો. આ વર્ત્તમાન સમસ્ત રામગઢમાં ફેલાઈ ગયા. સર્વ જનો ચિંતાતુર બની ગયાં. મહારાણો કનકસિંહ યુદ્ધક્ષેત્રમાંથી પલાયન કરી દશ પંદર સવારો સાથે રામગઢ જઈ પહોંચ્યો. કિલ્લામાં પ્રવેશ કરતાંની સાથે જ મહારાણીના ગૂમ થયાના સમાચાર તેના જાણવામાં આવ્યા. આ સમાચાર જાણવામાં આવતાં જ તે અસ્થિર બની ગયો. મહેલમાં જતાં જ તેણે જોયું કે ત્યાં ઘણો શોરબકોર થઇ રહ્યો હતો. ચોતરફથી રુદનધ્વનિ સાંભળવામાં આવતો હતો. આ સમયે મહારાણા કનકસિંહની સ્થિતિ અત્યંત આશ્ચર્યજનક બની ગઇ હતી. તેની બુદ્ધિ શુદ્ધિ ઠેકાણે નહોતી. યુદ્ધ-ભૂમિમાંથી પલાયન કરી જઇ થોડા અંતરે તેણે પોતાના સૈન્યની છાવણી નખાવી હતી, તથા સઘળા બહુરૂપીઓને વિવિધ પ્રકારે સમજાવી તે રામગઢ તરફ ચાલ્યો આવ્યો હતો. અહીંની આવી સ્થિતિ જોઇ, ઉદાસ બની જઇ તેણે મહારાણીના શયનગૃહમાં પ્રવેશ કર્યો. ત્યાં તપાસ કરતાં, જ્યોતિસિંહે જે પત્ર મૂકી રાખ્યો હતો તે રાણા કનકસિંહના હાથમાં આવ્યો. એ પત્ર જોઇને કનકસિંહ વિવિધ વિચારો કરવા લાગ્યો. તેણે વિચાર્યું:—“ આ પત્ર મહારાણીએ લખ્યો હોય એમ લાગતું નથી. તેના અક્ષરો આટલા બધા સ્વચ્છ નથી. ત્યારે કોણ આ પત્ર લખીને અહીં મૂકી ગયું. વળી જો આ પત્ર રાણીએ જ લખ્યો હોય તો મૃગલોચનીને ક્યાં છુપાવી રાખી છે એ તેના જાણવામાં ક્યાંથી આવ્યું? હવે શું કરવું? અહીં કોઇ બહુરૂપી પણ નથી કે તે રાણીની શોધ કરવા જાય! વળી મૃગલોચની પાસે પણ કોઇ માણસને મોકલવો હું વ્યાજબી ધારતો નથી.”

આની આવી ઘણી બાબતોનો કનકસિંહે સ્વગત વિચાર કર્યો. અંતે તેણે વિચાર્યું:—" જેમ થવાનું હોય તેમ ભલે થાય; પરંતુ જે સ્થળે મૃગલોચનીને છુપાવી રાખવામાં આવી છે એ સ્થળે એક વખત તપાસ તો કરી આવવી જોઈએ. સ્હાંજ પડશે એટલે હું એકલો જ તપાસ કરવા માટે ત્યાં જઈશ."

આવો નિશ્ચય કરી કનકસિંહ બ્હાર નીકળ્યો. ક્ષુધા તથા તૃષાની ચિંતા નહિ કરતાં વિચારમગ્ન સ્થિતિમાં તે પોતાના દિવાનખાનામાં બેસી રહ્યો. કોઇની સાથે તે વાતચિત સુદ્ધાં કરતો નહોતો; કિન્તુ તેની આજ્ઞા મળવાની રાહ નહિ જોતાં કેટલાક નોકરો રાજરાણીની શોધ કરવા ચાલ્યા ગયા હતા.

સંધ્યાકાળ થયા પછી કનકસિંહે પોતાની સવારીનો અશ્વ મંગાવ્યો, તથા અશ્વપર સવાર થઇ તે એકલો જ કિલ્લાની બ્હાર નીકળી પડ્યો. પછીથી તે પૂર્વ દિશા તરફ આગળ વધવા લાગ્યો.

જો કે રાત્રિનો સમય ઉપસ્થિત થયેલો હતો; કિન્તુ જ્યોતિર્મયી જ્યોત્સ્નાના ઉજ્વળ પ્રકાશનો વસુંધરાપર વિસ્તાર થયેલો હતો. વસુંધરાદેવીએ સફેદ સાળુથી પોતાના અંગને ઢાંક્યું હોય એવો સહજ ભાસ થતો હતો. રસ્તો સ્પષ્ટ દેખાતો હતો.

જ્યોતિસિંહ કિલ્લાની પાછળ એક ખુણામાં જ છુપાઇ રહ્યો હતો. તેણે જ્યારે રાત્રિના સમયે કનકસિંહને અશ્વારોહણ કરી કિલ્લાની બ્હાર જતો જોયો ત્યારે તે પણ ઘણી જ સાવધાનતાથી તેની પાછળ પાછળ જવા લાગ્યો. ત્રણ ગાઉ સૂધી તે કનકસિંહની પાછળ પાછળ ગયો. આ પ્રકાર કનકસિંહ જાણી શક્યો નહિ. કનકસિંહે આટલો માર્ગ કાપ્યા પછી એક જળશૂન્ય નાળામાં પોતાના અશ્વને ચલાવવા માંડ્યો. આ નાળાની બન્ને બાજૂ ભીષણ જંગલ આવેલું

હતું. જ્યોત્સ્નના પ્રકાશનો વિસ્તાર થયેલો હોવા છતાં આ સ્થળ ઘણું ભયજનક ભાસતું હતું. વારંવાર વૃક્ષલતાઓનો ખડખડાટ, જંગલી જાનવરોની ભયાજનક બૂમો વગેરે સાંભળવામાં આવતું હતું.

એ નાળું ઘણું મ્હોટું હતું. કનકસિંહે એ નાળામાં જ લગભગ એક ગાઉ જેટલો માર્ગ કાપ્યો. હવે એ નાળામાં જ્યોત્સ્નાનો પ્રકાશ જોવામાં આવતો નહોતો; કેમ કે બન્ને બાજૂનાં ઊંચા વૃક્ષો પરસ્પર સંલગ્ન થઇ ગયાં હતાં. હવે એ નાળું સુરંગ જેવું જણાતું હતું. રસ્તામાં પત્થરો વગેરે બાધાજનક વસ્તુઓ પડેલી હોવાથી કનકસિંહનો અશ્વ હવે મૃદુગતિથી માર્ગ કાપવા લાગ્યો; પરંતુ અંધકારનો લાભ લઇ જ્યોતિસિંહ કનકસિંહની છેક પાસે જઇ પહોંચ્યો. એ સ્થળેથી થોડે દૂર આવેલા એક નિર્જન સ્થળે નહિ જેવો પ્રકાશ એકાએક જોવામાં આવ્યો. જ્યારે જ્યોતિસિંહ એ પ્રકાશ તરફ વિશેષ આગળ ગયો ત્યારે તેણે જોયું કે, એ સ્થળે એક ન્હાના ગુફા આવેલી હતી. એ ગુફાની બહાર બન્ને તરફ બળવાન્ સિપાહીઓ હાથમાં નગ્ન તલ્વાર લઇ પહેરો ભરતા હતા, કે જેમની સંખ્યા લગભગ વીશની હતી. ગુફામાં બે સુંદરીઓ બેઠેલી પણ જોવામાં આવતી હતી. જ્યોતિસિંહ એ બન્ને સુંદરીઓને જોતાં જ તેમને ઓળખી શક્યો કે, તેઓ મૃગલોચની અને કિશોરી હતી; કિન્તુ તેમની મુખમુદ્રા સ્પષ્ટતાથી જોઇ શકાતી નહોતી.

કનકસિંહને જોતાં જ સિપાહીઓ તેને ઓળખી શક્યા. એક સિપાહીએ આગળ આવી ઘોડાની લગામ પકડી રાખી. કનકસિંહ ઘોડાપરથી નીચે ઉતરી પડ્યો. સિપાહીઓએ બે મશાલો સળગાવી. હવે જ્યોતિસિંહ મૃગલોચની અને કિશોરીના મુખમંડળને સ્પષ્ટતાથી જોઇ શક્યો. મૃગલોચનીનું વદનમંડળ વિષણ્ણ જણાતું હતું. તેના

મસ્તકપરનો કૃષ્ણકેશકલાપ છૂટી ગયો હતો. રુદન કરવાથી તેનાં નેત્રો સૂઝી ગયાં હતાં. એક પાષાણશિલાપર તે કિશોરીની સાથે બેસી રહી હતી. તેમની સ્હામે વિવિધ પ્રકારની ખાદ્યસામગ્રી પડેલી હતી; પરંતુ તેમણે તેને સ્પર્શ સુદ્ધાં કર્યો હોય એમ લાગતું નહોતું. તેમની બન્નેની શોચનીય સ્થિતિ જોવામાં આવતાં જ્યોતિસિંહના નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું.

કનકસિંહે એ ગુફામાં જઈ સર્વત્ર તપાસ કરી; પરંતુ રાણીનો પત્તો લાગ્યો નહિ. કનકસિંહ વિશેષ ચિંતાતુર બની ગયો. નિરાશાની સાથે જ તેના મનમાં ઘણો ક્રોધ ઉપજ્યો. ક્રોધસૂચક દૃષ્ટિથી તેણે મૃગલોચનીને ઉદ્દેશીને પૂછ્યું:—"મૃગલોચનિ ! રાણી કળાવતી ક્યાં છે એ તું જાણે છે કે ?"

"ના—એ સંબંધી હું કાંઇ જાણતી નથી." મૃગલોચનીએ ટૂંકમાં જ ઉત્તર આપ્યો.

થોડા સમય સુધી મૌનાવલંબન કર્યા પછી કનકસિંહે કહ્યું:—"સુંદરિ ! મૃગલોચનિ ! હજી ક્યાં સુધી આવું કષ્ટ ભોગવવાનો ત્હારો વિચાર છે ? જાણી જોઇને તું શા માટે દુઃખી થાય છે. જો પ્રસન્નતાપૂર્વક તું મ્હારી માગણી કબૂલ કરીશ તો ત્હારા સઘળા દુઃખનો અંત આવી જશે—અપાર સ્વર્ગસુખનો તને સાક્ષાત્કાર થશે. માનીતી મોહિનિ ! જ્યારથી મ્હેં ત્હારી મનોહર મુખમુદ્રાનું દર્શન કર્યું છે ત્યારથી જ આ જીવમાં પ્રેમની પ્રચંડ જ્વાળા સળગી ઉઠી છે. એ જ્વાળા જ્યાં સુધી ત્હારા અંગનું મ્હારા અંગ સાથે આલિંગન નહિ થાય ત્યાં સુધી શાન્ત થનાર નથી. ઇશ્કના આતશથી હું બળી ખાકસાર થઇ જાઉં છું. હે મનમોહન મૂર્ત્તિ ! હવે તો દિલમાં દયા લાવ અને આ પ્રેમિકને વિશેષ ન તલસાવ, તું સત્વર મ્હારી માનીતી બની અપાર મોજમઝા ઉડાવ.

દુરલભ લલનાની ઝંખનામાં ઝલાયું
મન મનમથ–બાણે મૂળમાં છે ધવાયું;
તહીં ખરી જઇ જૂનાં પાન વાએ અનેરા,
નવતર દીસે છે અંકુરો આમ્ર કેરા!

(કે. હ. ધ્રુવ.)

માટે પ્રિયા! હવે મ્હને તમે તમારા ગૌવન રસામૃતનું પાન કરાવો અને રતિરંગનો લ્હાવો ઉડાવો."

"કનકસિંહ! ચાર દિવસથી ચાંદની જેવા આ ક્ષણભંગુર માનવજીવનમાં શા માટે આવી નીચતા કરો છો?–પાપમાં પાય ધરો છો? જે રૂપ જોઇ તમે દીવાના બન્યા છો–જે કાયા જોઈ તમે મોહાધીન થયા છો એ રૂપ નાશવંત છે–એ કાયા અંતે માટીમાં મળી જનાર છે; માટે જે પરમકૃપાળુ પરમાત્માએ સુંદરતા ઉત્પન્ન કરી છે તે પિતાના સૌંદર્યને જ જોવાની લાલસા રાખો, તથા આ વિલાસ લાલસાનો અને રાક્ષસી મહત્વાકાંક્ષાનો ત્યાગ કરો. વિલાસપ્રાપ્તિથી સુખનો સાક્ષાત્કાર નહિ થતાં દુઃખનો જ અનુભવ થશે."

"ના ના–ઓ અજ્ઞાની છોકરી, હજી સુધી તું અનંગની અપાર પીડાથી અજાણી છે તેથી જ આમ કહે છે. શરાબ અને સુંદરી એ બેજ વસ્તુઓ બેચેન મગજને રાહત આપનાર છે; માટે મ્હારું કહ્યું માન અને છોડી દે ગુમાન." કનકસિંહે આવેશમાં જ કહ્યું.

"નહિ નહિ, ક્ષત્રિય કન્યા પ્રસન્નતાપૂર્વક મૃત્યુને આલિંગન કરશે; પરંતુ કદાપિ અધર્માચરણ નહિ જ આચરશે. જુઓ વિચારો કે, તમારાં અધર્મી આચરણોનો ઉત્તર, તમારે પરમકૃપાળુ કિરતારના દરબારમાં આપવો પડશે. શું તમે એમ સમજો છો કે, આવો અધર્મ આચારી અંતે તમે મુક્તિ મેળવી શકશો? હજી પણ હું તમને સાવ-

ધ્યાન કરું છું કે, અધર્મનો ત્યાગ કરી ઇશ્વરનું સ્મરણ કરો કે જેથી તમારા માનવજીવનની સાર્થકતા થાય.

જીવન છે એ સ્વપ્નું ક્ષણિક, પળમાં ઉડી એ જાય છે,
પુણ્યને બસ પાપનો, સંગાથ સાથે થાય છે;
જુવાની આ જશે ચાલી, જશે આ પાપને માયા,
મળશે માટી માંહી આ, તમારી તો કનક કાયા.

માટે મિથ્યા ભ્રમમાં ન ભમો એટલો જ મ્હારો ઉપદેશ છે, ”

“ મૃગલોચનિ ! હું ત્હારી પાસે ઉપદેશ સાંભળવા આવ્યો નથી. જો તું મ્હારી ઇચ્છા પૂર્ણ નહિ કરે તો જુલ્મ ગુજારીને, દુઃખોની વૃષ્ટિ વર્ષાવીને હું તને મ્હારી સત્તાને આધીન કરીશ; માટે દુરાગ્રહમાં સાર નથી—અહીં કોઈ ત્હારું મદદગાર નથી. ”

“ જેનું મદદગાર કોઇ નથી તેનો મદદગાર પરમકૃપાળુ કિરતાર છે કે જેની શક્તિ સમક્ષ સેંકડો શતરૂઓ લાચાર છે. દુઃખ સુખની મ્હને પરવાહ નથી. ક્ષત્રિય બાળા દુઃખતો સાગરજતી નાખો. વળી તમે એટલું અવશ્ય સ્મરણમાં રાખજો કે, જો નેત્રનાં પાણી મોજે ચડે, જો ચંદ્રમાંથી અગ્નિ વર્ષે અને સમુદ્ર પોતાની મઝા મૂકે તોજ તમારી પાપવાસના પૂર્ણ થાય તેમ છે. ” મૃગલોચનીએ દૃઢતા દર્શાવી.

“ ઠીક છે, હવે થોડા સમયમાં જ તું જોઇશ કે ત્હારી કેવી દુર્દશા થાય છે. શું એક નામર્દ છોકરો વીરસિંહ ત્હારા પ્યારનો ઉમ્મીદવાર છે ? હું એ ત્હારા પ્રિયતમાનો પ્રાણનો સંહાર કરી નાખી તને મ્હારી પ્રિયતમા બનાવીશ. ” આમ કહીને ઉત્તરની રાહ નહિ જોતાં કનકસિંહ એ ગુફામાંથી બ્હાર નીકળી પડયો. તેને પાછો ફરતો જોઇને જ્યોતિસિંહે એટલામાં જ છુપાઇ જવાનો વિચાર કર્યો, પરંતુ અફસોસ કે, એ ઉંડા સાંકડા નાળામાં છુપાઈ રહેવા જેવું એક પણ

સ્થાન નહોતું. લાચારીથી તેને નાળાની બ્હાર નીકળી જવું પડ્યું. પહેલા નાળાની બ્હાર નીકળી પડી તે એક ખુણામાં છુપાઈ ગયો. કનકસિંહ ત્યાંથી નીકળી રામગઢ તરફ રવાના થઈ ગયો.

હવે જ્યોતિસિંહ વિચારવા લાગ્યો:—"હું એકલો જ એ ગુફામાંથી રાજનન્દિની અને કિશોરીને કેવી રીતે મુક્ત કરીશ? લદીને કાંઇ, તેમને શયતાન શત્રુઓના પંઝામાંથી મુક્ત કરી શકાય તેમ નથી. વળી જો હું મહારાણાનો વેશ ધારણ કરીને એ ગુફામાં જાઉં તો પણ હાલ મ્હારો હેતુ સિદ્ધ થાય તેમ નથી; કેમકે મહારાણો હમણાં જ ગુફામાં જઇ આવ્યો છે. વળી જો બીજી કોઈ યુક્તિ અજમાવું અને તે શત્રુના જાણવામાં આવે તો તે રાજનન્દિની અને કિશોરીને બીજા કોઇ સ્થળે છુપાવી રાખે, અને મ્હારી સઘળી મહેનત બરબાદ કરી નાખે; તેથી રાજકુમાર પાસે જઈ ત્યાંથી થોડા માણુસો મેળવીને અહીં આવવું જ મ્હને વિશેષ કલ્યાણકર જણાય છે."

આવો વિચાર કરી જ્યોતિસિંહ રત્નગઢ તરફ જવા લાગ્યો. સમસ્ત રાત્રિ ચાલવામાં પસાર કર્યા પછી બીજે દિવસે સ્હવારે તે વીરસિંહ પાસે જઇ પહોંચ્યો. વીરસિંહે જ્યોતિસિંહને સ્નેહાલિંગન કર્યું, અને ઉત્સુકતાથી પૂછ્યું:—"કેમ કાંઇ પત્તો લાગ્યો કે?"

આ પ્રશ્નનો ઉત્તર હકારમાં સાંભળી વીરસિંહ અત્યંત પ્રસન્ન થયો. તેણે પોતાની પાસે બેઠેલા સઘળા લોકોને વિદાય કરી દીધા. એ સ્થળે માત્ર વીરસિંહ, લક્ષ્મણસિંહ, શૂરસિંહ અને જ્યોતિસિંહ રહ્યા. વીરસિંહે જ્યારે સઘળી હકીકત પૂછી ત્યારે જ્યોતિસિંહે સઘળી હકીકત તેને કહી સંભળાવી. ત્યાર પછી તેણે કહ્યું:—"જો બીજા કોઇને મુક્ત કરવાનું હોત તો હું કોઇ પણ યુક્તિ અજમાવત, અને કદાચ મ્હારી યુક્તિનો ભેદ શત્રુ સમજી જાત તો તેની આંખોમાં

ધૂળ નાખી નાશી આવત: પરંતુ આ પ્રકાર મૃગલોચનીનો છે. તેઓ સુખપૂર્વક મુક્ત થઇ આવે એવી જ મ્હારી ઇચ્છા છે. વળી આપણી યુક્તિ નિષ્ફળ ન જ જવી જોઇએ. હું માત્ર લક્ષ્મણસિંહને લઇ જવા અહીં આવ્યો છું. તેથી એ સમાચાર પણ હું જાણી શક્યો છું કે, આપે યુદ્ધભૂમિમાં મહારાણા કનકસિંહનો પરાજય કર્યો છે. હવે જો કદાચ લક્ષ્મણસિંહ મ્હારી સાથે આવે તો તેથી કાંઇ અડચણ જેવું નથી."

"હું તથા લક્ષ્મણસિંહ બન્ને જણા તમારી સાથે આવીએ છીએ. હવે પાછી એકાએક લડાઈ થાય એવી સંભાવના નથી." વીરસિંહે કહ્યું.

"સારી વાત છે. આપ પણ ચાલો." સંમતિ મળતાં જ રાજકુમાર તરત તૈયાર થઈ ગયો, તથા શૂરસિંહને આવશ્યક સુચનાઓ કરી સંધ્યાકાળ થતાં ન થતાંમાં તો તેઓ ત્યાંથી નીકળી પડયા. વીરસિંહ ઘોડાપર બેઠો હતો અને જ્યોતિસિંહ તથા લક્ષ્મણસિંહ પગે ચાલતા હતા. રસ્તે ચાલતાં ચાલતાં રાજકુમારે વિજયપ્રાપ્તિના અથેતિ વર્ત્તમાન જ્યોતિસિંહને કહી સંભળાવ્યા, તથા જે સવારો બુરખા નાખીને આવ્યા હતા તેમની હકીકત સુદ્ધાં કહી. એ સમાચાર સાંભળી જ્યોતિસિંહ પણ વિસ્મિત બની ગયો તથા એ બુરખાવાળાઓ કોણ હશે એ તે સમજી શકયો નહિ.

આવી રીતે તેઓ માર્ગ કાપતા હતા. ચાંદની હોવાથી રસ્તો સ્પષ્ટ જોવામાં આવતો હતો. તેઓ લગભગ ચારેક ગાઉ ગયા હશે એવામાં એકાએક ભૈરવનાથ એકલો તેમની નજરે પડયો. ભૈરવનાથે રાજકુમારને જોઇ તેની પાસે આવી સલામ કરી. તેની સલામના ઉત્તરમાં વીરસિંહે હાસ્ય કર્યું. લક્ષ્મણસિંહે કહ્યું:—"કેમ ભૈરવનાથજી!

આપે એક નામર્દ દગાબાજ અને ચોર રાજાની સેવાને કેમ સ્વીકારી છે? આપ અમારા દરબારમાં આવીને જુઓ તો ખરા કે, અમારા સરદારો કેવા શૂરવીરશિરોમણી અને ન્યાયપ્રિય છે?!"

ભૈરવનાથે કહ્યું:—"તમારૂં કહેવું ઠીક છે. એક દિવસે એમજ થશે. જ્યાં સુધી મહારાણા કનકસિંહ સાથેના તમારા વિરોધભાવનો અંત ન આવી જાય ત્યાં સુધી હું તમારો સોબતી કેવી રીતે થઈ શકું? વળી હું તમારો સોબતી થઉં તો પણ તમે મ્હારાપર વિશ્વાસ ક્યાંથી મૂકો? ગમે તેમ તો પણ હું એક બહુરૂપી છું." આમ કહી વીરસિંહને પુનઃ નમન કરી તેણે ત્વરાથી બીજો માર્ગ સ્વીકાર્યો, અને જોતજોતામાં તે ગાઢ જંગલમાં અદ્રશ્ય થઇ ગયો.

જ્યોતિસિંહે રાજકુમારને કહ્યું:—"માર્ગમાં આપણને ભૈરવનાથ મળ્યો. એ ઠીક થયું નથી. આપણે કયાં જઇએ છીએ તેની તપાસ કર્યા સિવાય હવે તે નિશ્ચિંત થશે નહિ."

"હા, એમાં તો સંદેહ નથી કે આપણને ખરાબ શુકન થયા છે!" લક્ષ્મણસિંહે જ્યોતિસિંહના સંદેહને દૃઢ કર્યો.

રાજકુમારે ધબકતા હૃદયે કહ્યું:—"ત્યારે હવે આપણે શું કરીશું? આ વખતે બીજી કોઇ યુક્તિ આપણે અજમાવી શકીએ તેમ નથી."

"આપણે સીધા રસ્તાનો ત્યાગ કરી જંગલના રસ્તે જઇશું તો એના અંતરમાં સંદેહ ઉપજશે નહિ. વળી આ જંગલના રસ્તામાં ઘણાં મયદાનો આવેલાં છે; તેથી જો કોઈ આપણી પાછળ આવતું હશે તો તે પણ આપણને માલૂમ પડયા સિવાય રહેશે નહિ." જ્યોતિસિંહે કહ્યું.

બન્ને જણા જ્યોતિસિંહના આ વિચારને સંમત થયા. તેમણે ત્રણે જણાએ બીજે રસ્તે જ્યોતિસિંહની પાછળ પાછળ ચાલવા માંડ્યું.

તેમના સદ્ભાગ્યે કોઇએ તેમની પૂંઠ પકડી નહોતી.

પ્રભાતકાળે તેઓ એક નાળા પાસે જઈ પહોંચ્યા એ નાળાના કિનારાપર બેસી તેઓ પ્રાભાતિક નિત્યકાર્યથી નિવૃત્ત થયા. પછીથી આગળ ચાલતાં ચાલતાં એક પ્રહર દિવસ ચઢતાં તેઓ એક જંગલમાં જઇ પહોંચ્યા. એ સ્થળેથી જે ગુફામાં મૃગલોચની અને કિશોરી હતાં તે ગુફાનું નાળું લગભગ બે ગાઉના અંતરે હતું. જ્યોતિસિંહે કહ્યું:—"હવે દિવસનો અવશિષ્ટ સમય આપણે અહીં જ પસાર કરી નાખીએ તો ઠીક, કેમકે, રાત્રે આપણે સહેલાઇથી આપણું કાર્ય સિદ્ધ કરી શકીશું."

ત્રણે જણાએ એક ઘટાદાર વૃક્ષ નીચે મુકામ કર્યો. ઘોડાના જીનને નીચે નાખી તેનાપર રાજકુમાર બેઠો તથા ઘોડાને એટલામાં ચરવા માટે છોડી દીધો. આખો દિવસ વાતચિત કરવામાં અને યુક્તિઓ રચવામાં પસાર થઇ ગયો. સર્યાસ્ત થતાં પૂર્વે એ ત્રણે જણા આ સ્થળેથી રવાના થયા. થોડા સમયમાં જ તેઓ પેલા નાળા પાસે જઈ પહોંચ્યા, અને ત્યાંથી ગુફા તરફ આગળ વધ્યા.

રાજકુમારે આ નાળું જોઇને કહ્યું:—"ઘણું ભયંકર નાળું છે." નાળાના મ્હોં પાસે જતાં જ્યોતિસિંહે જે સ્થળે ગઇ કાલે પ્રકાશ જોયો હતો ત્યાં અંધકાર જોવામાં આવ્યો. શો પ્રકાર બન્યો હશે એના ગંભીર વિચારમાં તે પડી ગયો! અંતે તેઓ જ્યારે ગુફાના દ્વાર પાસે જઈ પહોંચ્યા ત્યારે ત્યાં તેમણે કેટલાક માણસોને જખ્મી થઇને પડી રહેલા જોયા. વિના વિલંબે જ્યોતિસિંહે પોતાના વાટવામાંથી રોશનીનો સામાન કાઢી પ્રકાશ કર્યો. એ પ્રકાશમાં તેણે જોયું કે, આ ગુફા પાસે જેટલા પહેરેગીરો ગઇ કાલે પહેરો ભરતા હતા તેઓ સર્વ જખ્મી થઇ જમીનદોસ્ત બની ગયા હતા, ગુફામાં જઇને

તપાસ કરવામાં આવી તો ત્યાં મૃગલોચની તથા કિશોરી માલૂમ પડી નહિ. બન્નેનાં ઘરેણાં માત્ર ત્યાં પડી રહેલાં હતાં. ચોતરફ લોહીના ડાઘ પડેલા હતા. આવો ભયંકર દેખાવ જોવામાં આવતાં કુમારથી રહી શકાયું નહિ. તેનો જીવ વ્યાકુળ બની ગયો. એક હાય મારીને તે એજ સ્થળે બેસી ગયો, તથા રુદન કરવા લાગ્યો. જ્યોતિસિંહ તેને સમજાવવા લાગ્યો કે, “આપ આટલા બધા અધીરા કેમ બની જાઓ છો ? જે પરમાત્મા આપણને અહીં સુધી લાવ્યા છે તે જ પરમાત્મા આપણને પુનઃ રાજનન્દિની પાસે લઇ જશે. સંકટ સમયે સુજ્ઞ મનુષ્યે અધીરા બની જવું જોઇએ નહિ. ‘ **चक्रवत् परिवर्त्तन्ते दुःखानि च सुखानि च** ’ સૂત્રાનુસાર સુખ અને દુઃખ સહોદર સ્વરૂપ છે. જેવી રીતે આકાશમાં ચંદ્ર અને સૂર્ય બન્ને ભાઇઓ ક્રમાન્વયે દિવસ અને રાત્રિ લાવે છે તેવી જ રીતે સુખ અને દુઃખ, ભાગ્યાકાશમાં સુખરૂપ પ્રકાશ અને દુઃખરૂપ અંધકારનો વિસ્તાર કરે છે. ગગનમંડળ ક્વચિત્ મેઘાચ્છાદિત રહે છે તો ક્વચિત્ સ્વચ્છ રહે છે તેવી જ રીતે ક્વચિત્ દુઃખરૂપ મેઘ આચ્છન્ન થઈને અંધકારમય થાય છે તો ક્વચિત્ સુખના સ્નિગ્ધ પ્રકાશથી પ્રકાશિત થાય છે. ભાગ્ય કદાપિ શૂન્ય થઇ રહેતું નથી. સુખ કિંવા દુઃખનું અસ્તિત્વ ભાગ્યમાં અવશ્ય રહે છે જ. વળી મનુષ્યના ભાગ્યાકાશમાં પ્રથમ દુઃખનો ઉદય થાય એ જ ઉત્તમ છે. એમાં અનંત સુખ છે. જીવનપર્યંત દુઃખ ભોગનાર કિંવા સુખ ભોગવનાર વ્યક્તિ વિશ્વમાં વિરલ હોય છે. જેણે દુઃખ અને સુખ બન્ને ભોગવ્યાં હોય છે તેજ સત્ય સુખનો આસ્વાદ અનુભવી શકે છે. સુખ ભોગવ્યા પછી જે દુઃખ ભોગવે છે તે અવશ્ય દુર્ભાગી જ છે. દુઃખ ભોગવ્યા સિવાય સુખની પ્રાપ્તિ થતી નથી એવું વિધિનું વિધાન વિશ્વમાં સર્વત્ર જોવામાં આવે છે.”

રાજકુમાર વીરસિંહે કહ્યું:—" ભાઇ ! તમારું કહેવું યથાર્થ છે; પરંતુ આ સ્થળનો દેખાવ જોતાં મ્હને એમજ લાગે છે કે, મ્હારા અંતરની આરાધ્યા દેવી મૃગલોચની આ પાપતાપપૂર્ણ પૃથિવીનો પરિત્યાગ કરી પરલોકપ્રયાણ કરી ગઇ છે. અરેરે ! મ્હારા સુખની આશાનો પ્રાસાદ જમીનદોસ્ત થઈ ગયો છો હાય ! કમનસીબ કિસ્મત !

ભાગ્યના પાસા બધા ઉલટા કદિ જો થાય છે;
સુખ અને આશા તણો પ્રાસાદ તૂટી જાય છે.

મ્હારી મહત્વાકાંક્ષા સર્વથા યાતનાદાયિની નિરાશાના સ્વરૂપમાં ફેરવાઇ ગઈ છે."

"રાજકુમાર ! આપ નિરાશ ન બની જાઓ. જો રાજનન્દિનીનો જીવ ગયો હોત તો તેમનો મૃતદેહ અહીં આટલામાં જ પડયો હોત." જ્યોતિસિંહે રાજકુમારનું સમાધાન કરવાના હેતુથી કહ્યું.

"આ કદાચ ભૈરવનાથની કોઈ ચાલાકી તો નહિ હોય ?" લક્ષ્મણસિંહે સંશયાધીન થઇને કહ્યું.

"ના, તેની ચાલાકી હોય એમ લાગતું નથી. વળી આપણે કદાચ એમ માની લઇએ કે, આ ભૈરવનાથની જ ચાલાકી હોય તો ગુફાની બ્હાર પહેરો ભરતા પહેરેગીરોને કોણે મારી નાખ્યા ? આ આશ્ચર્યજનક પ્રકાર બરાબર સમજી શકાતો નથી. ફિકર નહિ. પ્રયત્ન કોઇ પણ પ્રકાર અસાધ્ય નથી, હવે આપણે અહીંથી સત્વર ચાલી નીકળવું જોઇએ." જ્યોતિસિંહે કહ્યું.

આ સમયની રાજકુમાર વીરસિંહની હૃદયવિદારક સ્થિતિનું યથાર્થ વર્ણન આ નિર્જીવ લેખિનીથી થઈ શકે તેમ નથી. તેને ઘણું સમજાવવામાં આવ્યો—વિવિધ પ્રકારે તેનું સાંત્વન કરવામાં આવ્યું ત્યારે તે નાળામાંથી બ્હાર નીકળ્યો. પછીથી લક્ષ્મણસિંહે કહ્યું:—

વારુ, હવે તમે અમને મહારાણા કનકસિંહની રાણી પાસે તો લઇ જાઓ."

"ભલે ચાલો." જ્યોતિસિંહે સમંત થતાં કહ્યું.

પછીથી જ્યોતિસિંહ તેમની બન્નેની સાથે, તેણે જ્યાં મહારાણી કલાવતીને રાખી હતી ત્યાં ગયો; કિન્તુ ત્યાં કલાવતી પણ નહોતી. આથી સર્વેની ચિંતા વૃદ્ધિગંત થઇ ગઈ. મધ્યરાત્રિ વીતી ગઈ હતી. ત્રણે જણા બેઠા બેઠા આ આશ્ચર્યજનક ઘટનાનો વિચાર કર્યા કરતા હતા. થોડા સમય પછી લક્ષ્મણસિંહ બોલી ઉઠયોઃ—"ગુરૂજી! મ્હને એક યુક્તિ સૂઝી છે. એ યુક્તિ અજમાવી જોવાથી આ આશ્ચર્યયુક્ત ઘટના કેવી રીતે ઘટી છે તે અવશ્ય આપણા જાણવામાં આવશે. આપ આ સ્થળે જ આરામ લ્યો. હું પત્તો મેળવવા જાઉં છું."

"ભાઇ જા! તું કોઇ પ્રશંસાપાત્ર કાર્ય કર. હું અને રાજકુમાર આ સ્થળે જ વિશ્રામ લઈએ છીએ." જ્યોતિસિંહે તેને યુક્તિ અજમાવવાની રજા આવી.

પછીથી એક પંડિતનો વેશ ધારણ કરી લક્ષ્મણસિંહ ત્યાંથી રવાના થયો. ત્યાંથી રામગઢ વિશેષ દૂર નહોતું તેથી થોડા સમયમાં જ તે ત્યાં જઇ પહોંચ્યો. દૂરથી તેણે જોયું કે, એક સિપાહી ટહેલતો ટહેલતો પહેરો ભર્યા કરતો હતો. લક્ષ્મણસિંહ એક શીશી હાથમાં લઇને તેની પાસે ગયો તથા તેને એક સોનામહોર દેખાડીને કહ્યું:—"જમાદાર સાહેબ! આ સોનામહોર આપ લ્યો, અને આ શાનું અત્તર છે તે કહી આપો. એક વિદેશી વ્યાપારીએ મ્હને આ અત્તર આપીને એમ કહ્યું છે કે, 'જો તમે આ અત્તર કયી જાતનું છે એ કહી શકશો તો હું તમને પાંચ સોનામહોરો આપીશ.' પરંતુ હું કોઈ દિવસ અત્તર વાપરતો નહિ હોવાથી આ અત્તર

ઓળખવા આપની પાસે આવ્યો છું. આપ રાજદરબારમાં છો તેથી અનેક વિધ પ્રકારનાં અત્તરોનો આપે સદુપયોગ કર્યો હશે. અદ્યાપિ મ્હને થોડો સમય છે. સ્હવારમાં એ વિદેશી વ્યાપારીને ઉત્તર આપવાનો વાયદો છે, માટે જો આ મહોર લઇ આપ અત્તર ઓળખી આપો તો મ્હને એ વ્યાપારી પાસેથી પાંચ સોનામહોરો મળે તેમ છે."

લક્ષ્મણસિંહના આ વચનો સાંભળી તથા પાસે સળગતા એક દીપકના પ્રકાશમાં સોનામહોર જોઇ પેહેરેગીરના મ્હોંમાં પાણી છૂટયું. આ સુયોગને વ્યર્થ નહિ જવા દેવાનો તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો. તેણે વિચાર્યું:–"આ કોઇ અજબ બેવકૂફ માણસ હોય એમ લાગે છે. આ અત્તર શાનું છે તેનો હું અસત્ય ઉત્તર આપીશ તો પણ એ કાંઇ આવતી કાલે પાછો મ્હારી પાસે સોનામહોર પાછી લેવા આવવાનો નથી. ખરૂં જ છે કે, લોભીઆ વસતા હોય ત્યાં ધુતારા ભૂખે મરતા નથી." આમ વિચારીને સોનામહોરને તેણે પોતાના ખિસ્સામાં મૂકી દઇને પ્રસન્નતાસૂચક સ્વરે કહ્યું:–એમાં શી મ્હોટી વાત છે. આ અત્તર શાનું છે તે હું હમણાં જ કહી આપું છું. અત્તરોનો ઉપયોગ કરવામાં જ આજ સુધીનું મ્હારૂં જીવન પસાર થયું છે."

વાસ્તવિક રીતે આ પહેરેગીરે તેની આટલી ઉમ્મરમાં એકકે વખત અત્તર સુંઘ્યું નહોતું; પરંતુ માર તોપ, કોણ પુછે છે ? એ વાક્યાનુસાર તેણે અસત્ય વાક્ય ઉચાર્યું હતું. તેણે વિના વિલંબે અત્તરની શીશીનો બુચ કાઢી નાખી શીશી સુંઘતાં ક્ષણ માત્રમાં જ તે બેહોશ બની જઇ પૃથ્વીપર ઢળી પડયો. પછીથી એ સિપાહીને ગાંસડીમાં બાંધી લઇ, તેને ઉંચકીને લક્ષ્મણસિંહ જ્યોતિર્સિંહ પાસે ગયો અને કહ્યું:–"આ કિલ્લાનો પહેરગીર છે; એને સઘળી હકીકત

આપણે પૂછી લઇએ. છતાં જો આપણો હેતુ સિદ્ધ નહિ થાય તો આપણે બીજી કોઈ યુક્તિ અજમાવીશું."

આમ કહીને લક્ષ્મણસિંહ એ પહેરેગીરને પુનઃ એક પ્રકારનું ઔષધ સુંઘાડીને શુદ્ધિમાં લાવ્યો. શુદ્ધિમાં આવતાં જ પોતાને ભીષણ અરણ્યમાં આવી ચઢેલો જોઇ એ પહેરેગીર વિસ્મત, ભયભીત અને આશ્ચર્યચકિત બની ગયો, પોતાને અત્તર સુંઘાડનાર પંડિતને તેણે બીજા બે બહાદુર પુરુષોસહ પોતાની પાસે ઉભો રહેલો જોયો. તે કાંઇ કહેવાનો પ્રયત્ન કરતો હતો એવામાં લક્ષ્મણસિંહે કડક સ્વરે તેને પૂછ્યું:—" ત્હારાં મહારાણી ક્યાં છે તે તું અમને કહે જોઇએ ?"

પહેરેગીરે આ પ્રશ્નના ઉત્તરમાં એક શબ્દ પણ કહ્યો નહિ; તેથી તેના હાથપગ મજબુતાઇથી બાંધી દેવામાં આવ્યા; આમ છતાં તેણે પૂછ્યું:—" મહારાણીની હકીકત પૂછનાર તમે કોણ છો ? તમે શામાટે મ્હને આ હકીકત પૂછો છો ?"

જ્યોતિસિંહે તેને એક લત્તાપ્રહાર કરીને કહ્યું:—" મૂગો મૂગો તને પૂછવામાં આવે એ પ્રશ્નોનો સત્વર ઉત્તર આપ, નહિ તો જોતજોતામાં જીવથી જઇશ."

પહેરેગીરે નમ્ર થઇ જઇને કહ્યું:—"કેટલાક દિવસથી મહારાણી ગૂમ થઇ ગયાં છે; તેમનો બિલ્કુલ પત્તો લાગતો નથી. મહેલમાં પણ ગરબડાટ થઇ રહ્યો છે. આથી વિશેષ કાંઈ હું જાણતો નથી."

જ્યોતિસિંહે વીરસિંહને કહ્યું:—"હવે આપણું કાર્ય સિદ્ધ થતાં થોડા દિવસનો વિલંબ લાગશે. આપ લશ્કરમાં ચાલ્યા જાઓ. હું આપના કાર્યાર્થે જાઉં છું."

વીરસિંહે કહ્યું:—" હવે આપણું કાર્ય સિદ્ધ નહિ થાય ત્યાં સુધી હું લશ્કરમાં જનાર નથી—ત્યાં મ્હને એક ક્ષણ પણ ચેન પડનાર નથી."

જ્યોતિર્સિંહે કહ્યું:—" જો આપ આમ કરશો તો મહાન્ સંકટ આવી પડશે. જો આ વર્તમાન કનકસિંહના જાણવામાં આવશે તો તે યુદ્ધ કરવામાં એક ક્ષણનો પણ વિલંબ નહિ કરે. વળી આપ યુદ્ધક્ષેત્રમાં હાજર નહિ હો તો મહારાણા જયસિંહજી પણ ગભરાઈ જશે. આપના પિતાજી પણ આપની ગેરહાજરીના સમાચાર સાંભળી વ્યાકુળ બની જશે!"

વીરસિંહે વિષણ્ણવદને કહ્યું:—"જ્યારે મ્હારી પ્રાણાધિક જીવન-મોહિની મૃગલોચની હવે આ જગત્માં નથી ત્યારે પછી મ્હારે મન નગરવાસ અને અરણ્યવાસ સમાન છે!

જ્યોતિર્સિંહે વીરસિંહને ઘણું સમજાવ્યો. તેણે કહ્યું:—" રાજકુમાર! આપે અધીરા બની જઇ સર્વના આત્માને અપાર શોક સંતાપ થાય એવું કાર્ય કદાપિ કરવું જોઇએ નહિ. આપ જાણો જ છો કે, મ્હારી સઘળી મહેનત આપને સુખી કરવા માટે જ છે; છતાં આપ જ્યારે આવી રીતે નાઉમ્મીદ બની જાઓ તો પછી મ્હને મ્હારું કાર્ય કરવામાં ઉમંગ કયાંથી રહે?"

આ વચનો સાંભળી રાજકુમારે કહ્યું:—" ઠીક છે; આવતી કાલનો દિવસ મ્હને તમારી સાથે રહેવા દ્યો. જો ત્યાં સુધીમાં પણ મૃગલોચનીનો પત્તો નહિ લાગે તો હું લશ્કરમાં ચાલ્યો જઇશ, અને સૈન્યસહ રામગઢપર ચઢી આવીશ. હું યુદ્ધનો આરંભ કરી દઇશ અને તમે મ્હારી પ્રાણાધિક મૃગલોચનીની શોધ કરજો."

અંતે જ્યોતિર્સિંહે વીરસિંહનાં આ વચનો માન્ય કર્યાં. આ સઘળી વાતચિત ઘણી સાવધાનતાથી કરવામાં આવી હતી; તેથી જે પહેરેગીરને લક્ષ્મણસિંહ પકડી લાવ્યો હતો તે એમાંનો એક અક્ષર સુદ્ધાં સાંભળી શક્યો નહિ.

જ્યોતિસિંહે એ પહેરેગીરને એક વૃક્ષના થડ સાથે બરાબર બાંધી દીધો, અને લક્ષ્મણસિંહને કહ્યું:—" હવે તું અહીં રાજકુમાર પાસે રહે અને હું પત્તો મેળવવા જઉં છું."

આમ કહી લક્ષ્મણસિંહને ગુપ્ત રીતે કંઇ વાત પૂછી રાજ-કુમાર પાસેથી વિદાય લઇ જ્યોતિસિંહ કિલ્લા તરફ રવાના થઇ ગયો,

---

## પ્રકરણ ૨૬ મું. શત્રુના સપાટામાં વીરસિંહ.

---

જે જંગલમાં વીરસિંહ અને લક્ષ્મણસિંહ બેઠા હતા, તથા પેલા પહેરેગીરને વૃક્ષના થડ સાથે બાંધેલો હતો એ જંગલ ઘણું ભયંકર હતું. જ્યોતિસિંહના ચાલ્યા ગયા પછી વીરસિંહ અને લક્ષ્મણસિંહ એક પત્થરપર બેસી વાતચિત કરવા લાગ્યા.

બરાબર પ્રભાતકાળના અરસામાં કોઇનો ફેંકેલો એક ન્હાનો પત્થર વીરસિંહના પગ પાસે પડયો. આથી વીરસિંહ અને લક્ષ્મણસિંહ અત્યંત આશ્ચર્ય પામ્યા. જે તરફથી એ પત્થર આવ્યો હતો તે તરફ તેમણે દૃષ્ટિ કરી એવામાં એક ન્હાનો પત્થર તેમની પાસે આવીને પડયો; પણ કોઇને વાગ્યો નહિ. આ સમયે લક્ષ્મણસિંહે ઉચ્ચ સ્વરે કહ્યું:—" છુપાઇને પત્થરો મારનાર કોણ છે? સ્હામે આવતાં શું થાય છે?"

આ પ્રશ્નના ઉત્તરમાં એવું વાક્ય સાંભળવામાં આવ્યું કે, લુચ્ચા-ઓની સાથે લુચ્ચાઇ કર્યા સિવાય ચાલતું નથી. સીધી આંગળીથી કદાપિ ઘી નીકળતું નથી."

આ ઉત્તર સાંભળવામાં આવતાં રાજકુમાર ઘણો ક્રોધે ભરાયો. તેણે પોતાની તેજસ્વી તલ્વારને મ્યાનમાંથી મ્હાર ખેંચી કાઢી. આ પ્રકાર જોઇ લક્ષ્મણસિંહે કહ્યું:—" આપ શા માટે તકલીફ ઉઠાવો છો? એ નાર્મદને હું હમણાં જ આપની પાસે હાજર કરું છું. એમાં શું મ્હોટું કામ છે?" આમ કહીને જે તરફથી ઉપર્યુક્ત અવાજ આવ્યો હતો તે તરફ લક્ષ્મણસિંહ ગયો. થોડે દૂર જતાં લક્ષ્મણસિંહ એક બીચ ઝાડીમાં એક માણસને જોઈ શક્યો. એ માણસ ઝાડીમાં ભરાઇ રહેલો હોવાથી તેનું મ્હોં સ્પષ્ટતાથી જોઇ શકાતું નહોતું. લક્ષ્મણસિંહને પોતાના તરફ આવતો જોઇ તેનાપર બીજો એક પત્થર ફેંકી એ માણસ પલાયન કરી જવા લાગ્યો. લક્ષ્મણસિંહ પણ તેને પકડવાના ઉદ્દેશથી તેની પાછળ પાછળ દોડવા લાગ્યો; પરંતુ થોડે દૂર જતાં જ એ માણસ કોઇ સ્થળે છુપાઇ ગયો. લક્ષ્મણસિંહે તેની ઘણી શોધ કરીઃ પરંતુ પત્તો લાગ્યો નહિ. સૂર્યોદય થતાં સુધી તેણે એ બદમાશની શોધ કરી; પરંતુ અફસોસ કે બદમાશનો પત્તો ન જ લાગ્યો. અંતે લાચારીથી લક્ષ્મણસિંહ જે સ્થળે રાજકુમાર વીરસિંહ બેઠેલો હતો ત્યાં ગયો; પરંતુ આ સમયે ત્યાં રાજકુમાર પણ નહોતો! રાજકુમારની પણ તેણે ઘણી શોધ કરી; કિન્તુ તેનો પત્તો લાગ્યો નહિ. વળી જે પહેરેગીરને તેણે વૃક્ષના થડ સાથે બાંધ્યો હતો એ પહેરેગીર પણ તેની ગેરહાજરીના સુયોગનો લાભ લઈ ગૂમ થઇ ગયો હતો.

લક્ષ્મણસિંહનાં નયનયુગલમાં અશ્રુજળ ભરાઇ આવ્યું, રાજકુમાર સંબંધી પોતે જ્યોતિસિંહને શો ઉત્તર આપશે એ તે વિચારી શક્યો નહિ. તે સ્વગત કહેવા લાગ્યો:—" હવે હું શું કરું અને રાજકુમારને ક્યાં શોધું? અરેરે! એક કાર્ય સિદ્ધ થતું નથી તે પૂર્વે તો બીજું બગડે છે. વિધિના ભયંકર વિધાનને ટાળી શકવાનું સામર્થ્ય

જો મનુષ્યજાતિમાં હોત તો આ જગતમાં કોઇ પણ માણસને દુઃખનો અનુભવ થાત નહિ. હવે જો રાજકુમારને શોધતો શોધતો હું અહીંથી દૂર નીકળી જઇશ, અને એ સમય દરમ્યાન જ્યોતિસિંહ જો કદાચ આ સ્થળે આવી પહોંચશે, અને અમને નહિ જુએ તો તેમની કેવી સ્થિતિ થઇ જશે ?" આ પ્રમાણે વિચારી આજૂબાજૂમાં તપાસ કરી આવી લક્ષ્મણસિંહ પુનઃ ઉપરોક્ત સ્થળે જઇને બેઠો બેઠો જ્યોતિસિંહની અત્યંત અધીરતાથી રાહ જોવા લાગ્યો, તેના મુખમં; ડળપર હમણાં ગાઢ ચિંતાની છાયા છવાઇ રહી હતી. હવે આપણે જ્યોતિસિંહે કિલ્લામાં જઇને શું કર્યું તેનું દિગ્દર્શન કરીએ.

જ્યોતિસિંહ પહેરેગીરના વેશમાં કિલ્લાના દરવાજા પાસે જઇ પહોંચ્યો. પ્રભાતકાળ થયેલો હોવાથી જે સિપાહીઓ નિદ્રામાંથી જાગ્રત થઇ ગયા હતા તેમણે જ્યોતિસિંહ તરફ જોઇને કહ્યું:—" જયરામસિંહ! તમે ક્યાં જતા રહ્યા હતા? અહીં પહેરામાં ગડબડ થઇ ગઈ હતી. ભૈરવનાથજી અહીં પહેરાની તપાસ કરવા આવ્યા હતા. તમને અહીં નહિ જોયાથી તેઓ તમારાપર અપાર ક્રોધે ભરાઇને તમારી શોધ કરવા ચાલ્યા ગયા છે તે હજી સુધી પાછા આવ્યા નથી. તમારા લીધે અમારે સર્વેને પણ તેમનો ઠપકો અને તિરસ્કાર સહન કરવો પડ્યો."

જયરામસિંહના વેશમાં જ્યોતિસિંહે કહ્યું:—" મ્હારી તબિયત બગડી ગઇ હતી. જંગલ જવાની ઇચ્છા થવાથી હું પહેરાપર ચાલ્યો ગયો હતો. જંગલ જતાં તબિયત વિશેષ બગડ્યાથી મ્હને પાછા ફરતાં ધાર્યા કરતાં વિશેષ વિલંબ થયો છે. હજી પણ મ્હારા પેટમાં ગરબડાટ થયા કરે છે. ભાઈ! જીવની માયા ડુંગર જેવડી હોય છે એ તમે ક્યાં નથી જાણતા ? હું પુનઃ જંગલ જવા જાઉં છું. આ

વખતે હું સત્વર પાછો આવીશ.” આમ કહીને બનાવટી જયરામસિંહ ત્યાંથી ચાલતો થયો.

સિપાહીઓ સાથેની વાતચિતપરથી જ્યોતિસિંહે સાંભળી લીધું કે, ‘ભૈરવનાથ કિલ્લામાં આવ્યો હતો અને તમારી શોધમાં ગયો છે.’ આ હકીકત સાંભળવામાં આવતાં તે હોશિયાર બની ગયો. તેણે વિચાર્યું કે, “જો હું અહીં હાજર હોઇશ અને ભૈરવનાથ આવી પહોંચશે તો તે મ્હને અવશ્ય ઓળખી જશે; તેથી હવે વિશેષ સમય સૂધી અહીં રોકાવામાં કલ્યાણ નથી.’ આવો વિચાર કરી થોડે દૂર જઇ એક ભિખારીનો વેશ ધારણ કરી તે સડકની એક બાજૂએ બેસી ગયો. તથા ભૈરવનાથની પાછા આવવાની રાહ જોવા લાગ્યો.

થોડો સમય પસાર થયો હશે એવામાં તે ભૈરવનાથને કિલ્લા તરફ આવતો જોઇ શકયો. તેની પાછળ પોતાની પીઠપર એક ગાંસડી ઉંચકીને અકબરઅલ્લી આવતો હતો તથા અકબરની પાછળ પેલો પહેરેગીર હતો.

જ્યોતિસિંહ ભૈરવનાથને આવા ઠાઠથી આવતો જોઇ વિસ્મિત અને ભયભીત બની ગયો. એક ક્ષણ માત્રમાં જ તેના અંતરમાં અનેક આશંકાઓ ઉપજી. તેણે વિચાર્યું:—“આ લોકોની સાથે રાજકુમાર અને લક્ષ્મણસિંહની તકરાર જરૂર થયેલી હોવી જોઇએ. તેમ ન બન્યું હોય તો જે પહેરેગીરને ત્યાં વૃક્ષના થડ સાથે બાંધ્યો હતો તે અહીં કેવી રીતે આવી શકે? અકબરની પીઠપર જે ગાંસડી છે એ ગાંસડીમાં રાજકુમાર હોવા જોઇએ યા તો લક્ષ્મણસિંહ હોવો જોઇએ; પરંતુ આ સમયે એક પણ શબ્દ બોલી સકાય એમ નથી.” કેમકે અહીં મ્હને મદદ કરે એવું બીજું એક પણ માણસ નથી.” આમ વિચારી જ્યોતિસિંહ મૌન ધારણ કરી બેસી રહ્યો.

જ્યારે એ ત્રણે જણા એ કિલ્લામાં જતા રહ્યા ત્યારે જ્યોતિર્સિંહ ઉઠી ત્વરિતગતિથી, જે સ્થાને રાજકુમાર અને લક્ષ્મણસિંહ હતા. એ સ્થાન તરફ જવા લાગ્યો. તે જ્યારે યથાસ્થાને જઇ પહોંચ્યો ત્યારે લક્ષ્મણસિંહે વિષણ્ણવદને અને સજળનયને કહ્યું:—" ગુરુજી ! રાજકુમાર દુશ્મનોના કેદી થઇ પડયા છે. આમ કહીને તેણે સઘળી હકીકત જ્યોતિર્સિંહને કહી સંભળાવી. એ હકીકત સાંભળીને તેણે કહ્યું:—"ભાઇ ! આજકાલ આપણી શનીની દશા ચાલતી હોય એમ લાગે છે. આપણો એકકે પ્રયત્ન સફળ થતો નથી. ઉલટા દિવસે દિવસે આપણે વિશેષ સંકટોમાં ફસાઇ પડીએ છીએ. મૃગલોચની અને કિશોરી ક્યાં કેવી સ્થિતિમાં હશે તેની ચિંતા થયા કરતી હતી તેમાં વળી હવે રાજકુમારના ગૂમ થયાની ચિંતા વધી છે. જ્યાં સુધી રાજકુમારનો પત્તો નહિ લાગે ત્યાં સૂધી આપણે મહારાણા જયસિંહજી કિંવા દેવીસિંહજીને આપણું મ્હોં બતાવી શકીશું નહિ."

પછીથી તેમણે બન્ને જણાએ એક બીજાની સાથે આવશ્યક વાતચિત કરી એક તરફનો માર્ગ સ્વીકાર્યો.

---

## પ્રકરણ ૨૭ મું. સુધામાં હલાહલ.

---

ચડયું બ્રહ્માંડ ચકડોળે જીગરમાં આગ વરસે છે,
સીતમગર કાળજાં ફોલે જીગરમાં આગ વરસે છે!
ભલે લૂટો ભલે કૂટો, રિહાઇને કરી નાખુદ,
કરો હર ઝુલ્મ રેલાવો, જીગરમાં આગ વરસે છે.

× × × ×

જીવીને આફતો વેઠી, હજારો સ્થાનતો લીધી।
ફરી છે એ કમાઇ કે, જીગરમાં આગ વરસે છે।
બનો ઝાલિમ! બનો કાતિલઃ ઝહર સિંચો રગેરગમાં
મરો મારો બધી ઝાલીમઃ જીગરમાં આગ વરસે છે!

—વસન્ત.

રામગઢના સુવિસ્તૃત કિલ્લામાં મહારાણા કનકસિંહના ખાસ મહાલયમાં આવેલી એક કોટડીમાં હમણાં બહાદુર વીરકેસરી રાજકુમાર વીરસિંહ વિષણ્ણવદને બેઠેલો હતો, એ કોટડીની આગળ લોઢાના સુદૃઢ સળીઆ જડી દીધેલા હતા. કેટલીક હૃષ્ટપુષ્ટ સ્રીઓ હાથમાં નગ્ન કટારો રાખી એ ઓરડીની આસપાસ પહેરો ભર્યા કરતી હતી. રાજકુમાર આ સમયે અંતરની ઉત્તેજનાથી સ્વગત વિચારતો હતો કે, “ભાગ્યદેવીની ભયંકરતાથી અને વિધાતાના વિચિત્ર વિધાનથી આજે હું એક બકરાની માફક મ્હારા શત્રુની કેદમાં પડેલો છું. અનેક પ્રકારનાં કષ્ટો ઉઠાવ્યા પછી જીવનમોહની મૃગલોચનીનો પત્તો તો મેળવ્યો; છતાં તેનો ઉદ્ધાર કરી શકવાનો સુયોગ મળ્યો નહિ તેથી મ્હને ઘણો અફસોસ થાય છે. હમણાં મ્હારી હૃદયેશ્વરી—આરાધ્યા દેવી આ લોકમાં છે કે પરલોકમાં પહોંચી ગઇ છે તેનો પણ કશો નિર્ણય થઇ શકે તેમ નથી. મૃગલોચની! જીવનાધિકારિણી! એક વખત તું ત્હારા આ દુર્ભાગી પ્રિયતમને દર્શન આપ. ત્હારા દર્શનથી હું મ્હારું સઘળું દુઃખ ભૂલી જઇશ. ત્હારા દર્શનથી આવી દુઃખદ સ્થિતિમાં પણ હું અપાર સુખ અનુભવી શકીશ.

લપાઇ પ્રેમની ઘેલાઇમાં છુપી ખુદાઇ છે,
ચમકતાં લોહખંજરમાં મીઠી લહેજત સમાઇ છે।
થઇ ઘેલા જગે ફરવું, સનમનું ગાન મુખ કરવું,

ઇશ્કમાં ધ્યાન તો ધરવું, સનમનું એ કમાઈ છે।
ભર્યું છે દુઃખ દુનિયામાં, નહિ કંઇ સુખ દુનિયામાં,
છતાં સુખ મેળવે તેથી, જગતમાં એ નવાઈ છે।
હમે ચોળી સહુ અંગે, સનમની યાદ કેરી ખાક,
ધુની આ પ્રેમનીમાં તે, કલિ સુખની લપાઈ છે।
નીસાસા માશૂકના વ્રેહના, તે તો ધમણુ છે,
બન્યાં આ હાડ લાકડું પ્રેમ, અગ્નિકુંડ માંહિ છે।
થઈ ચિતા ભડકતી હોમ, કીધો આંસુડાં ઘીનો,
લઇ મુખમંત્ર માશૂક નામ, આહુતિ અપાઈ છે,
પૂર્યું ઘીને થયા ભડકા, પડી મૂર્તિ નજર તેમાં,
મીઠી મૂર્તિ તણી યાદી, હજી દિલમાં છુપાઈ છે।
લઈ વીણા કરેને ગાય,: દૈવી ગીતડું મીઠું
મધુરાં ગીતની ધુન આ, હૃદયમહીં રહી છવાઈ છે।
કીધો મ્હેં યજ્ઞ તો પુરો, હવે તો ભોગ છે દેવો,
દઇ દે ભોગ લઇ ખંજર, પછી તો બાદશાહી છે।
કહે દુનિયા દિવાનો તો કહે છે કામ તેથી શું।
દીવાના માર તું હૃદયે, સનમ યાદી રહ્યાઇ છે.

—હરિહર.

મૃગલોચનિ! જીવનાધિકે! ત્હારા વિયોગની વ્યથા હવે હું વેઠી શકતો નથી."

રાજકુમાર વીરસિંહ સ્વગત આવી ચિંતા કર્યા કરતો હતો. તે જે ઓરડીમાં કેદી થઈ પડયો હતો તેનો આગળનો ભાગ લોખંડના સળીઆથી જડેલો હોવાથી અંદરનો દેખાવ સ્પષ્ટતાથી જોઇ શકાતો હતો; છતાં આ ઓરડીમાં કોઈ ભેદ તો હતો જ.

પ્રપંચપરાયણ પાપી મનુષ્ય હમ્મેશાં શત્રુથી વિશેષ સાવધાન રહે છે. એવા માણસો પોતાના કેદી શત્રુપર પૂરતી તપાસ રાખી શકાય એટલા માટે તેને આવી ઓરડીમાં જ કેદ કરી રાખે છે કે જેથી પ્રતિપળે તેની હિલચાલપર સહેલાઇથી સંપૂર્ણ લક્ષ્ય આપી શકાય. કનકસિંહે આવા જ ઉદ્દેશથી વીરસિંહને આ ઓરડીમાં કેદ કરી રાખ્યો હતો; છતાં સઘળું ભાન—કષ્ટ ભૂલી જઇ વીરસિંહ તેની પ્રિયતમા મૃગલોચનીનું જ સ્મરણ કર્યા કરતો હતો. મૃગલોચની જીવતી હશે કે કેમ એ માટે પણ તેના અંતરમાં શંકા રહેતી હતી. તેને એવો વિચાર ઉપજતો નહોતો.

"ટાળ્યું જાય મૃત્યુ ના આયુ ખૂટયે
રાખે કૂગે કુંભ દોર તૂટયે ?
એ તો રાને રૂખડાં તુલ્ય આમે
જીવો વિશ્વે નીપજે, નાશ પામે."

(કે. હ. ધ્રુવ.)

વાંચકબંધુઓ, જુઓ તો ખરા કે, પવિત્ર પ્રેમની છબી કેવી મનોહર હોય છે ? જેણે એ છબી મેળવી હોય છે એને જગત્‌માં કોઇ પણ પ્રકારનો અભાવ હોતો નથી. આ નશ્વર જગત્‌માં એજ સુખી છે. પ્રેમના જેવો અમૃતતુલ્ય પદાર્થ સંસારમાં બીજો એકકે નથી. એ અપૂર્વ છબી કિંવા નિધિ બજારમાં વેચાતો નથી; દ્રવ્યથી એ ધન મેળવી શકાતું નથી. રાજ્યભંડારમાં પણ એ વસ્તુ હોતી નથી. એ વસ્તુ તો માત્ર મનમાં અને નયનોના ખુણામાં હોય છે. મન સહિત એક વખત જેનું દર્શન કરાવામાં આવે છે તથા મનમાં અને નયનમાં જો ઉભયનું ઐક્ય થઈ જાય છે ત્યારે તેઓ બન્ને એક બીજાનાં બંધનમાં બંધાય છે. દ્રવ્યથી એ સ્નેહબંધન બંધાતું

નથી. માત્ર દાંપત્ય પ્રેમ જ નહિ; પરંતુ સર્વ પ્રકારના પ્રેમની રીત આવી જ છે, મનનું મિલન થયા સિવાય પ્રેમ ઉપજતો નથી. પ્રેમમાં ગરીબ કે તવંગરનો ભેદ હોતો નથી. મન જેને ચ્હાય છે તે દીન હીન કિંવા કંગાલ હોય છે તો પણ પ્રણયની દૃષ્ટિમાં તે લક્ષપતિ લેખાય છે. જેના પ્રત્યે પ્રેમ ઉપજે છે તેનું દર્શન નહિ થતાં કેટલી વ્યથા થાય છે એ હકીકત પ્રણયી મનુષ્યો જ જાણે છે. પ્રેમ માટે સ્વ. કવિવર ડાહ્યાભાઇ પણ લખી ગયા છે કે,

" નથી પ્રેમ નીપજતો કાંઇ વાટે કે ઘાટે,
નથી પ્રેમ વેચાતો મળતો દોશીડાની હાટે;
લોભના લગડે નહિ લાધે, પ્રેમતણું પરવારજો.
સ્વારથ કાકા કૌઆ કોટે નહીં પ્રીત મોતીની માળજો,"

હે પ્રણય ! કોણ તને રત્ન કહીને સંબોધે છે. અસંખ્ય ઉપાસકો પોતાને પ્રાણ આપીને પણ તને પ્રસન્ન કરી શક્યા નથી. ત્હારી પ્રાપ્તિ આ ત્રિવિધતા પૂર્ણ સંસારમાં ભાગ્યે જ થાય છે. ત્હારા આશ્રિતોને નિરંતર રૂદન જ કરવું પડે છે. ત્હારું હૃદય એટલું બધું કઠોર છે કે, કોમળ કમળને દલિત કરતાં પણ ત્હારા અંતરને આઘાત થતો નથી. હે ઉન્મત્ત મન ! તું પણ અલ્પકાળમાં જ આત્મભાન ભૂલી ઉત્તેજિત કેમ બની જાય છે ? તું ત્હારા આશ્રિત મનુષ્યને દુઃખી શા માટે કરે છે ?

" શું જાણે કે પરવશ થઈ આંસુ છે ઢોળવાનાં ?
શું જાણે કે હૃદય ધરતાં ઘા જ છે લાગવાના ?
આ સંસારે પ્રથમ પ્રીતિએ કોણ જાણી શક્યું છે ?
કે પ્રીતિનું રુધીર સઘળું ઉષ્ણ અશ્રુ તણું છે ? "

કલાપી.

વીરસિંહ પ્રત્યેક ક્ષણે મૃગલોચનીનું સ્મરણ કરી રૂદન કર્યા કરતો હતો. વારંવાર તે ગાઢ નિશ્વાસ મૂકતો હતો. ઘણી વખત તે પોતાના મન સાથે એમ કહેતો હતો કે, " અરેરે ! જો હું બંધનમાં ન બંધાયો હોત—શત્રુના પંઝામાં ન સપડયો હોત તો અત્યાર સુધીમાં હું મ્હારી પ્રેમપ્રતિમાનો પત્તો અવશ્ય મેળવત. આજ સુધી મ્હેં તેને માટે અનેક પ્રકારનું કષ્ટ ઉઠાવ્યું છે; છતાં ભાગ્યદેવીની નિષ્ઠુરતાથી હજી સુધી મ્હારી ઈચ્છા પરિતૃપ્ત થઈ નથી. અત્યારની મ્હારી સ્થિતિ એવી છે કે,

શોભા લૈ હરી પદ્મિનીની દયિતા પેઠે દિનશ્રી ગઇ,
બિંબે સૂર્યનું માહારા હૃદય શું રંગાયું રાગે સહી;
ઓ ઝૂરી ચકવો રહ્યો, હું સરિખો ચિત્તે પ્રિયા ચિંતવી,
દૃષ્ટે વિશ્વની આંધળી મુજ પઠે હા અંધકારે હવી ! "

યથાકાળે મધ્યરાત્રિ થઇ, સર્વત્ર એક પ્રકારની ગંભીર નિસ્તબ્ધતા છવાઇ ગઇ હતી. જનાનાની રમણીઓનો નુપૂરધ્વનિ સંભળાતો બંધ થઇ ગયો હતો. એવામાં જે બેડોળ દેખાવની સ્ત્રીઓ વીરસિંહનાપર પહેરો ભરતી હતી તેમણે ત્યાં દીપકો સળગાવ્યા. ત્યાર પછી એ સ્થળે તેમણે કેટલાંક મૂલ્યવાન્ આસનો ગોઠવી દીધાં. એક આસનપર ઉત્તેજનામયી, મદનોત્પાદિની સુરાસુંદરીની સ્થાપના કરવામાં આવી. પાનદાન, ઈત્રદાન આદિ મુખવાસની સામગ્રી પણ યથાસ્થિત ગોઠવી દેવામાં આવી.

ઉપર દર્શાવ્યાનુસાર સઘળી વ્યવસ્થા કરી એ સ્ત્રીઓ કોઇની માર્ગપ્રતિક્ષા કરવા લાગી. ઉપર પ્રમાણે સઘળી વ્યવસ્થા જોઇ વીરસિંહ ગંભીર વિચારમાં પડી ગયો. તેણે વિચાર્યું કે, " મ્હને બીજા કોઇ સ્થળે કેદ નહિ કરતાં જનાનખાનામાં આવેલી આ ઓરડીમાં

કેમ કેદ કરેલો છે? વળી આવા મધ્યરાત્રિના સમયે અહીં આ સઘળી વ્યવસ્થા કેમ કરવામાં આવી છે ?"

થોડા સમયમાં જ રાણો કનકસિંહ બે ત્રિભુવનમોહિની નવયુવતીઓ સાથે આવીને એક વિરામાસનપર બેઠો; તેની સાથે આવેલી બે નવયુવતીઓ પણ તેની જમણી તેમજ ડાબી બાજૂએ એજ આસનપર બેઠી. એ સુંદરીઓને જોતાંની સાથે જ વીરસિંહ અત્યંત વિસ્મિત બની ગયો. એ બે નવયુવતીઓમાં એક રાજનન્દિની મૃગલોચની અને બીજી તેની સખી કિશોર હતી. વીરસિંહ તેમને બન્નેને જોઈ ઉચ્ચ સ્વરે બોલી ઉઠયો:—" હે પરમાત્મન્ ! હું આ શું જોઉં છું ? શું હું સ્વપ્ન જોઉં છું કે સત્ય પ્રકાર જોઉં છું ? શું આજે મ્હારી પ્રાણેશ્વરી મૃગલોચની—મ્હારા જીવનની આનંદદાયિની મૃગલોચની મ્હારા પ્રબળ હરિફની પાસે બેઠી છે ? તેણે મ્હારા આ નરાધમ હરિફને પોતાના નારીજીવનનું યથાસર્વસ્વ સમર્પણ કર્યું છે ? શું આ પ્રકાર સંભવિત છે ? ના ના—હું ભ્રમમાં ભૂલું છું. મૃગલોચની સ્વધર્મપરાયણા સુંદરી છે. તે મ્હારા સિવાય બીજા કોઇ પણ પુરુષનો તેના અંતરમાં વિચાર સુદ્ધાં કરે તેમ નથી; કેમકે સતી નારી હમ્મેશાં તેના એક જ પ્રાણાધિક પ્રિયતમનું સ્મરણ, મનન અને ચિંત્વન કરે છે.

સતી સૌભાગ્યની દેવી પિયુપદ પ્રેમથી પૂંજે,
નિરંતર નાથને સેવી, ગુણો નિજ નાથના ગૂંજે.
પતિ સાથે જીવન ધરતી, પતિ સાથે બળી મરતી,
પ્રબળ પ્રેમે રતિ ધરતી ચરણ સ્પર્શે ધરા ધ્રુજે.
વહે છે દિવ્યતા જગમાં કરે સંચાર ખગજગમાં,
સતી વિણ શ્રેષ્ટતા જગમાં સતીની અન્ય ના સુઝે.

આજે મ્હારી દૃષ્ટિશક્તિ ભ્રમિત થઇ ગઇ હોય એવો જ મ્હને ભાસ થાય છે!"

"કેમ વીરસિંહજી! શી ચિંતા થાય છે–કહો જોઇએ કે શાથી તમારી મુખમુદ્રા નિસ્તેજ દેખાય છે?" કનકસિંહે ગર્વસૂચક સ્વરે પ્રશ્ન કર્યો.

"મ્હારી ચિંતાનું પ્રયોજન પ્રદર્શિત કરવાની આવશ્યકતા હું વિચારતો નથી.

ના ના પૂછો દિલની દશા જે હોય તે છોને રહી,
શું કામ છે કહો જાણીને કે, હું સુખી છું કે નહીં?"

"જુઓ જુઓ, જે મૃગલોચનીને મેળવવા માટે તમે અપાર પ્રયત્નો કર્યા હતા–જેનું નિરંતર તમે સ્મરણ કર્યા કરતા હતા એ મૃગલોચની હવે બહાદુર કનકસિંહની હૃદયેશ્વરી બની છે–તેને મ્હેં મ્હારી પ્રાણેશ્વરી કરી છે. જુઓ એક વખત મૃગલોચનીનું દર્શન કરો અને તમારા અંતરને શાન્ત કરો!" ઉપહાસસૂચક સ્વરે કનકસિંહે કહ્યું.

આ વચનો સાંભળવામાં આવતાં વીરસિંહના મસ્તક પર જાણે કે વજ્રાઘાત થયો. તે બોલી ઉઠયો:–"હે પ્રભુ! હું આ શું સાંભળું છું? શું સમસ્ત વિશ્વમાં હવે નીતિનું નિશાન સુદ્ધાં રહ્યું નથી કે? જે પ્રકારની કલ્પના મ્હેં સ્વપ્નમાં સુદ્ધાં કરી નહોતી એજ પ્રકાર લાચારીથી આજે મ્હારે મ્હારી નજરે જોવો પડે છે. ખરું છે કે, આ જગતમાં જે મનુષ્ય સ્ત્રીજાતીપર વિશ્વાસ રાખે છે તે મૂર્ખ લેખાય છે. આજથી હવે જીવન અને મૃત્યુ આ અભાગી જીવને માટે સમાન છે; કેમ કે,

દિલની હતી જે ચાહના, તે આજથી પૂરી થઈ;
વ્હાલી હતી જે આશના, તે જાનથી જૂરી થઇ,
ઓ! નિન્દ હા! એ ખ્વાબ્બા ઉલ્ફત જામ આજ ફુટી ગઇ;
લહજ્જત અમારી ચશ્મની, ઝેરી સનમ ઝુંટી ગઇ;
અહમસ્ત એકજ ઇશ્કની, વાતો હવે ખૂટી રહી;
ખ્વારી હમારી થઈ રહી, યારી સનમ લૂંટી રહી.
દિલ ઈશ્ક દોરી તૂટતા, આ જીંદગી તૂટી વહી;
દિલ કાચ મોતી તૂટતાં, બાકી રહી જૂટી નહિ.
હા! વશ હવસને થઇ જીગરમાં, ખૂનમાં બરછી ધરી,
કુંઇ કસ નથી બસ બદનમાં, સરબસર ચીરે ફરી.
જુસ્સો વહે જલતાં જીગરમાં, આગના સોલા ભરી;
ન રિઆર થઇ તું બેહયા! આમુશ કર કત્લે છુરી.
કરી ચાક સીને સાફ ખંજર, બેવફાઇ ખુંચતી;
પરવાહ શી આલમ કરું, દિલની સફાઇ ઝુંકતી.
આ બેકદરદારી અને યારી હમારી આ રહ;
જુલ્મે સીતમગારી અને, દિલની ખુવારી કયાં વહી?
કદી પ્યારને બદલે ભલે ફાંસી નજર મળતી અહીં;
કદી આજ ઉલ્ફતમાં હમારી, શાન જો જલતી રહી.
એ આગને ફાંસી અહીં છે, થાક દોરી ઇશ્કની;
જે જામ ચાખે ઇશ્કની તે રાહ જોશે વસ્લની.

મૃગલોચની! હવે આ જીવનમાં હું ત્હારા નામનો ઉચ્ચાર સુદ્ધાં કરીશ નહિ. તું ત્હારાં માબાપ વગેરેનો પણ પરિત્યાગ કરી શત્રુની પ્રિયતમા થઇ છે એ માટે ભવિષ્યકાળમાં ત્હારે અપાર પશ્ચાત્તાપ

કરવો પડશે. મ્હારાથી ત્હારી પરીક્ષા કરવામાં જે ભૂલ થઈ છે એ માટે મ્હને પણ હવે ઘણો શોક થાય છે;

અફસોસ કે શું જોઉં છું જોવાય ના આ આંખથી,
મૃગલોચની મ્હારી નહિ, રોવાય છે ચોધારથી;
ભૂલી પ્રેમ પ્રિયતમનો અરે, તું શત્રુને શું ચ્હાય છે?
જોઇ તને આજે હવે આ જીવ તો અકળાય છે.
અબળા તણો વિશ્વાસ જગમાં જ્ઞાની જન કરતા નથી;
એ ભોળી ભામાના ભમાવ્યે, સુજ્ઞ જન ભમતા નથી.
આશા ઉડી ગઇ આજથી, શું હું કરું, શું ના કરું ?
અતિ ક્રોધ અંતર ઉપજે, મારું હવે કે હું મરું !
કામાંધને ના ખ્યાલ છે કંઇ, પ્રેમી જનના પ્યારનો;
ક્ષણમાં ભૂલે છે સ્નેહ એ, દિન રાતના દિલદારનો.
આશામરિચિકા મહીં, ભટકાવી ત્હેં મારો મ્હને;
તોયે અરે પાષાણી ઓ, ઉપજી દયા ના કંઇ તને ?
જીવન અકારું થઇ ગયું, શો મોહ દુનિયાનો ધરું ?
મન ચ્હાય છે કે, એક ક્ષણમાં જીવન મ્હારું દૂર કરું.

(પ્ર. જા ઠક્કર.)

હે દગાબાજ સુંદરી ! ત્હેં મ્હારું જીવન દુઃખમય બનાવી દીધું છે. બસ આજથી મ્હારી ખાત્રી થઇ ગઇ છે કે, આ સઘળી જહાન બેવફા છે.

જોઇ મ્હેં આ જહાન સારી બેવફા !
જ્યાં ફરી ત્યાં ખોઇ યારી બેવફા
હું રઝળતો ઇશ્કના બાઝારમાં,
શોધતો ગુન્હેવફાઇ બેવફા !
મ્હેં જગાવ્યો દારપર અહાલેક ત્યાં—
ત્હેં ભરી જામે સફાઇ બેવફા !

ઈન્તેજારીથી કલામો સાંભળ્યા,
  મ્હેં કરી કુરબાન સુરત બેવફા !
ચુમું તને હું હોઠ પર કે પ્હાનીએ ?!
  દિલ વસાવી પ્યારા મૂરત બેવફા !
ત્હારી ગલીમાં આવતાં જખ્મી બની,
  બેઇમાની મેળવી છે બેવફા !
વેચી બેઠો દીન ને ઇમાન હું,
  કંઇ રહું—કંઈ કંઇ લવીને બેવફા !
પેરમાં બેડી ગળે જન્જીર છે,
  કયદખાનું ભોગવું હું બેવફા !
મૃત્યુ છે પ્યારું મ્હને આ કયદથી,
  જીવતો શાને બણું હું બેવફા !
પાઇ જામે ઇશ્ક અય દિલદાર ત્હેં !
  ચશ્મમાં આંસુ ભરું છું બેવફા !
બેવફાઈ જોઇને ત્હારી સનમ !
  જો તજું તો હું ઠરું છું બેવફા !
કર નજર રૂખ્સત તણા પયગામને,
  આખિરી તસલીમ કરું છું બેવફા !
ખુશ રહે, હાંસી કરી મ્હારી જીગર
  ત્હારી હાંસીમાં મરું છું બેવફા !
વસ્લમાં દીદારની ઝાંખી કરી—
  પ્રાણ પરવાના તજે છે બેવફા !
કત્લ કરવા કદ્રદાની શીખજે,
  કંઇ નથી બીજી તમન્ના બેવફા !

કર કરમ તું ધર રહમ દિલબર જરા,
ભર નમક એ જખ્મપર ઓ બેવફા!
દર્દે–દિલ મરહમનું તાલિમ થાય તો,
ફેર સમજું તુખ્મમાં હું બેવફા!
કોણે બતાવી હાય! રહે ઈશ્ક આ?
કમનસીબી ક્યા કહું? હું બેવફા!
જાનથી બેજાન તું પાગલ બન્યો,
કહે હજી શું શું સહું હું બેવફા
સર કર્યું હાજર બનાવી જામ મ્હેં,
જાનનો પાયો તને મય બેવફા!
ખું વહાવી મ્હેં કદમબોસી કરી,
બેતરસ બેદિલ તું નિર્દય બેવફા!
જીંદગીની જામમાં ઉલ્ફત ભરી,–
મ્હેં કરી મ્હેમાની ત્હારી બેવફા!
ઉલ્ફતે લાચારનો કંઈ ખ્યાલ કર!
કર ખતમ આ આહોજારી બેવફા!
જીંદગી હાર્યો નિગાહે–ચશ્મમાં!
યારી ના કરતા, પુકારું બેવફા!
ગુલ થતાં ચિરાગ એ બ્હારે વસન્ત!
ઈશ્ક કાતિલ જહર ધારું બેવફા!

મૃગલોચનિ! હું ત્હારી નજર સ્હામે કેદી તરીકે હાજર છું; છતાં તું શા સાહસથી મ્હારા શત્રુ સાથે પ્યાર કરે છે? અફસોસ! હે ગગનમંડળમાં ઉદિત થતા સૂર્ય ચંદ્ર! તમે પૃથિવીપર ધુળ ચાટતા થઇ જાઓ–આ વિશ્વબ્રહ્માંડનો પ્રલય થઈ જાઓ. જે જગતમાં ન્યાય, નીતિ

ધર્મ અને પવિત્રતા નથી તે જગત્ સ્વર્ગ નહિ પરંતુ નરક છે તેમાં નિવાસ કરનારાં મનુષ્યો શયતાન સ્વરૂપ છે.”

બરાબર આ સમયે જ કનકસિંહે એક સુવર્ણના પ્યાલામાં મદ્ય ભરી એ પ્યાલો મૃગલોચનીના હાથમાં આપ્યો. મૃગલોચની વીરસિંહના દેખતાં એ પ્યાલામાંનો મદ્ય પી ગઇ. આ સમયે વીરસિંહે કહ્યું:—“ધિક્કાર છે પાષાણી, એક આર્યબાળિકા થઇને તું અસ્પર્શ્ય સુરાનું પાન કરે છે ! ત્હેં ત્હારા બાપદાદાના મહિમામય વંશને કલંક લગાડયું છે. જો આ સઘળો પ્રકાર રાણા જયસિંહના જાણવામાં આવશે તો તેઓ ત્હારા જીવનનો સંહાર કરી નાખવાની જ પ્રતિજ્ઞા કરશે.”

આ સમયે કનકસિંહ બોલી ઉઠયો:—“વીરસિંહ ! તું મ્હારી હાજરીમાં મ્હારી પ્રાણેશ્વરીનો આવો ભયંકર તિરસ્કાર શા સાહસથી કરે છે ? તું જાણે છે કે, હવે ત્હારી મુક્તિનો માર્ગ માત્ર મ્હારી દયા ઉપર અવલંબીને રહેલો છે. વળી જે શરાબનો તું તિરસ્કાર કરે છે, એ શરાબ જેવી સુખદાયિની—આનંદદાયિની વિશ્વમાં બીજી એકકે વસ્તુ નથી.

રૂસ્તમો બહેમન બનાતી હય શરાબ,
રંજ ઔર ગમસે છુડાતી હય શરાબ;
ઐસો ન શાત ચાહિયે હરદમ હુજૂર હો,
કુન્યાંકે રંજો ગમ હોન ખૌફેનાશુર હો;
સર મસ્તીયોંકા જલસેમેં આલમ જરૂર હો,
બેહોશીયોં કા બજમમે રંગે વુફુર હો;
મહેફિલમાં શોરે કુલ કુલે મીનાઓ મુલ હુવા,
લાસા કિયા શરાબકે, તૌબાકા કુલ હુવા.

બસ શરાબ જ જીંદગીનું નૂર છે.”

"ત્યારે હવે તું શરાબીની ખરાબી સાંભળઃ—
શરાબીકા ખલકમેં મશહુર બદ અફઆલ હોતા હય,
શરાબીકા દમે આખર, બુરા અહેવાલ હોતા હય;
શરાબી નશેસે ગીરતા હય તો પામાલ હોતા હય,
હુવા કુછ હોશ તો ફિર ઇજમે હલાલ હોતા હય,
ગરજ ખનાસકા શએતાંકી સુરત બેહાલ હોતા હય.

માટે જે શરાબીમાં આજે તું આનંદ માને છે તે જ શરાબી ત્હારી ખાના ખરાબી કરશે, સમજ્યો ?"

"ફિક્ર નહિ.

હમ હુએ પએદા જહાંમેં ખાને પીનીકે લિયે,
યાકે જાહેદકી તરાંહ બેલુત્ફ જીને કે લિયે.

યુવરાજ વીરસિંહ ! તું આજે મ્હારું જે ભયંકર અપમાન કરે છે તેનું પ્રતિફળ ત્હારે ભોગવવું પડશે. અકાળે ત્હારે યમદૂતને આધીન થવું પડશે." કનકસિંહે અત્યંત ક્રોધાધીન થઇ જઇને કહ્યું.

"જ્યારે ત્હારામાં એટલી બધી તાકાત છે ત્યારે પછી ત્હેં મ્હને શા માટે કેદ કરી રાખ્યો છે ? એક વખત મ્હને મુક્ત કરી, હથિયાર આપ અને પછી તું આ બહાદુરસિંહનો સપાટો જોઈ લે." વીરસિંહે પછી રોષદર્શક સ્વરે કહ્યું.

"ના ના—હું એવો મૂર્ખમતિ નથી કે ત્હારા જેવા ભયંકર રૂધિરને મ્હારા પંઝામાં ફસાવ્યા પછી મુક્ત કરું. જાનોજીગર ! મૃગલોચનિ ! હવે આપણે આપણો આનંદ ચાલવા દો. આ શયતાનના શબ્દો સાંભળવાની આપણને કશી જરૂર નથી !"

કનકસિંહનાં આ વચનો સાંભળી મૃગલોચનીએ પોતાના બન્ને હાથ તેના કંઠપ્રદેશમાં નાખ્યા. આ પ્રસંગે કનકસિંહે મૃગલોચનીના અધરોષ્ઠપર ચુંબન કર્યું. આ પ્રકાર વીરસિંહથી જોઇ શકાયો નહિ. ક્રોધ તેમજ ક્ષોભની ઉત્તેજનાથી તે અતિ અસ્થિર બની ગયો. તેણે કહ્યું:—"હે પ્રભુ ! આ શું થાય છે? સૂર્યદેવથી શીતળતા પ્રાપ્ત થતી હોય, ચંદ્રમાંથી અગ્નિકણુની વૃષ્ટિ થતી હોય, સુખડમાંથી દુર્ગંધની વાસ આવતી હોય એવો જ અસંભવિત પ્રકાર આજે મ્હારી નજરે પડે છે. હવે હું આ પાપપૂર્ણ પ્રસંગનું દર્શન કરી શકતો નથી." આમ કહીને અત્યંત બળપૂર્વક વીરસિંહે પોતાના હાથમાંની લોઢાની બેડી તોડી નાખી. તત્પશ્ચાત્ પ્રબળ લત્તાપ્રહારથી દ્વાર તોડી નાખી તે રાણા કનકસિંહ સમક્ષ અગ્નિશર્માના સ્વરૂપમાં ઉપસ્થિત થયો. તથા તેની પાસે પડેલી તલ્વાર ઉંચકી લઇ મૃગલોચનીના શિરપર તેણે એવો સખ્ત આઘાત કર્યો કે, ક્ષણ માત્રમાં જ તેનું મસ્તક ધડથી જૂદું થઇ જઇ પૃથવીપર પડયું. એ ધડ ધરાપર તરફડવા લાગ્યું. કનકસિંહ સહજ સ્વસ્થ થાય તે પૂર્વે જ વીરસિંહે કિશોરીના અંગના પણ બે કડકા કરી નાખ્યા; છતાં તેણે કનકસિંહના શરીરપર એકકે ઘા કર્યો નહિ.

આવો ભયંકર પ્રકાર બનેલો જોઇ કનકસિંહ દિઙ્મૂઢ બની ગયો. તેના મુખમાંથી એક પણ અક્ષર બ્હાર નીકળી શકયો નહિ. રાજકુમારની બહાદુરી પાસે તેની બહાદુરી હવામાં ઉડી ગઇ. આશ્ચર્ય-ચકિત, વિસ્મિત અને ભયભીત બની જઇ તે વીરસિંહના ક્રોધપૂર્ણ મુખ તરફ જોઇ રહ્યો.

રાજકુમાર વીરસિંહ લોહીથી ભીંજાયલી નગ્ન તલ્વાર લઇને ઉભો રહ્યો હતો એવામાં જ્યોતિસિંહ અને લક્ષ્મણસિંહ તેની પાસે

આવી પહોંચ્યા. તથા જ્યોતિસિંહે પ્રફુલ્લ મુખમુદ્રાદ્વારા વીરસિંહને શાબાશી આપીને, રાણા કનકસિંહને એક પ્રકારનું તીવ્ર ઔષધ સુંઘાડી બેહોશ બનાવી દીધો. તે ઉપર્યુક્ત પ્રકાર જોઇ એવો દિઙ્મૂઢ બની ગયો હતો કે, તે કેવી રીતે બેશુદ્ધ બની ગયો તેનું પણ તેને ભાન રહ્યું નહિ. લક્ષ્મણસિંહે સત્વર તેની ગાંસડી બાંધી પોતાની પીઠપર ઉંચકી લીધી.

જ્યોતિસિંહે વીરસિંહ તરફ જોઇને કહ્યું–"બીજી કોઇ પણ વાત નહિ બોલતાં આપ મ્હારી સાથે ચાલ્યા આવો. અત્યારની આપની સ્થિતિને હું સારી રીતે સમજું છું."

આ સમયે એ સ્થળે કેટલીક દાસીઓ સિવાય બીજું કોઇ હાજર ન હોતું. ઉપરોક્ત ઘટનાના દર્શનથી દાસીઓ ઘણો ભય પામી હતી; તેથી તેઓ એક પણ શબ્દ ઉચ્ચારવાનું સાહસ કરી શકી નહિ જ્યોતિસિંહ લક્ષ્મણસિંહ અને વીરસિંહ એ સ્થળેથી ચાલ્યા ગયા ત્યાં સુધી તેઓ સર્વ તેમના તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇને પાષાણપ્રતિમાઓ પ્રમાણે ઉભી રહી.

---

## પ્રકરણ ૨૮ મું. પાપનું પ્રતિફળ.

---

વસન્તે હર્ષ પામી કોકિલા ઉદ્યાનમાં ગાતી;
ચકોરી પૂર્ણ ઇન્દુના હૃદયને જોઇ મલકાતી;
નદી વર્ષાઋતુમાં જળ થકી અત્યંત છલકાતી;
કમલિની સૂર્યદર્શનથી પ્રફુલ્લિત તે પળે થાતી;

છતાં નવયૌવના નારી, મદનના ભાવ ધારે છે;
મદનનાં ચિહ્ન પ્રકટી અંગની શોભા વધારે છે.
સરળ કાયા કુમારીની નવા ચિહ્નો બતાવે છે,
છતાં લજ્જાવતી લલના, મદન ભાવો છુપાવે છે;
નહિ આરામ વિદસે કે, ન રાતે ચેન આવે છે;
વિરહની વેદના આઠે પ્રહર ભુંડી સતાવે છે;
ચપળ જે ચાલને આંખો થની તે મંદતાવાળી;
છતાં પણ બેસતી યુવતી મદનના રોગને પાળી ! "

વાચકબંધુઓ ! હવે ચાલો આપણે રત્નગઢ જઇને વિરહિણી પુષ્પાવતીના પરિસ્થિતિ જોઇ આવીએ. પુષ્પાવતીની ઉમ્મર લગભગ સત્તર અઢાર વર્ષની થયેલી હોવા છતાં તે હજી સૂધી કુમારિકા જ હતી; તેનું અંગ યૌવનના આગમનથી વિશેષ મનમોહક અને રમણીય બન્યું હતું. પ્રથમની તેની બાળિકાસુલભ ચપળતા અદ્રશ્ય થઈ ગઇ હતી અને તેના સ્થાને લજ્જાએ અધિકાર મેળવ્યો હતો. તેનાં નેત્રાનાં કટાક્ષબાણ ભલભલા યોગી મહાત્માઓના હૃદયને વીંધી નાખવાને શક્તિવાન્ હતાં. તેના શરીરદુર્ગના સૌન્દર્યશિખરપર કામદેવની વિકાર રૂપિણી વિજ્યપતાકા ઉડવા લાગી હતી. તેનું નવવિકસિતયૌવન પુષ્પ અતિ આકર્ષક અને મોહક દેખાતું હતું. તેના શરીરનો રંગ ગૌર હોઇ તેજોમય લાગતો હતો.

બાળા જ્યારે નવયુવતી થાય છે ત્યારે કુદરતી રીતે જ તેના અંતરમાં પ્રણયનો સંચાર થાય છે, અને આવા સમયે જે પુરુષ પ્રતિ તેને પ્રેમ ઉપજે છે એ પુરુષનું જ નિરંતર તે સ્મરણ કર્યા કરે છે, પુષ્પાવતીએ જ્યારથી લક્ષ્મણસિંહને જોયો હતો ત્યારથી તેના અંતરમાં અનુરાગ ઉપજ્યો હતો, પરંતુ લક્ષ્મણસિંહનો વિયોગ તેના માટે ઘણો અસહ્ય થયો હતો.

ખીલી કળી ગુલ રંગમાં,
જોબન ખીલેલું અંગમાં,
ઉડે પરાગ પ્રવીણ પ્રમદા,
કોઉ પિયુ નહિ સંગમાં!

ખીલી સ્હવારે જે કળી,
સ્હાંજે જશે કરમાઇ તે,
ખાલી સુગંધી વહી જશે,
શ્યામા શરિરે શરમાઈ તે.

પુષ્પાવતી તેના શયનમંદિરમાં એક વિરામાસન પર આડી પડેલી હતી. તેનું ચિત ચિંતાતુર જોવામાં આવતું હતું. તેની છાતી ધબકતી હતી. તે સ્વગત વિચાર્યા કરતી હતી કેઃ—" લક્ષ્મણસિંહ! પ્રાણેશ! હવે હું તમારા વિયોગની વ્યથા વેઠી શકતી નથી. જ્યારથી મ્હેં તમારૂં રતિનાથના જેવું મનમોહક મુખડું જોયું છે ત્યારથી જ મ્હેં મ્હારૂં જીવન સર્વસ્વ તમને સમર્પણ કર્યું છે. હવે મ્હવ સંગીત-પર સ્નેહ નથી. ભોજનપર પ્રીતિ નથી. આનંદ ભોગવવાની અભિરૂચી નથી. સખીઓનો વિનોદ મ્હારા અશાન્ત જીવને શાન્ત કરી શકતો નથી.

આ પ્રેમ એવી વસ્તુ છે જે સ્વાર્થને નથી માનતી,
લજ્જા તથા જનમાનને પણ તે કદા ન પિછાનતી.
જો જો પતંગ બળી મરે દીપક પરે નિઃસ્વાર્થ તે,
ને પ્રાણ અર્પે છે ચકોરો ચન્દ્રપર નહિ સ્વાર્થ તે.
હે પ્રાણવલ્લભ! પ્રેતદા આ પ્રેમની છે ભોગિની,
તે ઇચ્છતી ના વૈભવોને પ્રેમની છે યોગિની.

મમ નેત્ર આ આતુર રહે છે તવ વદનના દર્શને,
ને ઇચ્છતું આ હૃદય નિશદિન તવ તનુના સ્પર્શને.
સૌભાગ્યહેતો જીવના આધાર! સત્વર આવને;
તું સ્નેહજળ સિંચન કરી આ વિરહવન્હિ સમાવને.

(ઠક્કુર નારાયણ.)

હવે પ્રિયતમનાં દર્શનાર્થે જવાનો જ મ્હેં મ્હારા મન સાથે દૃઢ નિશ્ચય કર્યો છે. આ નિશ્ચય પ્રમાણે વર્ત્તવાથી એક પંથને દો કાજ સફળ થશે. પ્રિયતમનાં દર્શન કરવાની અભિલાષા પરિતૃપ્ત થશે અને રાજનન્દિની મૃગલોચની અને મ્હારી જીવનાધિકા સખિ કિશોરીનો પણ કશો પત્તો મેળવી શકાશે" આવો નિશ્ચય કરી અસ્થિર જીવને સહજ સ્વસ્થ કરવાના હેતુથી પુષ્પાવતી બગીચામાં ગઇ. આ સમયે બગીચામાં કેટલીક સુંદર બાળાઓ સંગીત ગાઇ રહી હતી. પુષ્પાવતી દૂર ઉભી રહીને તેમનું સંગીત સાંભળવા લાગી. એ મધુર સંગીતધ્વનિ રાત્રિની ગંભીરતાનો ભેદ કરી ઘણે દૂર સુધી પ્રતિધ્વનિત થઇ વાયુતરંગોમાં ભળી જતો હતો.

(ગરબો.)

રૂડી રઢીઆળી રાત, ચાલોને રમવા ચતુરા ચૉકમાં
લાગે હૃદય રળીઆત, આનંદ હ્હેકે છે ત્રણુ લોકમાં—
મ્હાલે મદન જોબન વનમાં—હાંરે—લાગી તાલાવેલી તનમાં
ઓય ચાલો ચૉકમાં—રૂડી૦—
જુએ ચકોરી ગાભરી ચંદ્ર ઉદયનો ઘાટ;
વિરહે વ્યાકુળ વલ્લભા, જોતી પ્રિયતમ વાટ—
રતિરસે રમણીઓ બની રંગરાતી, નણદીના વીરા
વિના છાતી ભરાતી,

જેને વીતી જગતમાં તે પર પીડા જાણુ
સાકરના શોખીનને ભૂખ્યાનું નહિ ભાન—

શીદ સતાવોરે સલુણા સુંદર શીદ સતાવોરે;
પ્રેમ કરીને પ્યારા, શાને ટળવળાવોરે;
લાજ ન આવે રે ઠગારા ચંદ્ર લાજ ન આવેરે
નારી નીસાસાનો સાગર નાહક ખળભળાવોરે

આશા સાગરમાં મુકયું શ્યામ સમાગમ નાવ,
પાર પલકમાં પહોચવા દીનાનાથ હે દાવ.

જુએ વ્હાલાની વાટ, બાળાઓ બેસી ઘરના ગોખમાં,
આવ્યા પિયુ પ્રભાત ઝાંઝર ઝણુણ ઝમકયાં ચોકમાં.

( સ્વ. ડાહ્યાભાઈ. )

આ ગરબો ગાનાર બાળાઓ પુષ્પાવતીની સાહેલીઓ જ હતી; તેથી એક સખીએ પુષ્પાવતી પાસે જઇને કહ્યું:— " બ્હેન ! આજે દૂર કેમ ઉભા રહ્યાં છો ? અમારાથી રીસાયાં છો કે શું ? "

"ના બ્હેન ના—પરંતુ આજે મ્હારા અંતરની સ્થિતિ સારી નથી તેથી જ તને આમ લાગે છે" પુષ્પાવતીએ ઉત્તર આપ્યો.

"કેમ, તમને શું થયું છે; કોઇ કાન્ત કલાધરની સ્મૃતિએ તો તમારા મનને ચિંતામગ્ન બનાવી નથી દીધું ને ?!" વસુમતી નામની એક સખીએ કહ્યું.

" દર્દીના દર્દની તને કલ્પના પણ નથી. તેથી જ તું આજે મ્હારી આવી મશ્કરી કરે છે !" પુષ્પાએ પૂર્વવત્ સ્વરે કહ્યું.

"હા—હા—ખરું છે ! કામદેવના બાણનો તમારા કોમળ જીગરમાં ઘા લાગ્યો હશે. તેથી જ તમે દર્દી બન્યાં છો. તમારા દર્દની

અમને પૂર્ણ કલ્પના છે; જુઓ સાંભળો." આમ કહીને વસુમતીએ બીજી સખીઓમાં ભળી જઇ બીજો એક ન્હાનો ગરબો ગાવા માંડયો:—

" જાય કેમ દુખદનિશા આજનીરે,
રાહ જુએ રામા રતિરાજનીરે;
રહેનારી રોતી સદા સીમા તજી લાજની રે. જાય.
હેમ હુતાશન સરીખડો પ્યારા વિના પલંગ,
કુસુમ શય્યા સુકાઇ ગઈ, રસિયા વિણ નવ રંગ,
ઝુરતી ઝરૂખે ઘડી ઘડી આવી ઝાંખતી
ભાન ભૂલી પંથી પર એ કહો એ ભાખતી
લાગે ભયાનક રાત એકલડી હું બ્હી મરું !
નિદ્રા તો વેરણ થઇ, સુતાં પડે ના સુખ,
સ્વપ્નામાં ઝબકી ઉઠું, જોઇ મોહન મુખ.
સહે ભારી આશા અડવાણી સુખ સાજમાં—"

ગરબો પૂર્ણ થયો એટલે સઘળી સખીઓએ પુષ્પાવતીને ઘેરી લીધી તથા તેઓ પુષ્પાવતી સાથે વિનોદ કરવા લાગી. વસુમતીએ લ્હેંકો કરીને નિમ્ન લિખિત કડી લલકારી:—

શરમાઇ રહી સખી શાને તું, રતિનાથ સવારી આવે છે;
ચેન પડે ના ત્હારા મનને પ્રિયતમ યાદ સતાવે છે!"

આ સમયે બીજી એક સખીએ હાથના હાવ ભાવ સહિત લલકાર્યું કે,

" મનમોહનની સુંદર સુરત, સ્વપ્નામાં તું ભાળે છે;
યૌવનના આ વિધવિધ રંગો, રસિકા નિત્ય નિહાળે છે."

ત્રીજી એક સખીએ ઉમેર્યું કે,

"યૌવન વેલી, રસિક નવેલી, પ્રેમ પ્રભાવે ખીલી છે;
આશ્રય તરુવર પ્રિયતમ વિરહે, વામા આ તો વ્હીલી છે."

પુષ્પાવતીએ કૃત્રિમ વિરક્તી દર્શાવતાં કહ્યું:—"જાઓ જાઓ આમ મ્હને સતાઓ છો શા માટે? હવે તો હું તમારાંથી કંટાળી ગઇ છું!"

"જો કંટાળી ગયાં હશો તો તમારા પિયુજી પધારી તમને આનંદ આપશે—તમારા અંતરમાં શાન્તિ સ્થાપશે." વાચાળ વસુમતીએ વિનોદમાં જ કહ્યું.

"જાઓ જાઓ આમ છેક જ ચબાવલીઓ શું બની જાઓ છો!" આમ કહી છણકો કરીને પુષ્પાવતી ત્વરાથી એક લતાકુંજ તરફ ચાલી ગઇ. રાત્રિનો સમય થયેલો હોવાથી સઘળી સખીઓ પણ યથાસ્થાને જતી રહી. હવે પુષ્પાવતી ઉદ્યાનમાં એક આસનપર બેસી પુનઃ લક્ષ્મણસિંહ સંબંધના જ વિચારો કરવા લાગી.

પુષ્પાવતી થોડા સમય સૂધી ત્યાં બેસી રહી હશે એવામાં પોતાની પાછળ કોઈનો પદધ્વનિ સાંભળવામાં આવ્યાથી તેણે તે તરફ દૃષ્ટિ ફેરવી તો એક માણસને મૃદુગતિથી તેણે પોતાની પાસે આવતો જોયો. વાંચકબંધુઓ જાણે છે કે, આ બગીચો રાજનન્દિની મૃગલોચની અને રાજકીય કુટુંબની સ્ત્રીઓના વિહાર માટે હતો તેથી ત્યાં અપરિચિત પુરુષ આવી શકે એવો સંભવ નહોતો. એ પુરુષે પુષ્પાવતી પાસે આવીને કહ્યું:—"સુંદરિ! હું તમારો એક સંદેશો લઇ આવ્યો છું."

આવનાર માણસ એક ત્રીશેક વર્ષનો પુરુષ હોઈ તેનું શરીર ઘણું બળવાન્ હતું, એ પુરુષ પુષ્પાવતીથી સર્વથા અપરિચિત હોવાથી

પુષ્પાવતીએ તેને પૂછ્યું:—" પ્રથમ તમે મ્હને તમારી ઓળખાણ આપો અને કહો કે તમે આ બાગમાં કેવી રીતે આવી શક્યા છો ? આ બાગમાં કોઇ પણ અપરિચિત પુરુષને પ્રવેશ કરવા દેવો નહિ એવી મહારાણા જયસિંહજીએ પહેરેગીરોને સૂચના કરેલી છે; છતાં તમે અત્રે આવી શક્યા છો એથી મ્હને ઘણું આશ્ચર્ય ઉપજ્યું છે."

"તમે મ્હને નથી ઓળખતા; પરંતુ હું તમને સારી રીતે ઓળખું છું, તમારું નામ પુષ્પાવતી છે; કેમ ખરું ને? હું મહારાણા જયસિંહનો જ એક સામાન્ય સૈનિક છું. હમણાં લક્ષ્મણસિંહજી સાથે રહી હું રાજકુમારી મૃગલોચનીની શોધ કરું છું, તથા તેમનો જ સંદેશો તમારી પાસે લઇ આવ્યો છું, છતાં જો એ સંદેશો સાંભળવાની, તમારી ઇચ્છા ન હોય તો હમણાં જ હું આ સ્થાનનો ત્યાગ કરી જવાને તૈયાર છું." આમ કહીને એ માણસ ત્યાંથી ચાલ્યા જવાનો પ્રયત્ન કરવા લાગ્યો. આવો પ્રકાર જોઈ પુષ્પાવતીએ તેને ઉશીરાને કહ્યું:—" તમે મ્હારા આવા સામાન્ય પ્રશ્નોથી વિરક્ત બની શા માટે ચાલ્યા જાઓ છો ? હું તમારો સંદેશો સાંભળવાને તૈયાર છું."

"ત્યારે મ્હારી સાથે આવવા માટેનો સંદેશો લક્ષ્મણસિંહજીએ તમને મોકલ્યો છે." પેલા માણસે ઉભા રહી ગંભીરતાથી કહ્યું.

"તમે માઠું લગાડશો નહિ. આજકાલ કેવાં ભીષણ તેમજ આકસ્મિક સંકટો ઉત્પન્ન થાય છે એ પ્રકાર તમારાથી અજાણ્યો નહિ જ હોય. એટલા માટે તમે જે સંદેશો લઇ આવ્યા છો તે મ્હારા જીવનાધાર લક્ષ્મણસિંહે જ મોકલ્યો છે તેની ખાત્રી શી છે ?" પુષ્પાવતીએ સંદેહનો વિનાશ કરવાના આશયથી પૂછ્યું.

"તમારો સંદેહ સર્વથા અસ્થાને છે. જુઓ, આ હું લક્ષ્મણ-

સિંહજીએ લખેલો એક પત્ર લઇને જ તમારી પાસે ઉપસ્થિત થયો છું." આમ કહીને એ પુરુષે એક બીડેલો પત્ર પુષ્પાવતીના કોમળ કરમાં મૂકયો અને ગંભીરતા ધારણ કરી તે સહજ દૂર ઉભો રહ્યો.

પુષ્પાવતીએ અધિરચિત્ત એ પત્ર ઉઘાડી વાંચવા માંડયો તો તેમાં નીચે પ્રમાણે હકીકત લખેલી હતી:—

"પ્રણયદેવી પુષ્પાવતિ!

તું સારી રીતે જાણતી હોઇશ કે પ્રેમિક હૃદય હમ્મેશાં ચંચળ જ હોય છે. સામાન્ય ઘટનાથી પણ તે અધિર બની જઇ અપાર દુઃખ ભોગવે છે. આ વિશ્વમાં પ્રેમિક પ્રેમિકા માટે વિયોગના જેવું દારૂણ દુઃખ બીજું એક પણ નથી. પ્રિયા! અહીં હું પ્રતિ ક્ષણે ત્હારૂં જ સ્મરણ કર્યા કરૂં છું.

"કરૂં જ્યાં જ્યાં નજર ત્યાં ત્યાં મીઠી માશૂકની યાદી;
રહી જડ ચૈતને દેખાય તે માશૂકની યાદી!
બળેલ જળેલ હું આરામમાં આરામને સારૂં;
ગયો તો ના મળ્યો આરામ પણ ઉલટી વધી વ્યાધિ!
કુસુમ સૌ થઈ ઉભાં માશૂક એ મુજ આંખની સામે!
કમળ, ચંપક અને ગુલાબ દે માશૂકની યાદી!
વળી ઝરતો ઝરો છે સુર કરતો પ્રેમીલો મીઠો,
રીબાવે દઇ સનમની, ઝાંઝરીની માધુરી યાદી!
વળી છોડી ચમનદિલને, ચમનમાં લાવવા સારૂં,
ગયો ગૃહમાં ગ્રહી વીણા, છતાં યે તેહની યાદી!
પકડતાં હાથમાં વીણા, ઉભું મુખ આવીને સામે,
જરી હસતું જરી કંઇ માનમાં આહ! તે મીઠી યાદી!

લઇને ગોદમાં વીણા વગાડી મેં ને તે કાળે,
થઇ દેવી હૃદય ઉતરી, સનમની વાણીની યાદો !
ઉજું મુખ આવીને સામે ને બોલ્યું વીણુ સ્વરથી તે,
તરત મુખ ગાનથી ચાલી, મીઠી માશૂકની યાદી !
હું ઝબકી સેજથી ઉઠયો, રહી જોઉં સનમ સઘળે,
દીવાના ના કંઇ વસ્તુ, સનમની જ્યાં નહીં યાદી !

મનમોહિની માશુક ! હવે આ વિરહી પ્રિયતમ તમારા વિરહની વ્યથાને વેઠી શકતો નથી, માટે આ પત્રવાહકસહ તમે આ તરફ આવજો—આ પ્રિયતમને વિશેષ ન તલસાવશો.

લિ૦

પ્રણયાધીન લક્ષ્મણસિંહ."

આ પત્ર વાંચી પુષ્પાવતી પણ સ્થિરતા ધારણ કરી શકી નહિ. તેના અંતરમાં પ્રેમતરંગો ઉપસ્થિત થવા લાગ્યા. તે આત્મજ્ઞાન ભૂલી જઇ આગંતુક પત્રવાહક સાથે જવાને તૈયાર થઈ. આ સમયે તેણે એ માણસને સંબોધીને કહ્યું:—" તમે બગીચાની બ્હાર જઇ રાજમહાલયની ઉત્તર તરફ જે માર્ગ જાય છે ત્યાં મ્હારી રાહ જોતા ઉભા રહેજો. હું વસ્ત્રો બદલી આવસ્યક સરસામાન લઇ સત્વર ત્યાં આવી પહોંચીશ અને ત્યાર પછી આપણે ઇચ્છિત સ્થળે જઇશું. "

" ભલે જેવી આજ્ઞા. " આમ કહી ઉપરોક્ત માણુસ બગીચામાંથી બ્હાર જવા લાગ્યો અને પુષ્પાવતી અંતઃપુર તરફ જવા લાગી આ માણુસ જ્યારે બગીચામાં આવ્યો ત્યારે તેણે પહેરેગીરોને ભૂલશાપ આપી બેશુદ્ધ બનાવી દીધા હતા. હજી સૂધી એ લોકો શુદ્ધિમાં

આવેલા નહિ હોવાથી એ માણુસને બ્હાર નીકળી જતો કોઇએ અટકાવ્યો નહિ. બાગમાંથી બ્હાર નીકળી પુષ્પાવતીએ દર્શાવેલા સ્થળે પહોંચી જઇને એ પુરુષ અધીરતાથી તેની રાહ જોવા લાગ્યો. થોડા સમયમાં જ પુષ્પાવતી ત્યાં જઇ પહોંચી; એટલે એ પુરુષ તેને પોતાની પાછળ આવવાનો હસ્તસંકેત કરી માર્ગ કાપવા લાગ્યો. પુષ્પાવતી તેની પાછળ પાછળ જવા લાગી.

યથા સમયે આકાશમાં ચંદ્રદેવનો ઉદય થયો. વસુંધરાપર પ્રકાશનો વિસ્તાર થયો. આ સમયે પુષ્પાવતી અને પેલો પુરુષ રત્નગઢથી લગભગ પાંચ ગાઉના અંતરે આવી પહોંચ્યાં હતાં; આ સ્થળે પેલા પુરુષે પુષ્પાવતીને ઉદ્દેશીને કહ્યું:—" સુંદરિ ! મ્હને લાગે છે કે તમે થાકી ગયાં હશો; માટે આટલામાં જ આપણે રાત્રિના બાકી રહેલો સમય વિશ્રાન્તિ લેવામાં પસાર કરીએ. પ્રભાતકાળે આપણે માર્ગક્રમણ કરીશું."

પુષ્પાવતીએ પુરુષના આ પ્રસ્તાવને માન્ય કર્યો, તથા તેઓ બન્ને એક ઘટાદાર વૃક્ષ નીચે જઇને બેઠાં. રાત્રિનો સુશીતળ મધુર વાયુ વિહરતો હોવાથી સ્વાભાવિક રીતે જ પુષ્પાવતીનાં નેત્રો ઘેરાવા લાગ્યાં, અને અલ્પકાળમાં જ તે એ વૃક્ષ નીચે સૂઇ ગઈ. તેને ઉંઘી ગયેલી જોઇ પેલો પુરુષ તેની પાસે આવ્યો તથા તેણે તેને એક પ્રકારનું તીવ્ર ઔષધ સુંઘાડી સંપૂર્ણ બેહોશ બનાવી દીધી. પછીથી એને પોતાની પીઠપર નાખી સીધા રસ્તાનો ત્યાગ કરી એ શયતાન પુરુષ અરણ્યમાર્ગે આગળ વધ્યો. થોડે દૂર જઇ એક પાષાણુ શિલા પાસે ઉભા રહી પુષ્પાવતીના ચૈતન્યહીન દેહને તેણે પૃથિવીપર મૂકી એ શિલાને ખસેડી, તો તેમાંથી અંદર ઉતરવાનાં પગથીઆં હતાં. એ

પુરુષ પુષ્પાવતીને ઉંચકી એ ભેદી ભોંયરામાં ઉતર્યો અને તેણે શિલાને યથાસ્થિત કરી દીધી.

આવી રીતે ભોંયરામાં એ પુરુષ આગળ જવા લાગ્યો. અંધકારમાં તે સહેલાઇથી આગળ વધતો હોવાથી એ ભોંયરાનો માર્ગ તેનાથી સુપરિચિત હોય એવો ચોક્કસ ભાસ થતો હતો. આવી રીતે થોડા સમયમાં જ એ પુરુષ પુષ્પાવતીસહ એક વિસ્તૃત સ્થળે જઈ પહોંચ્યો. એ સ્થળે વિશ્રાન્તિ લેવાનાં સાધનોની વિપુલતા જોવામાં આવતી હતી. એક બાજૂએ એક પલંગ પડેલો હતો. એક આસનપર સળગતો દીપક ગોઠવવામાં આવેલો હોઈ એ સ્થળે પ્રકાશનો વિસ્તાર થયેલો હતો. બીજી બાજૂએ એક કબાટ હોઈ એમાં વિવિધ વસ્ત્રો હતાં. એ પુરુષે પુષ્પાવતીને પલંગમાં સૂવાડી તે શુદ્ધમાં આવે એવું ઔષધ તેને સુંઘાડયું; પછીથી થોડે દૂર પડેલા એક વિરાસનપર બેસીને એ પુરુષ મદ્યપાન કરવા લાગ્યો. તેના બોલવવાથી એક કાળી કદરૂપી સ્ત્રી ત્યાં હાજર થઇ. એ સ્ત્રીનું નામ તેના શરીરના રંગને અનુસરતું જ અર્થાત્ કાળિકા હતું. તેનાં નેત્રો જોતાં જ તે નિષ્ઠુર નારી હોય એવી તત્કાળ કલ્પના ઉપજતી હતી. કાળિકા આવી એટલે તેણે ઉપરોક્ત પુરુષને ઉદ્દેશી પુછ્યું:–" કેમ બહાદુરસિંહ! આજે કોઈ શિકારને સપડાવી લાવ્યા છો કે નહિ?"

"આજનો શિકાર ઘણો મૂલ્યવાન્ છે એ શિકારની પ્રાપ્તિથી આ બહાદુરસિંહ સૌભાગ્યવાન્ છે. કાળિકા! એક વખત પલંગમાં સૂઇ રહેલી પદ્મિની તરફ જો અને ત્હારાં નયનોને સાર્થક કર." બહાદુરસિંહે પ્રસન્નતા સૂચક સ્વરે કહ્યું.

કાળિકાએ આશ્ચર્ય પામીને પલંગ તરફ જોયું. પુષ્પાવતીનું અલૌકિક રૂપસૌન્દર્ય જોઇ તે વિસ્મતિ બની ગઈ. તેણે કહ્યું.–"સર-

દારસાહેબ! આપનું કહેવું તદન ખરું છે. આવી સુરસુંદરીને મેળવી શકે એવા ભાગ્યશાળી વીરપુરુષો વિશ્વમાં જ હોય છે."

"પરંતુ હજી એ જ્યારે મ્હારી વિનંતિ સ્વીકારે ત્યારે જ મ્હારી ઇચ્છા સફળ થાય!" બહાદુરસિંહે કહ્યું,

"હવે એ આપની વિનંતિ નહિ સ્વીકારે તો ક્યાં જશે? જીવની માયા ડુંગર જેવડી હોય છે. વળી આ કોમળાંગીને આપ મૃત્યુનો ભય દર્શાવશો એટલે એ સહેલાઇથી આપની ઇચ્છાને આધીન થશે." કાળિકાએ પોતાના સ્વભાવને ઉચિત થાય એવી સલાહ આપી.

આ સમયે પુષ્પાવતીએ પોતાના અંગને હલાવ્યું. આવો પ્રકાર જોઈ બહાદુરસિંહે કાળિકાને ત્યાંથી ચાલી જવાનો સંકેત કર્યો. ક્ષણુ માત્રમાં જ તે ત્યાંથી ચાલી ગઇ, તેના ગયા પછી લગભગ દશ મિનિટના અંતરે પુષ્પાવતી સહજ શુદ્ધિમાં આવી. નિદ્રાવસ્થામાં તેણે તેના પ્રિયતમ લક્ષ્મણુસિંહને જ સ્વપ્નમાં જોયેલો હોવાથી શુદ્ધિમાં આવતાંની સાથે જ તેણે વ્યાકુળતાસૂચક સ્વરે કહ્યું:—"પ્રિયતમ લક્ષ્મણુસિંહ! પુનઃ મ્હારો ત્યાગ કરી તમે ક્યાં જતા રહ્યા? આવો પ્રિયતમ! એક વખત આ દાસી પાસે આવો—આ અબળાને વિશેષ ન કકળાવો.

આ વચનો સાંભળી બહાદુરસિંહે પુષ્પાવતી પાસે ઉપસ્થિત થઇને કહ્યું:—"જીનોજીગર! શું ત્હારા જેવું રમણીરત્ન લક્ષ્મણુસિંહ જેવા સામાન્ય માણુસના ભાગ્યમાં જાય એ વ્યાજબી ગણાય? ના ના—તું તો આ બહાદુરસિંહની પ્રાણેશ્વરી થવાને જ યોગ્ય છે—પ્રિયતમા! લક્ષ્મણુસિંહનો વિચાર ત્હારા અંતરમાંથી દૂર કર—અને મ્હને ત્હારા પ્રિયતમ તરીકે પસંદ કર."

" હે પ્રભુ! પ્રભુ! હું આ શું સાંભળું છું ? હું ક્યા નરરાક્ષની પ્રપંચજાળમાં ફસાઇ પડી છું ? હું નરાધમ! તું મ્હારા વીર પ્રિયતમનો તિરસ્કાર કરતાં સહજ પણ સંકોચાતો નથી. ત્હારાપર મ્હને પ્રથમથી જે સંશય ઉપજ્યો હતો તે અંતે સાચો ઠર્યો છે—ત્હારા પાપનો ઘડો ત્હેં પૂરો ભર્યો છે." પુષ્પાવતીએ પલંગની નીચે ઉતરી તિરસ્કારસૂચક સ્વરે કહ્યું.

" મનમોહિની માશુક! તમે મ્હારો તિરસ્કાર શામાટે કરો છો ? હું મ્હારા જીગરથી તમને ચ્હાઉં છું. અલબેલી બાળા! મ્હારામાં શી વાતનું ઓછાપણું જણાય છે કે જેથી તમારો જીવ લક્ષ્મણસિંહ તરફ વિશેષ તણાય છે ? મ્હારી પાસે પુષ્કળ સંપત્તિ છે. જો તમે મ્હારી ઈચ્છાને આધીન થશો તો આપણે બન્ને જણાં એક બીજાના સહવાસમાં રહી અપાર સુખ અનુભવી શકીશું." બહાદુરસિંહ બોલ્યો.

" ઓ અધમી, હંસની સાથે કાગડાની, રત્નની સાથે પાષાણની, દેવની સાથે દૈત્યની, અને સુવર્ણની સાથે પીત્તળની સમાનતા કદાપિ થઈ શકે છે કે ? તું મનુષ્યવેશધારી નિષ્ઠુર શયતાન છે ત્યારે મ્હારા પ્રિયતમ સાક્ષાત દેવ સમાન છે. એક અબળાને ઉપાડી લાવી તેનાપર બાળાત્કાર કરવામાં જ તું ત્હારી બહાદુરી જે સમાયલી સમજે છે: ત્હારી પાસે કુબેરનો રત્નભંડાર હોય, ઇંદ્રલોકનું ઐશ્વર્ય હોય, ત્રિભુવનપતિના જેટલી ત્હારી શક્તિ હોય તો પણ હું ત્હારી અધર્મયુક્ત પાપયાચના કાળાંતરે પણ સ્વીકારીશ નહિ—જીવ જતાં પણ હું અધર્માચરણ આચરીશ નહિ. અધર્મથી પ્રાપ્ત કરેલા ઐશ્વર્ય કરતાં ન્યાય નીતિ અને ધર્મ માર્ગની ગરીબાઈ મ્હને વિશેષ પસંદ છે." પુષ્પાવતીએ સ્વધર્મ પ્રતિ દઢતા દર્શાવી.

"મનોહારિણી, કામદેવની ઉત્તેજનાથી હું અસ્થિર બની ગયો છું. એક વખત તું મ્હારી પ્રાર્થના સ્વીકારી મ્હારી ઇચ્છાને પરિતૃપ્ત કર. પછીથી હું ત્હારી પ્રત્યેક વાત કબૂલ કરીશ." વિકારવૃત્તિને વશ થઇ બહાદુરસિંહે કહ્યું.

"હરિ હરિ! ત્હારા મોહની પ્રબળતાને અદ્યાપિ તું શાન્ત કરી શકતો નથી? વિચાર કરી જો કે, સતીને સંતાપી આ સંસારમાં કોણ સુખી થઈ શક્યું છે? આજ સૂધી મનસા, વાચા તેમજ કર્મણાથી મ્હેં મ્હારા સતીત્વનું સંરક્ષણ કર્યું છે. સતી સ્ત્રી સ્વધર્મ સમક્ષ અન્ય વિષયોને તુચ્છ સમજે છે. તું મ્હારો જીવ લઈશ, મ્હારા દેહના સેંકડો કકડા કરી નાખીશ તો પણ ત્હારી પાપવાસના તૃપ્ત થનાર નથી—આ વીરાંગના મૃત્યુથી ડરનાર નથી."

"ત્યારે શું મ્હારી વિનંતિ તું કાને ધરનાર નથી—જુલ્મ ગુજાર્યા સિવાય તું મ્હારી વાસના શાન્ત કરનાર નથી? સુંદરિ! ધર્માનુયાયી મનુષ્યને જ સંસારમાં સંકટો સહન કરવાં પડે છે; માટે વિના કારણ ધર્મનો આશ્રય સ્વીકારી તું મૃત્યુને કેમ વ્હાય છે?" બહાદુરસિંહ બોલ્યો.

"ના ના—પાપિષ્ઠ! આ સ્થળે ત્હારી ગંભીર ભૂલ થાય છે. જ્યાં સૂધી ધાર્મિક મનુષ્ય પર દુઃખ પડતું નથી ત્યાં સૂધી તેની ધર્મપ્રીતિનું પ્રાબલ્ય કેટલું છે તેની પરીક્ષા થઈ શકતી નથી. અગ્નિના સંયોગથી જેવી રીતે સુવર્ણની શુદ્ધતાની કસોટી થાય છે તેવીજ રીતે દુઃખની કસોટીથી ધર્મપરાયણ વ્યક્તિની ધર્મપ્રીતિનું મૂલ્ય અંકાય છે. જે મનુષ્ય પ્રાણાન્તે પણ સ્વધર્મનો ત્યાગ કરતું નથી તે જીવનના અંતે સદ્ગતિ પામી સ્વર્ગીય સુખ ભોગવવાને ભાગ્યશાળી થાય છે; માટે હજી પણ કહું છું કે, આ અબળા પર દયા

દર્શાવ અને જુલ્મની વૃષ્ટિ ન વર્ષાવ. ” પુષ્પાવતીએ ઉપદેશાત્મક વચનો સંભળાવ્યાં.

“ ના ના—હું ત્હારો ઉપદેશ સાંભળવાને ઇચ્છતો નથી. તું સત્વર મ્હારી ઇચ્છા માન્ય કર —ત્હારો દુરાગ્રહ દૂર કર. ” બહાદુરસિંહે પૂર્વવત્ સ્વરે કહ્યું.

“ હજી સૂધી તું ત્હારા દુરાગ્રહનો ત્યાગ કરતો નથી તેથી મ્હને ઘણો ખેદ થાય છે. જે કાયા જોઇ તું મુગ્ધ બન્યો છેં, જે સૌન્દર્ય જોઈ તું ઉન્મત્ત બન્યો છે તે સૌન્દર્ય ચાર દિવસની ચાંદનીના જેવું ક્ષણસ્થાયી છે. યુવાનીએ તને દીવાનો બનાવી દીધો છે; પરંતુ વિચાર કરી જો કે, જે કાયા જોઇ ત્હારા અંતરમાં વિકાર ઉપજ્યો છે. એ કાયા મળ, મૂત્ર, રુધિર, માંસ આદિ દુર્ગંધયુક્ત વસ્તુઓથી ભરેલી છે. ત્હારા અંતરમાં પ્રેમ નહિ પણ મોહ ઉપજ્યો છે. કહે કહે કે, આ અંગનો કયો ભાગ જોઇ તું વિકારયુક્ત થયો છે ? તું માગે તે અવયવ કાપી આપવાને હું તૈયાર છું. ” પુષ્પાવતીએ કહ્યું.

“ સુંદરિ ! મદનદેવની પ્રબળતા કેટલી છે એ વિષયથી તું સર્વથા અજ્ઞાત હોય એવો જ મ્હને ભાસ થાય છે. સકળ સંસાર મદનને આધીન થઇ રહેલો છે. દેવદેવાદિ પણ મદનની અપાર પીડાથી વિચલિત બની ગયા હતાઃ—

“ સર્વ સંસાર મદન આધીન,
શ્રુતિ જ્ઞાન વિસ્તારક બ્રહ્મા થઇ ધર્મથી હીન;
થયા પિતાનો ધર્મભૂલીને નિજ દુહિતામાં લીન. સર્વ૦
મહાદેવ સ્મરસંહારક પણ થયા મદનથી હીન;
ભિલ્લભામામિનીમાં ભરમાયા, ભાળી રૂપ નવીન, સર્વ૦

કૈંક સાધુએ કામભક્ત થઈ ત્યાગ્યાં નિજ કૌપીન;
ઇન્દ્ર ચન્દ્ર ભૂલ્યા તો બીજાં કયમ ન ચળે મનમીન ? સર્વ૦
(દેવી દમયંતી.)

માટે મ્હારા અંતરની અનંગવ્યથા અન્ય કોઇ પણ રીતે શાન્ત થાય તેમ નથી જ." બહાદુરસિંહે મદનપ્રાબલ્ય દર્શાવ્યું.

"હા હા—દુરાત્મા! ત્હારા મનમાં કળીનો સંચાર થયો છે, તેથી જ તું ત્હારી ઉદ્દામ વાસનાને શાન્ત કરી શકતો નથી, કેમકે,

"કલિ માનવની ધર્મ બુદ્ધિ પલટાવે,
મતિ ભૂલાવે. ભરમાવે. કલિ૦

શુદ્ધિ બુદ્ધિ ઉડી જતી થતાં કલિ સંચાર;
અધર્મને અધિકાર ને અનીતિનો વિસ્તાર. કલિ૦
અન્યાયો અતિ એથી થતાં,
ભવમાં છતાં નયનીલતાં સૂકી જતાં,
પરિણામ ન શુભ આવે, કલિ૦
શેવક કલિના થાય તે છેવટ નરકે જાય,
જણાય રોટી શ્વાનને નહિ સોટી દેખાય;
ચાંદરણી એ દિન ચારની
સુખસારની સંસારની, રતિમારની
યમભય શાશ્વત લાવે, કલિ૦

(દેવી દમયંતી,)

માટે હજી પણ કાંઇક વિચાર કર અને ધર્મમાર્ગે વિચરણ કર."

"સુંદરી! જેવી રીતે તું ત્હારા નિશ્ચય પર દૃઢ છે તેવી રીતે હું મ્હારા નિશ્ચયપર દૃઢ છું, ચાલ, હવે હું ત્હારા મુખમાંથી મ્હારા

પ્રશ્નના ઉત્તર સિવાય બીજો એક પણ શબ્દ સાંભળવાને ઇચ્છતો નથી." આમ કહીને બહાદુરસિંહ મદ્ય તેમજ વિકારની ઉત્તેજનાથી પુષ્પાવતીના અંગને આલિંગન કરવા આગળ ધસ્યો. પુષ્પાવતી આ સમયે દૂર ખસી ગઇ અને તેણે કહ્યું:—"ખબરદાર પિશાચ! મ્હારા અંગને ત્હારા કલંકી હસ્તનો સ્પર્શ સુદ્ધાં કરીશ નહિ!"

બહાદુરસિંહ આ વચનો સાંભળી અત્યંત ક્રોધે ભરાયો. દિવાલ પર લટકતી તલ્વાર લેવા જેવો તે પાછો ફર્યો કે તરતજ પુષ્પાવતીએ સાવધાન બની જઇ, પોતાનાં વસ્ત્રોમાં છુપાવી રાખેલી વિષયુક્ત કટાર બ્હાર કાઢી અને એક ક્ષણમાં જ તેણે એ કટારને બહાદુરના બરડામાં ખોસી દીધી; તે સાથેજ એક હાય પોકારીને બહાદુરસિંહ જમીનદોસ્ત બની ગયો અને તેનો દેહ તરફડવા લાગ્યો. તેને ત્યાં એવી સ્થિતિમાંજ રહેવાદઇ પોતાની સ્થિતિનો વિચાર કરી પુષ્પાવતી દીપક હાથમાં લઇ એ ભોંયની બ્હાર નીકળી પડી. ત્વરાથી રત્નગઢ તરફ જવા લાગી.

બહાદુરસિંહની અંતકાળની હૃદયવિદારક બૂમ સાંભળી કાળિકા સત્વર એ સ્થળે આવી તો ત્યાં તેણે સંપૂર્ણ અંધકારનું સામ્રાજ્ય સ્થાપાયલું જોયું. તરતજ તે દીપક લઇ આવી. દીપકના પ્રકાશમાં બહાદુરસિંહના ચૈતન્યહીન દેહને જોઇ તે પાષાણ પ્રતિમાની માફક જ્યાં ઉભી રહી હતી ત્યાં જ ઉભી રહી. સૌભાગ્યવાન બહાદુરસિંહના આવા ભયંકર સૌભાગ્યને જોઇ ભયની ભાવનાથી તે કંપી ઉઠી! અસ્તુ.



**નૂતન હુન્નરસાગર**—જાતિઅનુભવ તેમજ વિવિધ ગ્રંથોના આધારે આ પુસ્તકમાં વિવિધ વિષયો ઉપર ઘણીજ લંબાણથી માહિતી આપેલી હોવાથી ગમે તેવો અજ્ઞાન માણસ પણ આ પુસ્તક વાંચવાથી હુન્નર શીખી શકે છે. આમાં મીણબત્તીઓ જુદી જુદી જાતના સુકા રંગ, સાબુઓ, વૉરનીસો, ખેતીવાડી અને જમીનની પરીક્ષા, કાચ, લાખ, ચામડાં, તેલ, અત્તરો, અર્કો, ચાંદી, સોના તથા ત્રાંબાના ગીલ્ટ ચઢાવવાની ક્રિયા તેમ જ તે સાફ કરવાની રીત તથા લાલ કાળી સોનેરી તેમજ રબ્બર સ્ટેમ્પની ટાઇપરાઇટરની શાહીઓ તેમજ મોતી ઉપરનાં ડાઘ કાઢવા વિષે બચોરિયા, ફુલકરણ, શરીરના વાળ દૂર કરવાની, શરીર સફેદ કરવા વગેરે; જુદી જુદી જાતના મલમોના પ્રયોગો લગભગ ૧૩૦૦ આપેલા છે. શીખાઉ તેમજ અજ્ઞાન માણસોને આ ઘણુંજ ઉપયોગી થાય તેમાં નવાઇ નથી. ગ્લેજ ઉંચા કાગળ પાકું સોનેરી પૂંઠું પૃષ્ઠ ૩૫૦ હોવા છતાં માત્ર કીંમત બે રૂપિયા.

**નવદંપતીને શિખામણ**—અજ્ઞાન, વહેમ, ખરાબ સોબત, કુટેવો, વિહારનો અતિયોગ, સ્ત્રીઓની આરોગ્ય સંબંધી અણસમજ, વાંઝીયાપણું, જુવાન વયમાં થતાં અનેક ભયંકર તથા ગુપ્ત દર્દો, ગર્ભસંચાર, પ્રસવ અને બાળકની માવજત સંબંધી અજ્ઞાનતા વગેરે કારણોથી દુઃખી થતાં પતિપત્નીઓએ આ પુસ્તક પોતાના નિત્યના મિત્ર તરીકે સાથે રાખવું જોઇએ. તેમાંની માહિતી એટલી સ્પષ્ટ છે કે સ્ત્રીઓ પણ તે વાંચી શકે છે અને તેમાં જે ઉપચારો દર્શાવેલા છે તે એવા સરળ છે કે નાના ગામડામાં પણ કરી શકાય છે. ટુંકામાં દુઃખી ગૃહસંસારને સુખી બનાવવા અને શરીરને નીરોગી રાખવા માટે આ પુસ્તક પ્રત્યેક પર-

જેલા પુરુષ કે સ્ત્રી પાસે હોવું જોઇએ. ૫૦ પ્રકરણ, ૩૦૦ પૃષ્ટ, પાકું પૂંઠું મુલ્ય માત્ર રૂ. ૧॥

**મહાભારત**—વ્યાસ વલ્લભરામ સુરજરામકૃત [વાર્ત્તારૂપે] કથા કહેવામાં પંકાએલા વ્યાસ વલ્લભની રસિક વાણીથી કોઇ ભાગ્યેજ અજાણ્યું હશે. તેમનું રચેલું ભારત અતિ રસિક અને મનવાંચ્છિત ફળ આપનારૂં છે. ઉત્તમ ચિત્રો, ૬॥×૯॥ ઇંચિ લંબાઇપહોળાઇવાળા ૯૦૦ પૃષ્ટનું મોટું કદ હોવા છતાં કિં. રૂા. ૨॥ પો. જુદું.

## ધી એવહરીડે કોરસ્પોન્ડન્સ.

અથવા રોજનો પત્રવ્યવહાર. આમાં સ્નેહીઓ, સગાંવહાલાં વિગેરે સાથેનો પત્રવ્યવહાર, અરજીઓ, ભલામણપત્રો, વ્યાપારીઓ, ધંધાદારીઓ વિગેરેને લગતો પત્રવ્યવહાર, રેલવેકંપની તથા પોસ્ટ ખાતાના પત્રવ્યવહાર; મંદવાડ, મરણ તથા ખેતાબ પદવીઓ વિગેરે પત્રવ્યવહારના જોઇએ તેવા તૈયાર નમૂના તથા તેનો ગુજરાતીમાં અર્થ સાથે આપેલો હોવાથી સાધારણ ભણેલાઓને પણ ઘણુંજ ઉપયોગી છે. આ ચોપડી તમે એક વખત ટેબલ ઉપર રાખશો તો તમને તે ટેબલ ઉપરથી ખસેડવાનું મન થશે નહિં. આજ તેની યોગ્યતા બતલાવે છે કે તે કેટલી ઉપયોગી છે છતાં કીમત માત્ર રૂ. ૧। પો. માફ.

મળવાનું ઠેકાણું:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

**ત્રણ દરવાજા—અમદાવાદ.**

ભયંકર ભેદભરમોથી, આકર્ષક અને અદ્ભુત ચમત્કારોથી, પ્રણય અને વિરહના મનોરંજક પ્રસંગોથી, વેશધારીઓનાં કલ્પનામાં પણ ન આવી શકે એવાં સાહસિક કાર્યોથી પરિપૂર્ણ નવલકથા!

# મૃગલોચની

અથવા

## માયા—પ્રાબલ્ય

### ભાગ ૨ જો.

પ્રયોજકઃ—વ્રજલાલ જાદવજી ઠક્કર.

આ નવલકથા એટલી બધી રસિક અને મનોરંજક છે કે તે વાંચ્યા સિવાય તેની કશી કલ્પના ઉપજી શકે તેમ નથી. આ નવલકથાના વાંચનથી તમને સેંકડો ઉપરાંત નવલકથાઓ વાંચ્યા જેટલો આનંદ થશે. સંકટ પ્રસંગે સમયસૂચકતા વાપરી કેવી રીતે આત્મસંરક્ષણ કરવું તેનું જ્ઞાન પ્રાપ્ત થશે. બીજો ભાગ પ્રથમ ભાગ કરતાં પણ વિશેષ રસિક અને મનોરંજક હોઇ તેમાં નીચેનાં પ્રકરણોનો સમાવેશ થયેલો છે.

ભયંકર ભેદભરમોથી ભરપૂર ખંડેર, સુંદરીઓનો સોદાગર, દૃષ્ટિમિલન, જાદુઈ પુસ્તકની પ્રાપ્તિ અને ગૂમ થવું,

વનવિહારિણી વનલતા, આશ્ચર્યજનક ચમત્કાર, ખંડેરનો ખજાનો, સ્વપ્નનો ચમત્કાર કે સત્યનો સાક્ષાત્કાર ? દુશ્મનનો દગો, અદ્ભુત યોગી મહાત્મા, ક્ષમાપ્રાપ્તિ અને સંસારત્યાગ, ચિત્રનગરનો અલૌકિક ચમત્કાર વગેરે.

આ નવલકથા વાંચતાં તમે આહાર નિદ્રાને સર્વાંશે ભૂલી જઈ રસના અગાધ મહાસાગરમાં નિમજ્જિત થઈ જશો. પૂણ્યમય ચરિત્રોની સાથે પાપનાં કાળજાં કંપાવે, હૃદયને ધબકાવે તથા અધર્મ કાર્યો તરફ તિરસ્કાર ઉપજાવે એવાં ચરિત્રો જોવાં હોય, ધર્મનો અભ્યુદય અને અધર્મની અવનતિ થયેલી જોવી હોય, સતી સાધ્વી ક્ષત્રિય સન્નારીની સ્વધર્મપરાયણતા નિહાળવી હોય. વફાદાર દોસ્તોની નિમકહલાલીનું દર્શન કરવું હોય, પ્રેમની પ્રાણહારક નિરાશાનું દર્શન કરવું હોય, વેશધારીઓનાં આશ્ચર્યજનક કાર્યો અને ચમત્કારોથી પરિચિત થવું હોય, ભૂતકાળના ભારતીય રાજા મહારાજાઓના દરબારોનું દર્શન કરવું હોય, અનંગરાજના વિશ્વવિજયી અધિપત્યનો વિસ્તાર જોવો હોય, લાલસાનો પ્રબળ જ્વાળામુખી સળગતો જોવો હોય તો આ સકળ વિજય પરિપૂર્ણ 'મૃગલોચની' નવલકથા અવશ્ય વાંચો.

પાકું સોનેરી અને રૂપેરી નામનું લાયબ્રેરીને શોભાવે એવું નયનરંજક છતાં પૂંઠું મૂલ્ય રૂ. ૧–૮–૦

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

બુકસેલર અને પબ્લીશર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

**ભયંકર ભેદ ભરમોથી, આકર્ષક અને અદ્ભુત પ્રણય અને વિરહના મનોરંજક પ્રસંગોથી, વેષ કલ્પનામાં પણ ન આવી શકે એવાં સા કાર્યોથી પરિપૂર્ણ નવલકથા !**

# મૃગલોચની

અથવા

## માયા-પ્રાબલ્ય.

સંપાદક, રા. વ્રજલાલ જાદવજી ઠક્કર.

### ભાગ ૨ જો.

આ નવલકથા વાંચનથી તમને સેંકડો ઉપ... ... કથાઓ વાંચ્યા જેટલો આનંદ થશે. સંકટ પ્રસંગે સમયસૂચકતા વાપરી કેવી રીતે આત્મસંરક્ષણ કરવું તેનું જ્ઞાન પ્રાપ્ત થશે.

**બીજા ભાગમાં આવેલાં કેટલાંક પ્રકરણો.**

ભયંકર ભેદ ભરમોથી ભરપૂર મંદિર, સુંદરીઓનો સોદાગર, દૃષ્ટિમિલન, જાદુઈ પુસ્તકની પ્રાપ્તિ અને ગૂમ થવું, વનવિહારિણી વનલતા, આશ્ચર્યજનક ગમત્કાર, ખંડેરનો ખજાનો, સ્વપ્નનો ચમત્કાર કે સ્વપ્નનો સાક્ષાત્કાર ? દુશ્મનનો દગો, અદ્ભુત યોગી મહાત્મા, જ્ઞાનપ્રાપ્તિ અને સંસારત્યાગ, ચિત્રનગરનો અલૌકિક ચમત્કાર વગેરે પુષ્કળ ચરિત્રોની સાથે પાપનાં કાળજાં કંપાવે, હૃદયને ધ્રુજાવે તથા અધમ કાર્યો તરફ તિરસ્કાર ઉપજાવે એવાં ચરિત્રો જોવાં હોય, ધર્મનો અભ્યુદય અને અધર્મની અવનતિ થયેલી જોવી હોય, લાલસાનો પ્રબળ જ્વાળામુખી સળગતો જોવો હોય તો આ સકળ વિષયપરિપૂર્ણ 'મૃગલોચની' નવલકથા અવશ્ય વાંચો.

પૃષ્ઠ સંખ્યા ૨૫૦ ઉપરાંતની છે. પાકાં રૂપેરી નામનાં લાયબ્રેરીને શોભાવે એવાં ચિત્તરંજક પૂઠાં છતાં મૂલ્ય દરેક ભાગના માત્ર રૂ. ૧-૮-૦.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

બુકસેલર અને પબ્લીશર. ત્રણ દરવાજા—અમદાવાદ.